શ્રીરવીન્દ્રનાથકૃત

# પૂર્વ અને પશ્ચિમ

[ બંનેની સંસ્કૃતિ અને સમાજની ચર્ચા કરતા લેખો ]



અનુવાદક

નગીનદાસ પારેખ

પ્રકાશક

ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.

મુંબઈ-૧.

શ્રીરવીન્દ્રનાથકૃત

# પૂર્વ અને પશ્ચિમ

[ બન્નેની સંસ્કૃતિ અને સમાજની ચર્ચા કરતા લેખો ]


અનુવાદક

નગીનદાસ પારેખ



પ્રકાશક

ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.

મુંબઈ – ૧.

પ્રિય ભાઈ શ્રીગગનભાઈ મહેતાને

## અનુવાદકનાં પુસ્તકો

# નિવેદન

'સ્વદેશ' અને સમાજ' એ બંને પુસ્તકોમાં સંગ્રહાયલા સોળ નિબંધમાંથી 'સમાજ'નો છેલ્લો નિબંધ 'પૂર્વ અને પશ્ચિમ' 'સ્વદેશી સમાજ'માં લઈ લીધેલો હોઈ બાકીના પંદર નિબંધોમાં જર્મન ચિંતક હરમન કાઈસરલિંગ–સંપાદિત ગ્રંથ 'બુક ઑવ મૅરેજ' માટે લખાયેલો નિબંધ 'ભારતવર્ષીય લગ્ન' અને કવિવરનાં અંતિમ વચનસમું છેવટનું વ્યાખ્યાન 'સંસ્કૃતિનું સંકટ' તેમાં ઉમેરીને આ સંગ્રહ તૈયાર કર્યો છે.

મૂળ પુસ્તકોનાં નામો સચવાઈ રહે એ દૃષ્ટિએ આ અનુવાદનું નામ પહેલાં 'સ્વદેશ અને સમાજ' રાખવા ધાર્યું હતું પણ એ નામનો 'સ્વદેશી સમાજ' સાથે ગોટાળો થવાનો પૂરો સંભવ લાગતાં બધા નિબંધોમાં જેની ચર્ચા ઓતપ્રોત છે એવા એક વિષયનું નામ જ પસંદ કરવું પડ્યું, અને આખરે 'પૂર્વ અને પશ્ચિમ' એવું નામ રાખ્યું.

નિબંધોની નીચે ડાબી બાજુએ લખેલો આંકડો નિબંધ લખાયાનું બંગાળી વર્ષ દર્શાવે છે, અને જમણી બાજુએ કૌંસમાં મૂકેલો આંકડો તેને મળતું ખ્રિસ્તી વર્ષ દર્શાવે છે. ૧૪૩મે પાને છે તે સિવાયની પાદટીપો અનુવાદકની ઉમેરેલી છે.

અનુવાદ છપાવા ગયો તે પહેલાં તે વાંચી જવા માટે હું ભાઈ શ્રી ઉમાશંકર જોષીનો આભારી છું.

**અમદાવાદ**
૧૩ : ૭ : '૪૨

**નગીનદાસ પારેખ**

# અનુક્રમણિકા

# આચારનો અત્યાચાર

"અંગ્રેજીમાં પાઉંડ છે, શિલિંગ છે, પેની છે, ફાર્ધિંગ છે—આપણે ત્યાં રૂપિયા છે, આના છે, કડા છે, ક્રાંતિ છે, દન્તિ છે, કાક છે, તિલ છે.........અંગ્રેજ અને બીજી પ્રજાઓ નાના નાના ભાગોને હિસાબમાં લેતી નથી; આપણે નાના ભાગોનો પણ હિસાબ રાખીએ છીએ, છોડતા નથી .........હિંદુ કહે છે કે ધર્મ-જગતમાં પણ કડાક્રાંતિનો વિચાર કરવાનો હોય છે, સ્વયં ભગવાન કડાક્રાંતિ પણ છોડી દેતા નથી. એટલે જ કદાચ હિંદુઓએ સામાજિક અનુષ્ઠાનમાં પણ કડાક્રાંતિ સુદ્ધાં છોડયાં નથી, કડાક્રાંતિનો પણ વિચાર તેઓ કરી ગયા છે, અને તેનાં વિધિવિધાન પણ કરી ગયા છે."—સાહિત્ય, ૩ જો ભાગ, ૭ મો અંક.

**બધી** બાજુ સરખી રીતે સંભાળવી એ માણસને માટે દુઃસાધ્ય હોય છે. એટલા માટે માણસે કોઈને કોઈ બાબતમાં છૂટછાટ મૂકીને ચાલવું જ પડે છે.

કેવળ થિયરી—સિદ્ધાંતને જ જો વળગી રહેવાનું હોય, તો તો તમે કડા, ક્રાંતિ, દન્તિ, કાક, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ અને સૂક્ષ્માતિસૂક્ષ્મ ટુકડા લઈને પણ ઘરમાં બેસીને, પાટી ગણિતના વિચિત્ર દાખલાઓ

ગણ્યા કરો તો ચાલે, પણ કાર્યમાં ઊતરતાં જ અતિ સૂક્ષ્મ અંશોને છોડીને જ ચાલવું પડે છે, નહિ તો હિસાબ મેળવવામાંથી કામ કરવાનો વખત જ નહિ મળે.

કારણ, સીમારેખા તો કોઈક જગ્યાએ દોરવી જ પડવાની. તમે સૂક્ષ્મ હિસાબી હો, અને દન્તિ કાક સુધી હિસાબ ગણવા માગતા હો, તો તમારા કરતાં સૂક્ષ્મતર હિસાબી જરૂર કહી શકે કે કાક આગળ જ શા માટે અટકી જવું ? વિધાતાની દૃષ્ટિ જો અનંત સૂક્ષ્મ છે, તો આપણા જીવનનો હિસાબ પણ અનંત સૂક્ષ્મની દિશામાં જ ખેંચવો જોઈએ. નહિ તો તેમને પૂરેપૂરો સંતોષ નહિ થાય—તેઓ ક્ષમા નહિ કરે.

વિશુદ્ધ તર્કની દૃષ્ટિએ આની વિરુદ્ધ કોઈ કશું કહી શકે એમ નથી—પણ કાર્યની દૃષ્ટિએ જોવા જઈએ તો, હાથ જોડીને વિનીત સ્વરે આપણે કહીએ, —" પ્રભુ, અમારી પાસે અનંત શક્તિ નથી, એ તમે જાણો છો, અમારે કામ પણ કરવું પડે છે અને તમારી આગળ હિસાબ પણ આપવો પડે છે. અમારા જીવનનો સમય પણ અલ્પ છે અને સંસારનો માર્ગ પણ કઠિન છે. તમે અમને દેહ આપ્યો છે, મન આપ્યું છે, આત્મા આપ્યો છે, ક્ષુધા આપી છે, બુદ્ધિ આપી છે, પ્રેમ આપ્યો છે, અને એ બધા બોજા સાથે અમને સંસારના હજારો લોકોના અને હજારો વિષયોના વમળમાં નાખી દીધા છે. આ ઉપરાંત પાછા પંડિતો વળી ડર દેખાડે છે કે તમે હિંદુના દેવ ખૂબ કઠોર છો, તમે કડાક્રાંતિ, દંતિકાકનો હિસાબ પણ છોડતા નથી. એમ જો હોય, તો તો હિંદુને સંસારના કોઈ સાચા કામમાં, માનવના કોઈ મહાન અનુષ્ઠાનમાં ભાગ લેવાનો વખત જ ન મળે. તો તો તમારા મોટા કાર્યમાં 'ગોટલી' મારી, કેવળ તમારો ક્ષુદ્ર હિસાબ ગણ ગણ કરવો પડે. તમે જે શોભાસૌંદર્ય–વૈચિત્ર્યમય સાગરામ્બરા પૃથ્વીમાં અમને મોકલ્યા છે, તે પૃથ્વીને તો પર્યટન કરીને જોવાય પણ નહિ, તમે જે ઉન્નત

માનવવંશમાં અમને જન્મ આપ્યો છે, તે માનવોની સાથે સમ્યક્ પરિચય કરવો, અને તેમનાં દુઃખનું મોચન કરવું, તેમની ઉન્નતિ સાધવા માટે વિવિધ પ્રયત્નો કરવા—એ તો અસાધ્ય થઈ પડે. કેવળ ક્ષુદ્ર પરિવારમાં, ક્ષુદ્ર ગામમાં બંધાઈ રહીને, ઘરખૂણે બેસીને, ગતિશીલ વિપુલ માનવ-પ્રવાહ અને જગતસંસાર તરફ નજર પણ નાખ્યા સિવાય પોતાના ક્ષુદ્ર દૈનિક જીવનનાં કડાક્રાંતિ ગણ્યા કરવાં પડે. આને નહિ અડું, તેનો પડછાયો નહિ લઉં, અમુકનું ખાઉં નહિ, અમુકની કન્યા ન લઉં, આ રીતે ઊઠીશ, તે રીતે બેસીશ, ઢીકણી રીતે ચાલીશ, તિથિ, નક્ષત્ર, દિવસ, ક્ષણ, લગ્નનો વિચાર કરીને હાથ પગ હલાવીશ, એમ કરી કરીને કર્મહીન ક્ષુદ્ર જીવનના ટુકડા ટુકડા કરી નાખી, રૂપિયાની બદામ કોડી કરીને મોટો ઢગલો બનાવવો, એ જ શું અમારા જીવનનો ઉદ્દેશ છે? હે હિન્દુના દેવતા, તમારી શું એવી આજ્ઞા છે કે અમે માત્ર 'હિંદુ' જ બનીએ, માણસ ન બનીએ?"

અંગ્રેજીમાં એક કહેવત છે—"પેની વાઇઝ પાઉંડ ફૂલિશ." બંગાળીમાં એનો તરજુમો આમ થઈ શકે—કોડી છૂટે નહિ ને રૂપિયો દેખે નહિ. એટલે કે કોડી ઉપર વધારે પડતું ધ્યાન રાખવા જતાં રૂપિયો જતો કરવો પડે. એનું પરિણામ એ આવે કે 'વીંટ વજ્રની જેમ પણ ગાંઠ સરકણી રહી જાય'—જીવ પર આવીને આંટા મારવામાં ઊણપ નહિ પણ ગાંઠ ઢીલી.

આપણા દેશમાં પણ એવું જ બન્યું છે. વિધિવ્યવસ્થા, આચાર-વિચાર તરફ અતિશય ધ્યાન આપવા જતાં, મનુષ્યત્વનાં સ્વાધીન ઉચ્ચ અંગ તરફ અવહેલા કરવામાં આવી છે.

સામાજિક આચારથી માંડીને ધર્મનીતિની ધ્રુવ આજ્ઞાઓ સુધી બધાંમાં જ એક સરખી કડકાઈ કરવાને લીધે, પરિણામ એ આવ્યું, કે આપણા દેશમાં સમાજનીતિ ધીમે ધીમે સુદૃઢ અને કઠણ બની ગઈ છે, પણ ધર્મનીતિ શિથિલ થતી જાય છે. કોઈ માણસ ગાય મારે તો

તેને સમાજની સજા ભોગવવી પડે, અને તેનું પ્રાયશ્ચિત્ત કરવું પડે, પણ માણસનું ખૂન કરે તો પ્રાયશ્ચિત્ત કર્યા વગર જ સમાજમાં સ્થાન પામે એવા દાખલાની કંઈ ખોટ નથી. રખેને હિન્દુ વિધાતાના હિસાબમાં કડાક્રાંતિની ભૂલ પડે, એટલા માટે પિતા આઠ૦ વરસની અંદર જ કન્યાને પરણાવી દે છે, અને મોટી ઉંમરે પરણાવે તો ન્યાતબહાર થાય છે; વિધાતાનો હિસાબ મેળવવાની બાબતમાં સમાજ જો આટલી બધી ઝીણી નજર રાખતો હોય, તો પેલો પિતા પોતાના ઉચ્છૃંખલ ચારિત્ર્યના સેંકડો દાખલા પૂરા પાડ્યા છતાં યે શા માટે સમાજમાં સ્વમાન જાળવીને રહી શકે છે? આ તે કાકદંતિનો હિસાબ કહેવાય? હું જો અસ્પૃશ્ય નીચ જાતને સ્પર્શ કરું, તો સમાજ મને તરત જ એ દંતિ-હિસાબ વિશે સાવચેત કરે છે, પણ હું જો જુલમ કરીને એ નીચ જાતનાં ઘરબાર ખેદાન મેદાન કરી નાખું, તો સમાજ મારી પાસે એ 'રૂપિયા'નો હિસાબ માગે છે ખરો? રોજ રોજ રાગ, દ્વેષ, લોભ, મોહ, મિથ્યાચરણ ધર્મનીતિના પાયાને ખોદી રહ્યાં છે, અને છતાં સ્નાન, તપ, વિધિવ્યવસ્થામાં તલભાર પણ ત્રુટિ પડતી નથી. આવું નથી નજરે પડતું?

હું એમ નથી કહેતો કે હિંદુ શાસ્ત્રમાં ધર્મનીતિમૂલક પાપને પાપ નથી કહ્યું, પરંતુ મનુષ્યકૃત સામાન્ય સામાજિક નિષેધોને પણ તેની સમાન કક્ષાના ગણવાથી સાચાં પાપની ઘૃણ્યતા સ્વાભાવિક રીતે જ ઓછી થઈ જાય છે. અત્યંત મોટી મેદનીમાં ઊંચનીચનો વિચાર મુશ્કેલ બની જાય છે. અસ્પૃશ્યને સ્પર્શ કરવો, અને સમુદ્રયાત્રાથી માંડીને નરહત્યા સુધીમાં બધાં પાપ અને અપાપ આપણા દેશમાં ભેળસેળ થઈ ગયાં છે.

પાપનિવારણના પણ એવા જ સેંકડો સહેલા રસ્તા છે. આપણા પાપનો બોજો જેમ જોત જોતામાં વધી જાય છે, તેમ જ્યાં ત્યાં તેને ફગાવી દેવાનાં પણ સ્થાન છે. ગંગામાં સ્નાન કરી આવ્યા એટલે

શરીરનો મેલ અને નાનાં મોટાં બધાં પાપ ધોવાઈ ગયાં. જેમ રાજ્યમાં મોટી મરકી ચાલે ત્યારે દરેક મડદાને માટે જુદી જુદી ઘોર ખોદવી અશક્ય થઈ પડે છે, અને અમીરથી માંડીને ફકીર સુધીના બધાને જ ઢગલો કરીને એક જ મોટા ખાડામાં નાખી દઈ સંક્ષેપમાં અંત્યેષ્ટિ સત્કાર પતાવવો પડે છે—તેમ આપણા દેશમાં ખાતાં, સૂતાં, ઊઠતાં, બેસતાં એટલાં બધાં પાપ થાય છે કે દરેક પાપનું સ્વતંત્ર પ્રાયશ્ચિત્ત કરવા જઈએ તો સમય જ નહિ મળે; એટલે થોડે થોડે વખતે એક સામટાં નાનાં મોટાં બધાં જ પાપોને ભેગાં કરી અતિ સંક્ષેપમાં એક સમાધિમાં નાખી આવવાં પડે છે. જેમ આંટા વજ્રના જેવા સખત તેમ ગાંઠ સરકણી.

આવી રીતે, પાપપુણ્ય એ મનના ધર્મ છે, એ વસ્તુ માણસ ધીમે ધીમે ભૂલી જાય છે. મંત્ર ભણવાથી, ડૂબકી મારવાથી, છાણ ખાવાથી પાપ નાશ પામે છે એવી માન્યતા સ્વીકારવી પડે છે. કારણ, માણસને જો માણસ તરીકે ન ગણીએ અને યંત્ર તરીકે ગણીએ તો તેના મનમાં પણ પોતે યંત્ર છે એવો ભ્રમ પેદા થાય છે. જો સામાન્ય લાભ નુકસાન, વેપાર રોજગાર સિવાય બીજા કોઈ પણ વિષયમાં તેને સ્વતંત્ર બુદ્ધિ ચલાવવાનો અવસર આપવામાં ન આવે—જો ઊઠવું, બેસવું, હળવું, મળવું, અડવું, ખાવું,—એ બધું પણ જો તેને માટે દઢ ભાવે નક્કી થઈ ગયેલું હોય, તો માણસમાં જે એક સ્વતંત્ર માનસિક ધર્મ હોય છે, તે ધીમે ધીમે ભુલાતો જાય છે. પાપ પુણ્ય બધું જ યંત્રના ધર્મ છે એમ માનતાં મુશ્કેલી પડતી નથી, અને તેનું પ્રાયશ્ચિત્ત પણ યંત્રસાધ્ય લાગે છે.

પણ અતિ સૂક્ષ્મ તર્ક કહે છે કે જો માણસની સ્વતંત્ર બુદ્ધિ ઉપર સહેજ પણ આધાર રાખવામાં આવે તો દૈવયોગે કાકદંતિનો હિસાબ ન પણ મળે. કારણ, માણસ ઠોકર ખાઈને શીખે છે—પણ સહેજ ઠોકર ખાતાં જ જો પાપ થઈ જતું હોય તો તેને શીખવાની

તક આપ્યા વિના નાકમાં નાથ પહેરાવીને ચલાવવો એ જ યુક્તિસંગત છે. છોકરાને ચાલતાં શીખવવું હોય તો પડવા દેવું જોઈએ, તેના કરતાં તેને ઘરડો થાય ત્યાં સુધી કેડે લઈને ફરવું એ જ સારું. એમ કરીએ તો તે પડે પણ નહિ અને છતાં તેનું હરવા ફરવાનું પણ ચાલુ રહે. ધૂળની એક કણ પણ જો લાગી તો હિંદુના દેવતા આગળ હિસાબ આપવો પડે છે, એટલે મનુષ્ય જીવનને તેલમાં નાખીને શીશામાં નીતિમ્યૂઝિયમની પ્રદર્શનીય વસ્તુરૂપે રાખી મૂકવું એ જ સલાહભર્યું છે.

એનું જ નામ કોડી છોડે નહિ ને રૂપિયો દેખે નહિ. શું સાચવ્યું અને શું ખોયું તેનો કોઈ વિચાર કરતું નથી. 'કવિકંકણ'માં વાણિજ્ય વિનિમયમાં આ પ્રમાણે લખ્યું છે:

શુકતાર બદલે મુકુતા દિબે
ભેડાર બદલે ઘોડા

(છીપને બદલે મોતી આપે ને ઘેટાને બદલે ઘોડો)

આપણે પંડિતો ભેગા થઈને ખૂબ ચર્ચા કરીને છીપના બદલામાં મોતી આપવા તૈયાર થયા છીએ. જો માનસિક સ્વાધીનતા ન હોય તો પાપપુણ્યનો કશો અર્થ જ રહેતો નથી, તે સ્વાધીનતાનો ભોગ આપી આપણે નામ માત્ર પુણ્યને નગદ ગણીને તિજોરીમાં ભર્યું છે.

પાપપુણ્ય,અને ઉત્થાનપતનમાં થઈને જ આપણું મનુષ્યત્વ ઉત્તરોત્તર પરિસ્ફુટ થતું જાય છે. સ્વાધીન ભાવે આપણે જે મેળવીએ છીએ તે જ આપણો સાચો લાભ હોય છે; અવિચારપૂર્વક બીજાની પાસેથી આપણે જે ગ્રહણ કરીએ છીએ તે આપણને મળતું નથી હોતું. ધૂળ કાદવમાં થઈને, આઘાત સંઘાતમાં થઈને, પતન–પરાભવને વટાવીને આગળ વધતાં વધતાં જે બળ સંચય કરીએ છીએ, તે બળ જ આપણું ચિરજીવનનું સાથી બની રહે છે. ધરતી ઉપર પગ સુદ્ધાં માંડ્યા વિના, દુગ્ધફેનશુભ્ર પુણ્યશય્યામાં શયાન રહીને હિન્દુના દેવતા આગળ જીવનનો અતિ નિષ્કલંક હિસાબ તૈયાર કરી આપી શકાય—પણ તે

હિસાબ એટલે શું? એક કોરું કટ ખાતું. તેમાં કલંક નહિ હોય અને આંકડા યે નહિ હોય. રખેને કડાક્રાંતિ કાકદંતિની ભૂલ પડે એ બીકે આવક જાવક કે સિલક કશું જ રાખવાનું નહિ.

નિર્દોષ સંપૂર્ણતા માણસને માટે નથી. કારણ, સંપૂર્ણતામાં એક પ્રકારની સમાપ્તિ રહેલી છે. માણસ આ જીવનમાં જ સમાપ્ત નથી. જેઓ પરલોક માનતા નથી, તેઓ પણ સ્વીકારશે કે એક જીવનમાં જ માણસની ઉન્નતિ–સંભાવના પૂરી થઈ જતી નથી.

નીચલી શ્રેણીનાં પ્રાણીઓ જન્મકાળે માનવશિશુ કરતાં વધારે પરિણત હોય છે. માનવશિશુ બિલકુલ અસહાય હોય છે. બકરીના બચ્ચાંને ચાલવા પહેલાં પડવું નથી પડતું. જો વિધાતા આગળ ચાલવાનો હિસાબ આપવાનો હોય તો બકરીનું બચ્ચું કાકદંતિ સુદ્ધાંનો હિસાબ મેળવી આપી શકે, પણ માણસના પતનની કોણ ગણના કરશે?

પ્રાણીઓના જીવનની મર્યાદા સંકુચિત હોય છે, તેઓ થોડે સુધી જઈને જ ઉન્નતિ કરતાં અટકી જાય છે—એટલા માટે આરંભકાળથી જ તેઓ શક્તિશાલી અને સમર્થ હોય છે. માણસના જીવનનો પરિધિ બહુ વિસ્તીર્ણ હોય છે, એટલે તે લાંબા વખત સુધી અપરિણત અને દુર્બળ રહે છે.

પ્રાણીઓ જે સ્વાભાવિક નિપુણતા લઈને જન્મે છે તેને અંગ્રેજીમાં 'ઇન્સ્ટિંક્ટ' કહે છે. બંગાળીમાં આપણે તેને સહજ–સંસ્કાર કહી શકીએ. સહજ–સંસ્કાર, 'અશિક્ષિત–પટુત્વ' એકદમ જ સાચે રસ્તે ચાલી શકે છે, પણ બુદ્ધિ ખંચાતી ખંચાતી, ભૂલોમાં થઈને પોતાનો રસ્તો શોધી કાઢે છે. સહજ – સંસ્કાર પશુઓનો ધર્મ છે, બુદ્ધિ માણસોનો. સહજ–સંસ્કારનું ગમ્યસ્થાન સામાન્ય સીમામાં જ હોય છે, બુદ્ધિનું અંતિમ લક્ષ્ય હજી સુધી શોધાયું જ નથી.

આપણે માનવ સંતાન છીએ એટલે જ આપણી શારીરિક અને માનસિક દુર્બળતા લાંબા વખત સુધી રહે છે; લાંબા વખત સુધી

આપણે પડી જઈએ છીએ, લાંબા વખત સુધી આપણે ભૂલો કરીએ છીએ. આપણને શીખતાં લાંબો વખત લાગે છે;—આપણે અનન્તનાં સંતાન છીએ એટલે લાંબા વખત સુધી આપણી આધ્યાત્મિક દુર્બળતા રહે છે, ડગલે ને પગલે આપણને દુઃખ પડે છે, કષ્ટ વેઠવાં પડે છે, આપણું પતન થાય છે. પણ એ જ આપણું સૌભાગ્ય છે, એ જ આપણું ચિરજીવનનું લક્ષણ છે, એ જ આપણને કહે છે કે હજી યે આપણી વૃદ્ધિ અને વિકાસનો અંત આવી ગયો નથી.

બાળપણમાં જ જો માણસનો ઉપસંહાર થતો હોત, તો માણસના જેવી અપરિસ્ફુટતા સમસ્ત પ્રાણી જગતમાં ક્યાંય જોવા મળત નહિ, અપરિણત પદસ્ખલિત આ જીવનમાં જ જો આપણી પરિસમાપ્તિ થતી હોત તો આપણે તદ્દન દુર્બલ અને હીન ગણાત એમાં શંકા નથી. પરંતુ આપણો ધીમો વિકાસ, આપણી ત્રુટિઓ, આપણાં પાપ, આપણી સામે પડેલા સુદૂરભવિષ્યનું સૂચન કરે છે. તે આપણને કહે છે, કડા, ક્રાંતિ, કાક, દંતિ એ બધું આંખે પાટા બાંધેલા ઘાણીના બળદને માટે છે; તે તેના પૂર્વવર્તીઓનાં પગલાંથી અંકાયલા એક ક્ષુદ્ર ગોળ કુંડાળામાં જ રોજ રોજ ફરી ફરીને સરસવમાંથી તેલ પીલવા રૂપી એક ખાસ નીમેલું કામ કરીને જીવનનિર્વાહ કરે છે, તેની એકેએક ક્ષણનો અને તેલના એકેએક ટીપાનો હિસાબ ગણી શકાય— પરંતુ જેને પોતાનું સમસ્ત મનુષ્યત્વ અપરિમેય વિકાસ તરફ લઈ જવાનું હોય છે તેને પુષ્કળ પરચૂરણ હિસાબ કાપી નાખવા પડે છે.

ઉપસંહારમાં એક વાત કહી મૂકું, 'એકિલિઝ અને કાચબો' નામનો ન્યાયમાં એક કુતર્ક આવે છે! તેનાથી એવું સાબિત કરવામાં આવે છે કે એકિલિઝ ગમે તેટલો ઝપાટાભેર દોડતો હોય તો પણ મંદગતિ કાચબો ઊપડતી વખતે જો સહેજ પણ આગળ હોય તો એકિલિઝ તેને પકડી નહિ શકે.* આ કુતર્કમાં તાર્કિકે અસીમ

---

* આ કુતર્ક ઝીનોએ રજૂ કરેલો છે. તે આ પ્રમાણે છે: "ધારો કે કાચબો એકિલિઝ સાથે શરત દોડે છે, પરંતુ કાચબો ધીમો છે તેથી શરત

ભગ્નાંશનો હિસાબ કર્યો છે—કડા, ક્રાંતિ, દંતિ, કાક વગેરે વડે તેમણે ઘરમાં બેઠાં બેઠાં સાબિત કર્યું છે કે, કાચબો સદાકાળ આગળ જ રહેશે. પણ આ તરફ સાચી કર્મભૂમિમાં એકિલિઝ એક પગલામાં બધાં કડાક્રાંતિ દંતિકાકને ઉલ્લંઘીને કાચબાને પાછળ પાડીને ચાલ્યો જાય છે.

૧૨૯૯ (૧૮૯૨)

---

દોડતાં પહેલાં એને જરા વહેલો છોડવામાં આવે છે. પછી એકિલિઝ દોડવાનું શરૂ કરે ત્યારે કાચબો અમુક જગ્યાએ હશે, અને એકિલિઝ ત્યાં પહોંચે તે દરમિયાન કાબો થોડું એક તો ચાલ્યો હશે જ. પછી કાચબો જ્યાં બીજી વાર હશે ત્યાં પહોંચવા માટે એકિલિઝને જેટલો વખત લાગે તે દરમિયાન વળી કાચબો આગળ ચાલ્યો હશે.........અને એ રીતે એ બે વચ્ચેની શરતનો અંત જ નહિ આવે, કારણ એકિલિઝ દોડે તે દરમિયાન કાચબો કંઈક તો આગળ ચાલશે જ.''—'પ્લેટોનું આદર્શ નગર'ના ઉપોદ્‌ઘાતમાંથી. પૃ. ૧૦.

**નોંધ**: ૧ કડા (કાડી) = ૩ ક્રાંતિ = ૪ કાક = ૯ દંતિ = ૮૦ તિલ.

# વિલાસનો ફાંસો

**અંગ્રેજો** આત્મતૃપ્તિને ખાતર પહેલાંના કરતાં અનેકગણો વધારે ખર્ચ કરે છે, એ વિશે અંગ્રેજી પત્રોમાં ચર્ચા થતી જોવામાં આવે છે. તેઓમાંના ઘણા એક વસ્તુ કહે છે કે પગારનો અને મજૂરીનો દર આજકાલ ઊંચો હોવા છતાં તેમનો જીવનનિર્વાહ આજના જમાનામાં પહેલાં કરતાં અનેકગણો વધારે મુશ્કેલ થઈ પડ્યો છે. કેવળ તેમની ભોગસ્પૃહા વધી છે એમ નથી, આડંબરપ્રિયતા પણ અતિશય વધી ગઈ છે. એકલાં ઇંગ્લંડ અને વેલ્સમાં વરસે સાડા ત્રણ લાખથી વધુ માણસોને દેવું ચૂકવી ન શકવાને કારણે અદાલતમાં હાજર થવું પડે છે. એ બધાં દેવાંનો મોટો ભાગ આડંબરનું જ પરિણામ હોય છે. પહેલાંના વખતમાં થોડી આવકવાળા લોકો કપડાં-લત્તામાં અને ઘરેણાંગાંઠાંમાં જેટલો ખર્ચ કરતા તેના કરતાં આજે અનેકગણો વધારે કરે છે. વિશેષ કરીને સ્ત્રીઓનાં કપડાંનું દેવું વાળવામાં ગૃહસ્થ દેવાળિયો થઈ જાય છે. જે સ્ત્રી મોદીની દુકાનમાં કામ કરતી હોય તેનાં પણ રજાને દિવસે કપડાં જોયાં હોય તો તે અમીરના ઘરની હોય એવો ભ્રમ થાય, એવા દાખલા અનેક વાર બને છે.

વિશાળ જમીનદારીમાંથી જે ડયુકોને પુષ્કળ આવક થાય છે, તેમને પણ અતિ ખર્ચાળ ભોજનસમારંભો વખતે તાણ પડે છે—જેમની આવક ઓછી છે, તેમની તો વાત જ શી? આને લીધે માણસો પરણવા તૈયાર થતા નથી અને તેનાં અનેકવિધ ખરાબ પરિણામો આવે છે.

આ ભોગ અને આડંબરનો જુવાળ આપણા દેશમાં પણ ચડવા લાગ્યો છે, એ વાત કોઈથી અજાણી નથી. અને છતાં આપણા દેશમાં આવકના માર્ગો ઇંગ્લંડ કરતાં સાંકડા છે. એટલું જ નહિ. દેશની ઉન્નતિને માટે જે બધાં કાર્યો આવશ્યક છે તે બધાં આપણા દેશમાં પૈસાને અભાવે અધૂરાં રહે છે.

આડંબરનો એક ઉદ્દેશ લોકોને મોઢે વાહવાહ પામવાનો હોય છે. આ વાહવાહ મેળવવાની વૃત્તિ આજના કરતાં પહેલાંના જમાનામાં ઓછી હતી, એ વાત હું માની શકતો નથી. તે વખતે પણ લોકસમાજમાં ખ્યાતિ મેળવવાની ઇચ્છા બેશક આજના જેટલી જ પ્રબળ હતી. છતાં ફેર એટલો કે તે વખતે ખ્યાતિનો માર્ગ એક હતો, આજે ખ્યાતિનો માર્ગ બીજો છે.

તે જમાનામાં દાનધ્યાન, ક્રિયાકર્મ, પૂજાપાર્વણ અને પૂર્તકાર્યો દ્વારા ધનવાન માણસો ખ્યાતિ મેળવતા. આ ખ્યાતિના પ્રલોભનથી પોતાના ગજા ઉપરવટનાં કર્માનુષ્ઠાન કરવામાં અનેક સંપત્તિશાલી ગૃહસ્થો ખાલી થઈ જતા એવી વાતો પણ આપણે સાંભળીએ છીએ.

પરંતુ, એટલી વાત આપણે સ્વીકારવી પડશે કે જે આડંબરની ગતિ પોતાની ભોગલાલસાની તૃપ્તિ તરફ નથી હોતી, તે સાધારણ રીતે છેક જ અમર્યાદ થઈ જતી નથી, અને તેથી લોકોમાં ભોગનો આદર્શ ઊંચો ચડે અને ચારે કોર વિલાસની મરકી ફેલાય એવું થતું નથી. દાખલા તરીકે, જે ધનવાનના ઘરમાં રોજ અતિથિસેવા ચાલતી હતી, તેમને એ સેવામાં ખર્ચ ગમે તેટલો વધારે થતો હશે તો પણ

અતિથિઓ જે આહાર પામતા તેનાથી વિલાસિતાની ટેવ પડતી નહોતી. વિવાહ વગેરે કાર્યમાં સ્વાહૂતો (કોલાહલ સાંભળીને આવેલા) અને અનાહૂતોને આવવાની મના નહોતી એ ખરું, પરંતુ તેને પરિણામે યજ્ઞની તૈયારી વિશાળ હોવા છતાં પૂરતી સાદાઈવાળી થતી હતી. આને લીધે સાધારણ લોકોની રહેણી ખર્ચાળ થઈ જતી નહોતી.

આજે વ્યક્તિગત ભોગનો આદર્શ વધી ગયો છે, એટલે વાહવાહનો પ્રવાહ તે તરફ જ વળ્યો છે. આજે આહાર, વસ્ત્ર, ઘર, વાડી, ગાડી, અસબાબ, રાચરચીલું એ બધાં વડે લોકો પોતાની મોટાઈની જાહેરાત કરે છે. ધનવાનોમાં હમણાં એની જ હરીફાઈ ચાલે છે. આથી કરીને માત્ર એ લોકોની જ રહેણી ખર્ચાળ થઈ જાય છે એવું નથી, જેઓની શક્તિ નથી તેમની પણ રહેણી ખર્ચાળ થતી જાય છે. આને લીધે આપણા દેશમાં કેટકેટલાં દુઃખો ઉત્પન્ન થાય છે, તે સહેજ વિચાર કરીશું તો જણાશે. કારણ, આપણા સમાજનું બંધારણ હજી યે બદલાયું નથી. આપણો સમાજ બહુ સંબંધવાળો છે. દૂરનાં કે પાસેનાં, સ્વજન કે પરિજન, અનુચર કે પરિચર કોઈનો પણ એ સમાજ અસ્વીકાર કરતો નથી. એટલે એ સમાજનાં ક્રિયાકર્મ વિશાળ હોવાનાં જ. પણ તે જ કારણે સાદાં હોય એ પણ અત્યંત આવશ્યક છે. એમ જો ન હોય તો માણસને માટે તે અસાધ્ય થઈ પડે. પહેલાં મેં કહ્યું છે કે અત્યાર સુધી આપણાં સામાજિક કર્મોમાં આ સાદાઈ અને વિશાલતાનું સામંજસ્ય હતું, આજે સાધારણ લોકોની રહેણી ખર્ચાળ થઈ ગઈ છે, છતાં આજે આપણા સમાજનો પરિધિ તેટલા પ્રમાણમાં નાનો થયો નથી, એટલે સાધારણ લોકોને માટે સામાજિક કર્મો દુઃસાધ્ય થઈ પડ્યાં છે.

હું એવા એક માણસને ઓળખું છું જે ત્રીસ રૂપિયાની નોકરી કરે છે. તેના પિતાનું મૃત્યુ થયા પછી પિતાના વિયોગ કરતાં કારજની ચિંતા તેને વધારે પીડવા લાગી. મેં તેને કહ્યું, "તારી આવકના

પ્રમાણમાં, તારી શક્તિ અનુસાર કારજ કેમ નથી કરતો ?" તેણે કહ્યું, "એમ તે કદી થાય કે ?—ગામ લોકોને અને સગાંવહાલાંને ન ખવડાવું તો તો આવી જ બન્યું જાણવું." આ ગરીબ ઉપર સમાજનો હક્ક સંપૂર્ણપણે કાયમ છે અને છતાં સમાજની ભૂખ વધી ગઈ છે. પહેલાં જેટલાથી સાધારણ લોકોને સંતોષ થતો તેટલાથી આજે થતો નથી. જેઓ પહોંચતા અને ધનવાન હોય છે, તેઓ સમાજની ઉપેક્ષા કરી શકે છે. તેઓ શહેરમાં આવીને માત્ર મિત્ર-મંડળને બોલાવીને પણ સામાજિક કાર્ય પતાવી શકે છે, પરંતુ જેઓ સંપત્તિશાલી નથી, તેઓને કોઈ છટકબારી નથી.

અમે વીરભૂમ જિલ્લાના એક ખેડૂત ગૃહસ્થને ત્યાં ફરવા ગયા હતા. ઘરધણીએ પોતાના છોકરાને કંઈ નોકરી અપાવવા મને વિનંતી કરી એટલે મેં કહ્યું, "કેમ, છોકરાને ખેતી છોડાવી પારકાનો તાબેદાર બનાવવાનો શું કામ પ્રયત્ન કરે છે ?" તેણે કહ્યું, "બાબુ, એક વખત એવો હતો જ્યારે ખેતીવાડી ઉપર જ અમે સુખથી રહેતા હતા. હવે કેવળ ખેતીવાડીમાંથી ગુજરાન નીકળે એવું રહ્યું નથી." મેં પૂછ્યું, "કેમ વારુ ?" તેણે જવાબ આપ્યો, "અમારી રહેણી ખર્ચાળ થઈ ગઈ છે. પહેલાં ઘરમાં વહેવાઈ આવતા તો પૌંવા અને ગોળથી સંતોષ માનતા, આજે બરફીપેંડા ન મળે તો વાત કરે છે. અમે શિયાળો રજાઈ ઓઢીને કાઢી નાખતા, આજે છોકરાઓ વિલાયતી બનૂસ ન હોય તો મોં ચડાવે છે. અમે પગે જોડા પહેર્યા વગર સાસરે જતા. છોકરાઓથી વિલાયતી બૂટ ન પહેર્યા હોય તો શરમના માર્યા ઊંચું જોવાતું નથી. એટલે હવે ખેતી ઉપર ખેડૂતનું નભતું નથી."

કોઈ કોઈ કહેશે, આ બધાં સારાં ચિહ્નો છે; અભાવનો માર્યો માણસ પ્રયત્નશીલ બને છે. એમાંથી તેની પૂરેપૂરી શક્તિના વિકાસને ઉત્તેજન મળે છે. કોઈ કોઈ કદાચ એમ પણ કહેશે, કે બહુ સંબંધોવાળો સમાજ વ્યક્તિત્વને કચડીને તેનો નાશ કરી નાખે છે. અભાવને કારણે

આ સમાજના બહુ બંધનના ફાંસા ઢીલા થઈ જશે એટલે માણસ સ્વાધીન બનશે. એમાં દેશનું કલ્યાણ રહેલું છે.

આ બધા તર્કોનો નિવેડો ટૂંકમાં આવે એમ નથી. યુરોપમાં ભોગના તગાદાને કારણે અનેક માણસોને મારીને થોડા માણસોને શક્તિશાળી બનાવે છે. હિંદુ સમાજતંત્રમાં થોડા માણસોને અનેક માણસો માટે ત્યાગ કરવાની ફરજ પાડી સમાજને શક્તિશાળી રાખવામાં આવે છે. આ બંને માર્ગમાં સારું નરસું બંને જ રહેલાં છે. યુરોપનો માર્ગ જ જો એકમાત્ર શ્રેય પુરવાર થયો હોત તો તો એ બાબતમાં કંઈ કહેવાપણું જ રહેત નહિ. યુરોપના વિચારકોની વાત સાંભળીએ તો જાણવા મળે છે કે આ બાબતમાં તેમની વચ્ચે પણ મતભેદ છે.

કોઈ પણ કારણે હો, પણ આપણા હિંદુ સમાજની બધી ગ્રંથિઓ જો શિથિલ થઈ જાય, તો એટલું તો ચોક્કસ, કે હજારો વરસો થયાં હિંદુ જાતિ જે અટલ આશ્રય ઉપર અનેકાનેક વાવાઝોડાં વેઠીને ટકી રહી છે, તે નાશ પામશે. એને ઠેકાણે બીજું કંઈ ઊભું થશે કે નહિ, થશે તો પણ તે આપણને કેવો આશ્રય આપી શકશે, એની આપણને ખબર નથી. આવી પરિસ્થિતિમાં, આપણું જે છે, તેની વિનાશદશા નિશ્ચિત મને નહિ જોઈ શકાય.

મુસલમાન અમલ દરમિયાન હિંદુ સમાજને કોઈ જાતની હાનિ થઈ નહોતી, તેનું કારણ એ કે તે અમલ દરમિયાન ભારતવર્ષમાં આર્થિક ફેરફાર થયા નહોતા. હિંદુસ્તાનના રૂપિયા હિંદુસ્તાનમાં જ રહેતા, તે બહાર ન જતા હોવાને લીધે આપણને અન્નની ખોટ નહોતી. એ કારણે આપણો સમાજવ્યવહાર સ્વાભાવિક રીતે જ ખૂબ વ્યાપક હતો. તે સમયે ધનોપાર્જને આપણામાંની પ્રત્યેક વ્યક્તિના મનને આટલું બધું આકર્ષ્યું નહોતું. તે સમયે સમાજમાં ધનનું માન ઝાઝું નહોતું અને ધન જ સર્વોચ્ચ શક્તિ ગણાતી નહોતી. ધનવાન વૈશ્યોને સમાજમાં ઉચ્ચ સ્થાન મળ્યું હતું એવું પણ નહોતું. એ કારણથી,

ધનને શ્રેષ્ઠ આસન આપવાથી સામાન્ય લોકોના મનમાં જે હીનતા આવે છે, તે આપણા દેશમાં હતી નહિ.

આજે રૂપિયાની બાબતમાં સમાજમાંના બધા જ અત્યંત સભાન થઈ ગયા છે. એટલે આપણા સમાજમાં પણ એવા એક પ્રકારની દીનતા દાખલ થઈ છે કે રૂપિયા નથી એ વાતનો સ્વીકાર કરવો એ જ આપણે મન સૌથી વધુ શરમાવનારું થઈ પડ્યું છે. આને લીધે ધનાડમ્બરની વૃત્તિ વધી જાય છે, લોકો ગજા ઉપરાંતનું ખર્ચ કરે છે, અને બધા જ અમે ધનવાન છીએ એવું સાબિત કરવા બેસે છે. વણિક જાતિએ રાજસિંહાસન ઉપર બેસીને આપણને આ ધનદાસત્વના દારિદ્રની દીક્ષા આપી છે.

મુસલમાન સમાજમાં વિલાસિતા પૂરતી હતી, અને હિંદુ સમાજને તે લગારે સ્પર્શી જ નહોતી એમ પણ કહેવાય એમ નથી. પણ વિલાસિતા સામાન્ય લોકોમાં ફેલાઈ નહોતી. તે જમાનામાં વિલાસિતાને 'નવાબી' કહેતા હતા. થોડા લોકોની જ એવી 'નવાબી' રહેણી હતી. આજે વિલાસિતાને 'બાબુગીરી' કહે છે; દેશમાં બાબુની ખોટ નથી.

આ બાબુગીરીની હરીફાઈ ઉત્તરોત્તર વધી જવાને કારણે આપણે કેટલી બાજુએથી કેટલાં દુઃખો પામીએ છીએ તેનો કંઈ પાર નથી. આનો એક દાખલો જુઓ. એક બાજુથી આપણા સમાજના વિધાન પ્રમાણે કન્યાને અમુક ઉમ્મરે પરણાવવાને બધા બંધાયલા છે, બીજી બાજુથી પહેલાંની પેઠે નિશ્ચિંતચિત્તે લગ્ન કરી શકાતાં નથી. ગૃહસ્થ જીવનનો બોજો ઉપાડતાં યુવકો સ્વાભાવિક રીતે જ ડરે છે. આવી સ્થિતિમાં, કન્યાને પરણાવવી હોય તો મૂરતિયાને વાંકડો આપી લોભાવવો પડે, એમાં નવાઈ જેવું શું છે? વાંકડાનું પ્રમાણ પણ જીવનનિર્વાહના આજના આદર્શ અનુસાર વધતું જાય, એમાં પણ કંઈ નવાઈ નથી. આ વાંકડા લેવાની પ્રથા સામે આજકાલ ખૂબ ચર્ચા ચાલે છે; ખરું જોતાં એને લીધે બંગાળી ગૃહસ્થનું દુઃખ અત્યંત

વધી ગયું છે એ વિશે પણ લગારે શંકા નથી—કન્યાનાં લગ્નની ચિંતા ન હોય એવા કન્યાના બાપ આજે બંગાળમાં ઓછા જ હશે. આમ છતાં, એને માટે આપણી આજની સાધારણ સ્થિતિ સિવાય કોઈ વ્યક્તિને દોષ દઈ શકાય એમ નથી. એક બાજુથી ભોગનો આદર્શ ઊંચો થવાથી સંસાર વ્યવહાર ખૂબ ખર્ચાળ હોય અને બીજી બાજુથી કન્યા માત્રને જ અમુક ઉમ્મરમાં પરણાવી દેવી પડતી હોય, તો મૂરતિયાનું આર્થિક મૂલ્ય વધ્યા વિના રહે જ નહિ. અને છતાં એના જેવી શરમજનક અને અપમાનકારક કોઈ પ્રથા નથી. જીવનનો સહુથી વધુ ઘનિષ્ટ સંબંધ દુકાનદારીથી શરૂ કરવો, જેઓ આજે નહિ ને કાલે આપણા આત્મીય ગણાવાના, તેમની સાથે આત્મીયતાનો અધિકાર સ્થાપન કરીને નિર્લજ્જભાવે નિર્મમભાવે ભાવતાલ કર્યા કરવો,—એના જેવી દુઃસહ નીચતા જે સમાજમાં દાખલ થઈ છે, તે સમાજનું કલ્યાણ થવાનું નથી, તે સમાજનો જરૂર નાશ શરૂ થયો છે. જેઓ આ અમંગલને દૂર કરવા માગતા હોય, તેઓ મૂળમાં કુહાડો ન મારતાં જો ડાળપાંદડાં છેદવાનો પ્રયત્ન કરે તો તેથી લાભ શો? દરેકે દરેક જણ જીવનને સરલ બનાવે, સંસારના બોજાને હળવો બનાવે, ભોગના આડંબરને હલકો પાડે, ત્યારે જ માણસોને ગૃહસ્થ થવું સહેલું થશે, રૂપિયાનો અભાવ અને રૂપિયાની આકાંક્ષા જ સર્વોચ્ચ બની જઈને માણસને આટલી હદ સુધી નિર્લજ્જ બનાવશે નહિ. ગૃહ એ જ આપણા દેશના સમાજનો પાયો છે, તે ગૃહને જો આપણે સરલ ન બનાવીએ, મંગળમય ન બનાવીએ, ત્યાગ વડે તેને નિર્મલ ન બનાવીએ, તો અર્થોપાર્જનના હજારો નવા માર્ગો શોધાશે તો પણ દુર્ગતિમાંથી આપણો ઉગારો નથી.

જરા વિચાર કરી જુઓ, આજે નોકરીએ સમસ્ત બંગાળી ભદ્ર સમાજને ગળે કેવો ફાંસો નાખ્યો છે! એ નોકરી ગમે એટલી દુર્લભ થતી જતી હોય, એમાંથી મળતર ગમે એટલું ઓછું થતું જતું હોય, તો યે આપણે એને જ ચરણે માથું ઝુકાવીએ છીએ. આ દેશવ્યાપી

નોકરીની મારી આજે આખી બંગાળી જાતિ દુર્બળ, લાંછિત અને આનંદહીન બની ગઈ છે. આ નોકરીની માયાને લીધે બંગાળના અનેક સુયોગ્ય શિક્ષિત માણસો કેવળ અપમાનને જ સન્માન ગણીને સ્વીકારી લે છે, એટલું જ નથી, તેઓને દેશ સાથેનો ધર્મસંબંધ તોડી નાખવાની ફરજ પડે છે. આજે એના દાખલા જુઓ. વિધાતાના લીલા–સમુદ્રમાંથી જુવાળ આવતાં આજે જ્યારે આખા દેશના હૃદય–પ્રવાહે આત્મશક્તિના માર્ગ તરફ મુખ ફેરવ્યું છે, ત્યારે વિમુખ કયા લોકો છે? એવે વખતે જાસૂસી કરીને સાચાનું જૂઠું કરનાર કયા લોકો છે? એવે વખતે ન્યાયાસન ઉપર બેસીને અન્યાયના દંડથી દેશપીડનમાં સહાય કરનાર કયા લોકો છે? એવે વખતે, બાળકોનો અતિ પવિત્ર ગુરુ–સંબંધ સ્વીકાર્યા છતાં તેમને અપમાન અને જુલમના હાથમાં અનાયાસે સોંપી દેવાને તૈયાર થનાર કયા લોકો છે? જેમણે નોકરીનો ફાંસો ગળામાં પહેર્યો છે તેઓ. તેમને કેવળ અન્યાય કરવાની ફરજ પડે છે એમ નથી, તેઓ પોતાની જાતને ભોળવે છે—તેઓ એવું સાબિત કરવાનો પ્રયત્ન કરે છે કે દેશના લોકો ભૂલ કરે છે. કહો વારુ, દેશના યોગ્યતમ શિક્ષિત-વર્ગને ગળે આ જે નોકરીની જંજીરનો ફાંસો છે એ કેવો પ્રાણઘાતક ફાંસો છે! નવાબગીરી, સાહેબગીરી, બાબુગીરીને રોજ રોજ ઉગ્રતર કરીને મનને વિલાસનું ગુલામ બનાવી પોતાના ગુલામખતની મુદત અને કડકાઈ આપણે વધારતા જઈએ છીએ.

જીવનનિર્વાહને હળવો બનાવતાં વેંત આ દેશવ્યાપી નોકરીનો ફાંસો એક ક્ષણમાં ખૂલી જશે. ત્યારે, ખેતીવાડી કે બીજા કોઈ સામાન્ય ધંધામાં પડતાં બીક નહિ લાગે. ત્યારે આટલી બધી સ્વસ્થતાથી અપમાન સહન કરીને પડી રહેવાનું સ્વાભાવિક નહિ રહે.

આપણામાં વિલાસિતા વધી છે એ ઉપરથી ઘણા કલ્પના કરે છે કે એ આપણી ધનવૃદ્ધિનું ચિહ્ન છે. પણ એ વસ્તુનો આપણે વિચાર કરવો જોઈએ કે પહેલાં જે ધન સાધારણ લોકોના કામમાં

ખર્ચાતું, તે આજે વ્યક્તિગત ભોગમાં ખર્ચાય છે. એનું પરિણામ એ આવે છે કે દેશનાં ભોગવિલાસનાં સ્થાનો સમૃદ્ધિશાલી થતાં જાય છે— શહેરો ફૂલે ફાલે છે—પણ ગામડાંઓમાં દારિદ્ર્યનો પાર નથી. સમસ્ત બંગાળમાં ગામડાંનાં દેવમંદિરો ભાંગતાં જાય છે, તળાવનાં પાણી સ્નાનપાનને અયોગ્ય થતાં જાય છે, ગામ જંગલથી ભરાતાં જાય છે, અને જે દેશ બારે માસ ઉત્સવોથી ગાજતો રહેતો હતો તે દેશ નિરાનંદ અને નિ:સ્તબ્ધ બની ગયો છે. દેશનું મોટા ભાગનું ધન શહેરમાં ખેંચાઈ જઈને પાકાં મકાન, ગાડીઘોડા, સાજસરંજામ, આહારવિહારમાં જ ઊડી જાય છે. અને છતાં જેઓએ આવા ભોગ-વિલાસમાં અને આડમ્બરમાં પોતાની જાતને વહેતી મૂકી છે તેઓમાંનું કોઈ સુખી કે સંપન્ન નથી;—તેઓમાંના ઘણાને તો તાણાતાણ હોય છે, ઘણાને તો દેવું હોય છે, ઘણાની તો બાપીકી મિલ્કત શાહુકારના હાથમાંથી છોડાવવાના પ્રયત્નમાં જ આખી જિંદગી વેડફાઈ જાય છે— કન્યાને પરણાવવી, પુત્રને મોટો કરવો, બાપીકી કીર્તિ સાચવીને રહેવું, એ પણ ઘણાને ખૂબ મુશ્કેલ થઈ પડ્યું છે. જે ધન સમસ્ત દેશની નાનાવિધ ઊણપો દૂર કરવામાં ચારે કોર વપરાતું હતું, તે ધન સંકુચિત સ્થાનમાં ગોંધાઈ રહીને જે ઐશ્વર્યની માયા રચી રહ્યું છે તે વિશ્વાસપાત્ર નથી. આખા શરીરને છેતરીને માત્ર મોઢા ઉપર જ જો લોહી ધસી આવે તો તે તંદુરસ્તી ન કહેવાય. દેશનાં ધર્મસ્થાનને, બંધુસ્થાનને, જન્મસ્થાનને કૃશ કરીને કેવળ ભોગસ્થાનને ફુલાવી મૂકીએ તો બહારથી તો એમ લાગે કે દેશની શ્રીવૃદ્ધિ થતી જાય છે. એટલા માટે જ આ છદ્મવેશી સર્વનાશ જ આપણે માટે અતિશય ભયાવહ છે. મંગળ કરવાની શક્તિ એ જ ધન, વિલાસ ધન નથી.

(૧૯૦૫)

૧૩૧૨

## નકલની વિટંબણા

**અંગ્રેજીમાં** એક કહેવત છે કે ' સબ્લાઇમ 'થી હાસ્યકર બહુ દૂર નથી. સંસ્કૃત અલંકારમાં અદ્ભુત રસ એ અંગ્રેજી ' સબ્લિમિટી 'નો પ્રતિશબ્દ છે. પણ અદ્ભુત બેય પ્રકારના હોય છે—હાસ્યકર અદ્ભુત અને વિસ્મયકર અદ્ભુત.

એ દિવસ દાર્જિલિંગ ફરવા આવ્યો ત્યાં આ બંને જાતના અદ્ભુત ભેગા જોવા મળ્યા. એક બાજુ દેવતાત્મા નગાધિરાજ અને બીજી બાજુ વિલાયતી કપડાં પહેરેલો બંગાળી. સબલાઇમ અને હાસ્યકર બંને જોડાજોડ.

અંગ્રેજી કપડાં જ હાસ્યકર છે, એવું હું કહેતો નથી—બંગાળી અંગ્રેજી કપડાં પહેરે એ જ હાસ્યકર છે, એ વાત પણ મારે કાઢવી નથી, પરંતુ બંગાળીના શરીર પર કશા મેળ વગરનાં વિલાયતી કપડાં જો કરુણરસાત્મક ન હોય, તો નિઃસંદેહ હાસ્યકર હોય છે. મને આશા છે કે આ બાબતમાં કોઈની સાથે મતભેદ નહિ થાય.

કદાચ કપડાં એક જાતનાં અને ટોપી જુદી જાતની, કદાચ કોલર હોય, ટાઈ ન હોય, કદાચ જે રંગ અંગ્રેજની આંખને ભડકામણો

લાગે તે જ રંગનું પહેરણ હોય, કદાચ જે અંગાવરણને ઘરની બહાર પહેર્યાં હોય તો અંગ્રેજ નવસ્ત્રા જ ગણે, તે જ અસંગત વસ્ત્રો પહેર્યાં હોય! આવા સમજ વગરના શણગાર શા માટે?

જો આગળ કાછડી અને પાછળ પાટલી પહેરીને કોઈ અંગ્રેજ બંગાળી લત્તામાં ફરવા નીકળે, તો તેણે સન્માન પામવાની આશા ન રાખવી જોઈએ. આપણા જે બંગાળી બંધુઓ અદ્ભુત વિલાયતી વેશ પહેરીને ગિરિરાજની રાજસભામાં ભાંડ બનીને ફરે છે, તેઓ ગાંઠના પૈસા ખરચીને અંગ્રેજ પ્રેક્ષકોને ગંમત પૂરી પાડે છે.

બિચારા કરે પણ શું? અંગ્રેજી રીતરિવાજ તેઓ જાણે પણ શી રીતે? જે બંગાળીઓ વિલાયત જઈ આવ્યા હોય છે, જેઓ અંગ્રેજી રૂઢિ જાણે છે, તેઓને જ પોતાના દેશભાઈઓના આ વેશવિભ્રમથી સૌથી વધારે શરમ લાગે છે. તેઓ સૌથી વધારે તીવ્ર સ્વરે કહે છે,— જો આવડતું ન હોય તો પહેરવા શું કામ જાય છે? અમને સુદ્ધાં અંગ્રેજો આગળ હલકા પાડે છે!

શું કામ ન પહેરે? તમે જો પહેરો, અને પહેરીને દેશી વસ્ત્રો પહેરનાર કરતાં પોતાને મોટા માનો, તો તે ગર્વથી એ શું કામ વંચિત રહે? તમારો જો એવો મત હોય કે આપણો સ્વદેશી પોશાક ત્યાજ્ય છે, અને વિદેશી પોશાક જ ગ્રાહ્ય છે, તો તમારા પક્ષમાં વધારો થાય એનો વિરોધ કરો એ ચાલે નહિ.

તમે કહેશો, વિલાયતી પોશાક પહેરવા હોય તો પહેરો, કયું સભ્ય, કયું અસભ્ય, કયું શોભે, કયું ન શોભે, તે જાણો!

પણ એ કદી બનવાનું જ નથી. જેઓ અંગ્રેજી સમાજમાં નથી, જેમનાં સગાંવહાલાં બંગાળી છે, તેમને અંગ્રેજી સમાજના રીતરિવાજના આદર્શ ક્યાં જોવા મળવાના હતા?

જેમની પાસે પૈસા છે, તેઓ રેંકિન હર્મનના હાથમાં આંખ મીંચીને પોતાની જાતને સોંપી દે છે, અને મોટા મોટા ચેક ઉપર

સહી કરી આપે છે, અને મનમાં મનમાં સાંત્વન પામે છે, કે ભલે બીજું કશું ન થાય પણ લોકો મને જોઈને કમમાં કમ ભદ્ર ફિરંગી તો માનશે જ, અંગ્રેજી રૂઢિ સમજતો નથી એવો મૂર્ચ્છાકર અપવાદ તો કોઈ નહિ દઈ શકે.

પરંતુ પંદરઆની બંગાળીઓને પૈસાની તાણુ હોય છે, એટલે ચંદરવો જ તેમના બંગાળી શણગારનું ચરમ મોક્ષસ્થાન હોય છે, આથી ઊલટ પાલટ અને ભૂલચૂક થવાની જ. આવી સ્થિતિમાં પારકાનો પોશાક પહેરવા જતાં, મોટા ભાગના લોકોનો વેશ ભવાઈના વેશ જેવો થયા વગર રહેવાનો જ નહિ.

બે ચાર કાગડાઓ અમુક પરિસ્થિતિમાં મોરનાં પીંછાં શોભે એ રીતે કદાચ પહેરી પણ શકે, પરંતુ બાકીના કાગડાઓ કદી એમ કરી શકવાના નથી, કારણ, મોરના સમાજમાં તેઓ ભળી શકતા નથી—એવી સ્થિતિમાં સમસ્ત કાગડા જાતિને મશ્કરીમાંથી બચાવી લેવા માટે ઉપર કહેલા બે ચાર છદ્મ વેશીઓએ મોરનાં પીંછાંનો લોભ સંયમમાં રાખવો જ પડવાનો. તેઓ જો એમ ન કરે, તો પારકાનાં પીંછાં વિકૃત રીતે પહેરીને શેખી કરવાનું પ્રહસન ચારે કોર ફેલાવાનું જ.

આ લજ્જામાંથી, અંગ્રેજગીરીના આ વિકારમાંથી સ્વદેશનું રક્ષણ કરવા માટે આપણે શું પેલા સશક્ત નકલકારોને નમ્રતાપૂર્વક વિનંતી ન કરી શકીએ? કારણ, તેઓ સશક્ત છે, બીજા બધા અશક્ત છે. એટલું જ નહિ. અમુક પરિસ્થિતિમાં તેમના પુત્રપૌત્રો પણ અશક્ત થઈ પડવાના છે. તેઓ જ્યારે ફિરંગી લીલાના અધસ્તન રસાતલની ગલીએ ગલીએ સમાજે ફેંકી દીધેલા કચરાની પેઠે પડી રહેશે, ત્યારે શું રેંકિનવિલાસીના પ્રેતાત્મા શાંતિ પામી શકશે?

દરિદ્ર કોઈ પણ ઉપાયે પારકાની નકલ સારી રીતે કરી શકતો નથી. નકલ કરવામાં સામગ્રી બહુ જોઈએ છે, અને તે બધી બહારથી લાવવી પડે છે. જેની નકલ કરવાની હોય તેના સંસર્ગમાં હમેશાં રહેવું

પડે છે, અને ગરીબને માટે એ જ સૌથી મુશ્કેલ હોય છે, એટલે એવી સ્થિતિમાં નકલ કરવા જતાં આદર્શભ્રષ્ટ થઈને કિંભૂત કિમાકાર જેવું બની જાય છે. બંગાળી ટૂંકું ધોતિયું પહેરે એમાં કંઈ શરમાવાનું નથી, પણ ટૂંકું પાટલૂન પહેરે એમાં શરમાવાનું છે. કારણ, ટૂંકા પાટલૂનથી માત્ર એની અશક્તિ જ પ્રગટ નથી થતી, પણ તેમાં સાહેબ બનવાનો જે પ્રયત્ન, જે ધૃષ્ટતા પ્રગટ થાય છે, તે ગરીબાઈની સાથે લગારે સુસંગત નથી.

આચારવ્યવહાર, કપડાંલત્તાં એ વનસ્પતિના જેવાં છે, તેને ઉખાડી લાવીએ તો તે સુકાઈને સડીને બગડી જાય છે. વિલાયતી પોશાક, આચાર, રીત–રિવાજ એ બધાંને યોગ્ય ભૂમિ અહીં ક્યાંથી હોય? તે ક્યાંથી પોતાને ફાવી ગયેલો રસ ખેંચીને જીવન્ત રહેવાનાં હતાં? કોઈ વ્યક્તિ ખર્ચ કરીને કૃત્રિમ ઉપાયથી માટી મંગાવી શકે, અને રાત દહાડો પ્રયત્નશીલ અને જાગ્રત રહીને તેને ગમે તેમ કરીને ઊભાં રાખી શકે, પણ એ તો કેવળ બેચાર જણ શોખીનો જ કરી શકે.

જેની સંભાળ લઈને જીવતાં રાખી શકવાના નથી, તેને ઘરમાં લાવી સડાવી હવા ખરાબ કરવાની કંઈ જરૂર? એમાં તો પારકાનું યે બગડે અને આપણું એ બગડે. બધું જ ધૂળ મેળવવાનો આ પ્રયત્ન આ બંગાળ દેશમાં જ જોવા મળે છે.

ત્યારે શું ફેરફાર કરવો જ નહિ? જ્યાં જેમ છે, ત્યાં સદાકાળ તેમને તેમ જ ચાલ્યા કરશે?

પ્રયોજનના નિયમ પ્રમાણે ફેરફાર થશે, અનુકરણના નિયમ પ્રમાણે નહિ. કારણ, અનુકરણ ઘણે ભાગે પ્રયોજન વિરુદ્ધ હોય છે. તે સુખશાંતિસ્વાસ્થ્યને અનુકૂળ નથી હોતું. આસપાસની પરિસ્થિતિની સાથે તેનો મેળ નથી હોતો. તેને પ્રયત્નપૂર્વક લાવવું પડે છે, અને કષ્ટપૂર્વક સાચવવું પડે છે.

એટલે રેલ્વેની મુસાફરીને માટે, ઑફિસમાં જવા માટે, નવાં પ્રયોજનને માટે, વેતરેલાં કપડાં કરાવી લો. તે પણ પોતાનો દેશ, પોતાની પરિસ્થિતિ, પોતાની પરંપરા વગેરે નજરમાં રાખીને તૈયાર કરાવવાં! છેક જ ઇતિહાસવિરુદ્ધ, ભાવવિરુદ્ધ, સંગતિવિરુદ્ધ અનુકરણ કરવા બેવકૂફની પેઠે દોડવું નહિ.

જૂનામાં ફેરફાર કરવામાં અને નવું નિર્માણ કરવામાં દોષ નથી. આવશ્યકતા પ્રમાણે બધી પ્રજાને જ હમેશાં એમ કરવું પડે છે. પરંતુ એવે ઠેકાણે પ્રયોજનને નામે પૂરેપૂરું અનુકરણ કરીએ એ ન ચાલે. એ પ્રયોજનનું નામ કેવળ બહાનું જ હોય છે. કારણ પૂરેપૂરું અનુકરણ કદી પૂરેપૂરું ઉપયોગી હોઈ શકતું જ નથી. તેનો અમુક ભાગ કદાચ કામનો હોઈ શકે, બાકીનો નકામો હોય છે. તેનું ટૂંકું પહેરણ કદાચ દોડવામાં ઉપયોગી હોઈ શકે, પરંતુ તેનો વેસ્ટકોટ કદાચ નકામો અને બફારો કરનાર હોય, તેની ટોપી કદાચ ચટ દઈને માથે પહેરવામાં સહેલી હોય, પણ તેનાં ટાઈકૉલર બાંધવામાં નકામો વખત જતો હોય.

જ્યાં ફેરફાર કે નવું નિર્માણ અસંભવિત અને અશક્ય હોય, ત્યાં જ અનુકરણ ક્ષમ્ય ગણાય. પહેરવેશની બાબતમાં એ વસ્તુ કદી લાગુ પડતી જ નથી.

વળી પહેરવેશ કેવળ અંગ ઢાંકવાનું જ કામ નથી કરતો, એના ઉપરથી તો સભ્ય–અસભ્ય, દેશી–વિદેશી, સ્વજાતિ–વિજાતિનો પણ પરિચય થાય છે. અંગ્રેજી પોશાકની સભ્યતા અંગ્રેજો સમજે. આપણા ભદ્ર લોકોમાંના મોટા ભાગના લોકો તે જાણતા હોય એવો સંભવ નથી. જાણતું હોય તો યે બીતાં બીતાં પારકાના મોં સામે તાકી રહેવું પડે.

ત્યાર પછી સ્વજાતિ–વિજાતિની વાત. કોઈ કોઈ કહે છે કે પોતાની જાત છુપાવવાને માટે જ વિલાયતી કપડાંની જરૂર પડે છે. આમ કહેતાં જેને લાજ આવતી નથી તેને લજાવવાની કોઈની તાકાત

નથી. રેલ્વેના ફિરંગી ગાર્ડ, ફિરંગી બંધુ માનીને જે હેત બતાવે છે, તે હેતનું પ્રલોભન જતું કરેલું જ સારું. કોઈ કોઈ રેલ્વેમાં દેશી-વિલાયતી લોકોને માટે જુદા ડબ્બા હોય છે, કોઈ કોઈ હોટેલમાં દેશી લોકોને દાખલ થવા દેતા નથી, એટલા ખાતર ચિડાઈને કષ્ટ પામવાની જો ફુરસદ હોય તો કષ્ટ સહન કરો, પરંતુ જન્મ છુપાવીને તે ડબ્બામાં અથવા તે હોટેલમાં દાખલ થવાથી સન્માનમાં શો વધારો થાય છે, તે સમજવું મુશ્કેલ છે.

ફેરફાર ક્યાં સુધી જાય તો અનુકરણ ગણાય એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, તો પણ સાધારણ નિયમ તરીકે એક વાત કહી શકાય.

જેટલું લેવાથી બાકીનાની સાથે કઢંગું ન લાગે, તેટલાને ગ્રહણ કર્યું કહેવાય, જેટલું લેવાથી બાકીનાની સાથે મેળ ન ખાય, તેટલાને અનુકરણ કર્યું કહેવાય.

મોજાં પહેર્યાં એટલે કોટ પહેરવો જ પડે એવું નથી, ધોતિયાની સાથે પણ મોજાં પહેરવાં હોય તો પહેરી શકાય. પરંતુ કોટની સાથે ધોતિયું અથવા હેટની સાથે ચપકન નહિ ચાલે. શિષ્ટ અંગ્રેજી ભાષામાં પણ વચમાં વચમાં ફ્રેંચનું મિશ્રણ ચાલે છે, એ અંગ્રેજી વાચકોને ખબર છે, પરંતુ કેટલે સુધી ચાલી શકે, એનો બેશક એક વણલખ્યો નિયમ છે—એ નિયમ બુદ્ધિમાનને શીખવવાની જરૂર નથી હોતી, છતાં તાર્કિક કહી શકે કે તમે જો આટલે સુધી ગયા તો હું સહેજ આગળ જાઉં, કોણ મને રોકનાર છે? વાત તો સાચી છે! તમારી રુચિ જો તમને રોકતી ન હોય, તો કોના પિતૃપુરુષની તાકાત છે કે તમને રોકી રાખે?

નવા પ્રયોજનની સાથે જ્યારે પહેલ વહેલો ફેરફાર શરૂ થાય છે, ત્યારે એક પ્રકારની અનિશ્ચિતતા જન્મે છે. તે વખતે કોણે ક્યાં સુધી જવું, એની મર્યાદા નક્કી નથી હોતી. થોડા દિવસની ધક્કાધક્કી પછી પરસ્પર સમજૂતીથી સીમા નક્કી થઈ જાય છે. આ અનિવાર્ય

અનિશ્ચિતતા ઉપર દોપ ચડાવી જે પૂરેપૂરી નકલ કરવા તરફ જાય છે, તે અત્યંત ખોટો દાખલો બેસાડે છે.

કારણ, આળસ ચેપી હોય છે! પારકાની તૈયાર કરેલી વસ્તુને લોભે પોતાના સમસ્ત પ્રયત્નોને જતા કરવાનું જો દૃષ્ટાંત મળે તો લોકો તે તરફ આકર્ષાય છે. તેઓ ભૂલી જાય છે કે પારકી વસ્તુ કદી પોતાની કરી શકાતી નથી. તેઓ ભૂલી જાય છે કે પારકો પોશાક પહેરવો હશે તો સદાકાળ પારકા તરફ જ નજર માંડીને બેસી રહેવું પડશે.

જડત્વ જેનો આરંભ છે, તેનું પરિણામ વિકાર જ આવવાનું. આજ જો આપણે એમ કહીશું કે કોણ એટલો બધો વિચાર કરે છે, એના કરતાં વિલાયતી દુકાને જઈને એક સૂટનો ઑર્ડર આપી આવીએ, તો કાલે આપણે એમ કહીશું કે પાટલૂન ટૂંકુ પડી ગયું છે, કોણ એટલી કડાકૂટ કરે છે, એનાથી જ ચલાવી લઈશું.

ચાલ્યું તો જાય છે. કારણ, બંગાળી સમાજમાં વસ્ત્રની અસંગતતા તરફ કોઈ નજર કરતું નથી. એટલા માટે જ વિલાયત જઈ આવેલા માણસોમાં પણ વિલાયતી પોશાક વિશે શિથિલતા જોવામાં આવે છે,—સોંઘામાં કરવાના પ્રયત્નમાં અથવા આળસને લીધે તેઓમાંના ઘણા એવી રીતે કપડાં પહેરે છે કે જે રીતસર અસભ્ય ગણાય.

એટલું જ નહિ. બંગાળી મિત્રને ઘેર લગ્ન વગેરે શુભ પ્રસંગે બંગાળી ગૃહસ્થ બનીને આવવામાં તેઓ બેદરકારી બતાવે છે, અને વિલાયતી સભ્યતાના નિયમ પ્રમાણે નિમંત્રણ–પોશાક પહેરી આવવામાં પણ આળસ કરે છે. પરદેશી પોશાકમાં કયો યોગ્ય અને કયો નિષિદ્ધ એ વિશે આપણામાં કોઈ મત પ્રચલિત ન હોવાને કારણે એ લોકો શિષ્ટ સમાજના રીતરિવાજોનું ઉલ્લંઘન કરતા જાય છે. અંગ્રેજી સમાજમાં એ લોકો સામાજિક ભાવે હરવા ફરવા પામતા નથી, દેશી સમાજની તે લોકો સામાજિક ભાવે ઉપેક્ષા કરતા હોય છે, એટલે તેઓના બધા નિયમો પોતાના ઘડેલા હોય છે, સગવડિયા નિયમો

હોય છે, એ નિયમમાં આળસને, ઉદાસીનતાને રોકનાર કશું હોતું નથી. વિલાયતનાં આ બધાં ભેતરેલાં કપડાં એમના વંશજોના શરીર ઉપર કેવાં બીભત્સ લાગશે, તેની કલ્પના કરતાં પણ રૂંવાડાં ઊભાં થાય છે.

કેવળ પોશાકને જ નહિ, પણ આચાર વ્યવહારને તો આ વાત એથી વિશેષ લાગુ પડે છે. વિલાયતથી પાછા આવીને જેમણે પોતાને દેશી પ્રથાઓથી તદ્દન જુદા પાડી નાખ્યા છે, તેમના આચાર વ્યવહારને સદાચાર અને સદ્વ્યવહારની મર્યાદામાં રાખનાર કઈ વસ્તુ છે? જે અંગ્રેજોના આચારનો એમણે સ્વીકાર કર્યો છે, તેમની સાથે ઘનિષ્ઠ સંબંધ એઓ રાખી શકતા નથી, દેશી સમાજનો ઘનિષ્ઠ સંબંધ એમણે બળપૂર્વક તોડી નાખ્યો છે.

અંજીન કાપી લઈએ તો યે ગાડી થોડી વાર તો ચાલે છે, વેગ એકદમ બંધ પડી જતો નથી. વિલાયતનો ધક્કો વિલાયતથી પાછા આવેલાઓને થોડા દિવસ તો પહોંચે, પણ ત્યાર પછી શી રીતે ચાલશે?

સમાજના હિતને ખાતર બધા સમાજોમાં જ કેટલાક કઠોર નિયમો આપોઆપ જ પ્રગટી નીકળે છે. જેઓ સ્વેચ્છાપૂર્વક પોતાના સમાજના ત્યાજ્ય પુત્ર બન્યા છે, અને પ્રયત્ન કરવા છતાં પણ પર-સમાજના પોષ્યપુત્ર થઈ શક્યા નથી, તેઓ સ્વાભાવિક રીતે જ બંને સમાજના નિયમોનો ત્યાગ કરીને કેવળ સુખ જ લેવાનો પ્રયત્ન કરવાના. આથી કલ્યાણ થાય ખરું?

એમનું તો ગમે તેમ કરીને નભશે, પરંતુ એમના પુત્ર પૌત્રો શું કરશે? અને જેઓ નકલની નકલ કરે છે, તેઓની કેવી ખરાબ દશા થશે?

દેશી ગરીબોનો પણ સમાજ છે. ગરીબ હોવા છતાં તે ભદ્ર ગણાઈ શકે છે. પરંતુ સાહેબ બનેલા ગરીબને ક્યાંય સ્થાન નથી. બંગાળી—સાહેબ કેવળ માત્ર ધનસંપત્તિ અને અધિકારને જોરે પોતાને

આપત્તિમાંથી ઉગારી શકે છે. ઐશ્વર્યથી ભ્રષ્ટ થતાં વેંત તે સાહેબનો પુત્ર કોઈ પણ પ્રકારના આધાર વગરના અપમાનમાં વિલુપ્ત થઈ જાય છે. ત્યારે તેની પાસે શક્તિ પણ હોતી નથી, સમાજ પણ હોતો નથી. તેના નવા મેળવેલા બાપીકા ગૌરવનું નામ નિશાન હોતું નથી, તેમ લાંબા કાળથી ચાલતું આવેલું પિતામહના સમાજનું અવલંબન પણ હોતું નથી. ત્યારે તેની શી ગણતરી?

કેવળ માત્ર અનુકરણ અને સગવડને ખાતર પોતાના સમાજમાંથી જેઓ પોતાને વિખૂટા પાડી નાખે છે, તેઓના પુત્ર પોત્રો તેમનો પાડ નહિ માને, એ ચોક્કસ છે, અને જે નબળા મનના માણસો એમનું અનુકરણ કરવા દોડશે, તેઓ બધી રીતે હાસ્યજનક થઈ પડશે, એમાં પણ શંકા નથી.

જે શરમાવા જેવું હોય તેને જ વિશે કોઈ ખાસ ગૌરવ અનુભવવા બેસે તો મિત્રનું કર્તવ્ય છે કે તેને ચેતાવવો. જે સાહેબનું અનુકરણ કરું છું એમ માનીને ગર્વ અનુભવે છે, તે ખરું જોતાં સાહેબીનું અનુકરણ કરે છે. સાહેબીનું અનુકરણ સહેલું છે, કારણ, તે બાહ્ય અને જડ અંશ છે; સાહેબનું અનુકરણ મુસ્કેલ છે, કારણ, તે આંતરિક મનુષ્યત્વ છે. જો સાહેબનું અનુકરણ કરવાની તેનામાં શક્તિ હોત તો સાહેબીનું અનુકરણ કદી કરત જ નહિ. એટલે જો કોઈ શિવ ઘડવા જતાં પોતાની પ્રકૃતિના ગુણને લીધે કંઈ બીજું જ ઘડી બેસે, તો તે વિશે ઝાઝી ફૂદાફૂદ ન કરે એમાં જ શ્રેય છે.

આજકાલ એક અદ્ભુત દૃશ્ય આપણા દેશમાં જોવામાં આવે છે. આપણામાંના જેઓ વિલાયતી પોશાક પહેરે છે, તેઓ સ્ત્રીઓને સાડી પહેરાવીને બહાર કાઢતાં સંકોચ પામતા નથી. એક જ આસન ઉપર ગાડીની જમણી બાજુએ હેટ કોટ અને ડાબી બાજુએ મુંબઈગિરી સાડી. નવીન બંગાળના આદર્શ પ્રમાણે જો કોઈ ચિત્રકાર હરગૌરીરૂપ ચીતરે તો તે કદાચ 'સબ્લાઇમ' ન થાય તો યે કમમાં કમ સબ્લાઇમની પાસે પાસેનું જ કંઈક જરૂર થાય.

પશુપંખીઓમાં પ્રકૃતિ ઘણી વાર નરમાદાના શણગારમાં એટલો બધો ફેર રાખે છે કે દંપતિ એક જાતિનાં છે એમ વિશેષ અનુભવ વગર ઓળખાય જ નહિ. કેશવાળીના અભાવને કારણે સિંહણને સિંહની પત્ની તરીકે ઓળખતાં મુશ્કેલી પડે છે, અને કલાપના અભાવને કારણે મયૂરી અને મયૂરનો સંબંધ નક્કી કરવો મુશ્કેલ થઈ પડે છે.

બંગાળમાં પણ જો કુદરતે તેવી કંઈક વ્યવસ્થા કરી હોત ને; સ્વામી જો પોતાનાં પીંછાં વિસ્તારીને પોતાની સહધર્મિણીને હરાવી દઈ શકતો હોત, તો તો કંઈ કહેવાપણું જ નહોતું. પણ ઘરનો મુખ્ય માણસ જ જો પારકાનાં પીંછાં પૂંછડે ખોસી ઘરમાં અનૈક્ય ફેલાવે, તો તે ઘરને માટે અફસોસની વાત કહેવાય, એટલું જ નહિ, પણ પારકાની નજરમાં તે હાસ્યનો વિષય પણ બની જાય.

ગમે તેમ હો, વસ્તુ ગમે તેટલી અસંગત હોય તોયે એ જ્યારે બની જ છે, ત્યારે એમાં કંઈક સંગત કારણ હોવું જ જોઈએ.

અંગ્રેજી કપડાંમાં 'હલકાં' હોય તો જેટલું હલકું અને જેટલું દીન દેખાય તેટલું દેશી કપડાંમાં ન દેખાય. તેનું એક કારણ એ કે અંગ્રેજી પોશાકમાં સરલતા નથી, તેમાં સામગ્રી અને પ્રયત્નનું બાહુલ્ય છે. અંગ્રેજી કપડાં જો શરીરે ફિટ (બંધબેસતાં) ન આવ્યાં, જો તેમાં ખેંચાખેંચ નજરે પડી તો તે ભદ્રતાની દૃષ્ટિએ અત્યંત બેઆબરૂ કરનાર થઈ પડે છે, કારણ, અંગ્રેજી પોશાકમાં પહેલેથી તે છેલ્લે સુધી શરીરને બંધબેસતું કરવાનો અંતિમ ઉદ્દેશ, શરીરને છાલની પેઠે વીંટી લેવાનો જાગ્રત પ્રયત્ન હમેશાં રહેલો હોય છે. એટલે પાટલૂન જો જરા ટૂંકું પડે, કોટ જો જરા ઊંચો રહે, તો આપણને પોતાને જ ગૌરવહાનિ થયા જેવું લાગે છે, એટલાથી જ આપણું સ્વમાન હણાઈ જાય છે;—જે માણસ આ બાબત અજાણ હોય અને ખાસી નિરાંત અનુભવતો હોય તેને વિશે બીજા લોકોને શરમ લાગે છે.

આ વિશે બે વસ્તુ કહેવા જેવી છે. પહેલી તો એ કે રૂઢિ પ્રમાણે

કપડાં પહેરવાં જ જોઈએ એવા કંઈ કસમ થોડા જ ખાધેલા છે! આ વચન ખૂબ મોટા માણસના જેવાં છે ખરાં. સમાજનું દાસત્વ, પ્રથાની ગુલામી, એ બધી ક્ષુદ્રતાને ધિક્કાર હો! પણ એ સ્વતંત્રતાની વાણી જેણે શરૂઆતથી જ વિલાયતી પોશાક પહેરીને અનુકરણનું ગુલામખત માથાથી તે પગ સુધી લખી મૂકયું છે તેને નથી શોભતી. બકરો જો પોતાનો હોય તો તેને કાપવાની પણ સ્વતંત્રતા હોઈ શકે: પોતાની ફેશન પ્રમાણે જો ચાલતા હોઈએ તો તેનું ઉલ્લંઘન કરીને પણ આપણી મોટાઈ બતાવી શકાય. પણ પારકાને રસ્તે ચાલવું યે ખરું, અને તેને કલુષિત કરવો—એ વીરત્વનું મહત્ત્વ સમજમાં ઊતરતું નથી.

બીજી વાત એ કે, જેમ બ્રાહ્મણને જનોઈ, તેમ વિલાયત જઈ આવેલાને વિલાયતી પોશાક, એ સામ્પ્રદાયિક લક્ષણરૂપે જુદો પાડવો જોઈએ. પણ એ નિયમ પણ નહિ ચાલે. શરૂઆતમાં એવું જ હતું એ ખરું, પણ આજકાલ સમુદ્ર પાર ગયા વિના પણ અનેક જણે ચિહ્ન ધારણ કરવા માંડ્યાં છે. આપણા ફળદ્રુપ દેશમાં મેલેરિયા, કોલેરા, વગેરે જે કોઈ પણ રોગ આવ્યો તે ફેલાયા વગર રહ્યો નથી; વિલાયતી કપડાંના પણ દિવસ આવ્યા છે, એને દેશના કોઈ અમુક ભાગમાં જ જુદો રાખી મૂકવાની કોઈની તાકાત નથી.

દીન ભારતવર્ષ જે દિવસે ઇંગ્લંડનાં ઊતરેલાં ફાટેલાં વસ્ત્રોથી શણગારાઈને ઊભું રહેશે તે દિવસે વિજાતીય મૂર્તિ ધારણ કરશે! આજે જે માત્ર શોકાવહ છે, તે ત્યારે કેવું નિષ્ઠુર હાસ્યજનક બની જશે! આજે જે વિરલ વસનની સરલ નમ્રતાદ્વારા ઢંકાયલું છે, તે તે દિવસે જીર્ણ પહેરણના છિદ્રોમાંથી અર્ધ-આવરણની ઇતરતામાં કેવે નિર્લજ્જભાવે દેખાઈ આવશે! ચુણાગલિ જે દિવસે વિસ્તીર્ણ થઈને સમસ્ત ભારતવર્ષને ગળવા આવશે તે દિવસે ભારતવર્ષ માત્ર એક ડગલું આગળ વધી પોતાના જ સમુદ્રને ઘાટે પોતાના મલિન

પાટલૂનની ફાટેલી કોરથી માંડીને ભાંગેલી ટોપીનું તળિયું સુદ્ધાં નીલાંબુ રાશિમાં નિલીન કરીને નારાયણના અનંતશયનનો ભાગ પામે તો સારું.

પણ આ તો 'સેન્ટિમેન્ટ'ની વાત થઈ, ભાવુકતાની વાત થઈ, સ્વસ્થ વ્યવહારુ માણસના જેવી આ વાત ન કહેવાય. આ 'સેન્ટિમેન્ટ' છે, એ ખરું! મરી જઈશું પણ અપમાન નહિ સહન કરીએ, એ પણ સેન્ટિમેન્ટ છે! વિલાયતી પોશાક અંગ્રેજોનું જાતીય ગૌરવચિહ્ન છે, એટલે તે છદ્મવેશ પહેરીને સ્વદેશને અપમાનિત નહિ કરીએ, એ પણ સેન્ટિમેન્ટ છે! આ બધા 'સેન્ટિમેન્ટ' જ દેશનું સાચું બળ છે, દેશનું સાચું ગૌરવ છે; નહિ કે ધન, નહિ કે રાજપદ, નહિ કે ડાક્ટરીની હોશિયારી અથવા વકિલાતની સફળતા.

મને આશા છે કે આ સેન્ટિમેન્ટનો લેશ પણ આભાસ બાકી રહ્યો છે માટે જ વિલાયતી વેશધારીઓ અત્યંત અસંગત હોવા છતાં પોતાની અર્ધાંગિનીઓની સાડી સાચવી રહ્યા છે.

પુરુષો કાર્યક્ષેત્રમાં, કામની સગવડને ખાતર ભારબોજનું બલિદાન આપતાં ઘણુંખરું અચકાતા નથી. પણ જ્યાં સ્ત્રીઓ છે ત્યાં સૌંદર્ય અને ભાવુકતાના રાહુરૂપી કાર્ય આજે પણ પ્રવેશ કરી શક્યું નથી. ત્યાં હજી ફૂલેલા પેટવાળો ગાઉન આવીને આપણા દેશી ભાવનું શેષ ચિહ્ન ગળી ગયો નથી.

સાહેબવેડાને જ જો ચરમ ગૌરવનો વિષય માનીએ, તો સ્ત્રીને મડમ બનાવ્યા વિના તે ગૌરવ અરધું અધૂરું રહે છે. અને મડમ જ્યાં સુધી બનાવી નથી ત્યાં સુધી સાડી પહેરેલી સ્ત્રીને ડાબે પડખે બેસાડીને આપણે એ જ વસ્તુ જાહેરમાં કબૂલ કરીએ છીએ કે અમે જે કર્યું છે તે સગવડને ખાતર કર્યું છે:—જુઓ અમે ભાવનાનું પણ માન રાખ્યું છે, અમારા ઘરમાં, અમારી સ્ત્રીઓના પવિત્ર દેહમાં.

પરંતુ અમને આશંકા રહ્યા કરે છે કે એ લોકોમાંના ઘણા-ખરા આ પ્રસંગે એક અત્યંત નિષ્ઠુર વચન કહેશે. કહેશે, પુરુષોને

ઉપયોગી રાષ્ટ્રીય પોશાક તમારી પાસે છે ક્યાં જે અમે પહેરીએ ? આનું જ નામ પડ્યા ઉપર પાટુ ? એક તો પહેરતી વખતે કેવળ ઇચ્છાને વશ થઈને જ વિલાયતી કપડાં પહેર્યાં, અને ત્યાર પછી બોલતી વખતે બહાનું કાઢ્યું કે તમારી પાસે કોઈ કપડાં નહોતાં એટલે જ અમારે આ પોશાક પહેરવો પડ્યો છે. અમે પારકાનો પોશાક પહેર્યો છે એ ખરું, પણ તમારે તો કોઈ પોશાક જ નથી, —એ તો વધારે ખરાબ !

બંગાળી સાહેબો વ્યંગના સ્વરે અવજ્ઞાપૂર્વક કહે છે, તમારો રાષ્ટ્રીય પોશાક પહેરવો હોય તો પગમાં સપાટ, ઘૂંટણની ઉપર સુધી ધોતિયું, અને ખાંધે એક ચાદર ઓઢવી પડે. એ અમારાથી કદી નહિ બને. આ સાંભળીને ક્ષોભથી નિરુત્તર રહીએ છીએ.

અગર જો કે કપડાં ઉપર માણસનો આધાર નથી, માણસ ઉપર કપડાંનો આધાર છે, અને એ હિસાબે જાડાં ધોતિયાં અને ચાદરમાં લેશ પણ શરમાવાનું નથી. વિદ્યાસાગર,—એકલા વિદ્યાસાગર જ નહિ—આપણા અનેકાનેક જાડી ચાદરધારી બ્રાહ્મણ પંડિતોની સાથે ગૌરવમાં, ગાંભીર્યમાં, કોટ–અસ્ત કોઈ પણ વિલાયત જઈ આવેલાની તુલના જ થઈ શકે એમ નથી. જે બ્રાહ્મણો એક કાળે ભારતવર્ષને સંસ્કૃતિને ઉચ્ચ શિખરે લઈ ગયા હતા, તેમનાં વસ્ત્રોની નિતાંત વિરલતા જગવિખ્યાત છે. પણ મારે એ બધી દલીલો નથી કરવી. કારણ, સમય બદલાઈ ગયો છે, અને તે ફેરફારની બિલકુલ વિરુદ્ધ દિશામાં ચાલવા જઈએ તો આત્મરક્ષણ કરવાનું અસંભવિત થઈ પડે.

એટલે આટલું તો કબૂલ કરવું પડશે કે બંગાળમાં જે રીતે ધોતિયાં ચાદર પહેરાય છે, તે આધુનિક કામકાજને અને ઑફિસ અદાલતને ઉપયોગી નથી, પરંતુ અચકન ચપકન સામે એ આરોપ મૂકી શકાય એમ નથી.

સાહેબી વેશધારીઓ કહે છે, એ તો વિદેશી પોશાક છે. કહે છે ખરા, પણ એ કેવળ જીદની દલીલ છે. અર્થાત્ વિદેશી છે એટલા ખાતર તેમણે ચપકન છોડયાં નથી, સાહેબ બનવામાં કોઈ વિશેષ પ્રલોભન છે, માટે જ તેમણે તે છોડયાં છે.

કારણ, જો ચપકન અને કોટ બંને જ તેમને માટે સરખાં નવાં હોત, જો તેમને ઑફિસમાં દાખલ થતી વખતે અને રેલગાડીમાં પગ મૂકતી વખતે બંનેમાંથી એકની પહેલાં પસંદગી કરી લેવાની હોત, તો આ બધી ચર્ચા ઊપડત નહિ. ચપકન તેમના શરીર પર હતાં જ, તેમને તે પોતાના પિતા તરફથી મળ્યાં હતાં. તેનો ત્યાગ કરીને જે દિવસે તેમણે કાળા કોટમાં પ્રવેશ કરીને ગળે ટાઈ બાંધી, તે દિવસે આનંદમાં અને ગૌરવમાં તેમણે એ દલીલ નહોતી કરી કે પિતાને પણ ચપકન ક્યાંથી મળ્યું હતું.

કરવી સહેલી પણ નથી. કારણ, ચપકનનો ખરો ઇતિહાસ તેમને પણ ખબર નથી, મને પણ ખબર નથી. કારણ કે મુસલમાનો સાથે વસ્ત્ર—આભૂષણમાં, શિલ્પ—સાહિત્યમાં આપણી એટલી બધી આપલે થઈ ગઈ છે, કે એમાં કેટલું કોનું છે, તે નક્કી કરવું મુશ્કેલ છે. ચપકન હિંદુમુસલમાનનો સંયુક્ત પોશાક છે. એ જે જે પરિવર્તનોમાં થઈને આજના રૂપમાં પરિણમ્યો છે, તેમાં હિંદુમુસલમાન બંનેએ મદદ કરી છે. હજી પણ ઉત્તર હિંદુસ્તાનનાં જુદાં જુદાં રાજ્યોમાં ચપકનનાં અનેક સ્વરૂપો જોવા મળે છે; એ બધાં સ્વરૂપો કેવળ મુસલમાનોનાં જ કરેલાં છે, એવું નથી, એમાં હિંદુઓની પણ સ્વાધીનતા ભળેલી છે; જેમ આપણું હિંદુસ્તાની સંગીત મુસલમાનોનું પણ છે, હિંદુઓનું પણ છે, તેમાં બંને કોમના ગુણીઓનો હાથ છે; જેમ મુસલમાન રાજ્યપદ્ધતિમાં હિંદુ – મુસલમાન બંનેનું સ્વાધીન ઐક્ય હતું.

એમ થયા વિના રહે જ નહિ. કારણ, મુસલમાનો હિંદુસ્તાનના વતની હતા. તેઓના શિલ્પવિલાસ અને નીતિપદ્ધતિના આદર્શો એ

હિંદુસ્તાનથી આઘા ને આઘા રહીને પોતાની આદિમતા સાચવી રાખી નહોતી અને મુસલમાનોએ જેમ બળદ્વારા હિંદુસ્તાનને પોતાનું કરી લીધું હતું, તેમ હિંદુસ્તાને પણ સ્વભાવના અમોઘ નિયમને અનુસરીને કેવળ પોતાની વિપુલતા અને નિગૂઢ પ્રાણશક્તિદ્વારા મુસલમાનોને પોતાના કરી લીધા હતા. ચિત્ર, સ્થાપત્ય, વસ્ત્રવણાટ, ભરતગૂંથણ, વાસણોની બનાવટ, હાથીદાંતનું કામ, નૃત્ય, ગીત, અને રાજકારભાર—એમાંનું કોઈ પણ મુસલમાનોના અમલ દરમિયાન એકલા મુસલમાનોદ્વારા કે એકલા હિંદુઓદ્વારા થયું નથી, બંનેએ અડોઅડ બેસીને કરેલું છે! તે વખતે હિંદુસ્તાનનું જે એક બહારનું આવરણ તૈયાર થતું હતું તેમાં હિંદુ અને મુસલમાન હિંદુસ્તાનના જમણો હાથ અને ડાબો હાથ બનીને તાણોવાણો વણતા હતા.

એટલે એ મિશ્રણમાં ચપકનનું શુદ્ધ મુસલમાનત્વ જેઓ બેળે બેળે સાબિત કરવા માગે છે, તેમને એટલું જ કહેવાનું કે, તારા શરીરમાં જો આટલું બધું જોર છે તો કશું સાબિત કર્યા વગર જ એ શરીરબળને જોરે જ હૅટકોટ પહેર, અમે મનનું દુઃખ મૂંગે મોઢે મનમાં રાખીશું.

અત્યારે જો હિંદુસ્તાની રાષ્ટ્ર નામે એક રાષ્ટ્ર ખડું થાય, તો તે કદી મુસલમાનોને બાદ રાખીને થઈ શકવાનું નથી. જો વિધાતાની કૃપાથી કોઈ દિવસ હજારો અનૈક્યોદ્વારા છિન્નભિન્ન થયેલા હિંદુઓ એક થઈ શકે, તો હિંદુઓની સાથે મુસલમાન એક થાય એમાં પણ નવાઈ નહિ રહે. હિંદુ અને મુસલમાનો ધર્મમાં એક નહિ થઈ શકે, પરંતુ માણ માણસના સંબંધથી એક થશે—આપણું શિક્ષણ, આપણા પ્રયત્ન, આપણો વિશાળ સ્વાર્થ એ જ દિશામાં અનવરત કામ કરી રહ્યો છે. એટલે જે પોશાક આપણો રાષ્ટ્રીય પોશાક થશે, તે જ મુસલમાનોનો પણ પોશાક હશે.

ચપકન અને પાયજામા એ એકલા મુસલમાનોએ જ ઉપજાવેલો

પોશાક છે, એ વાત સાચી હોય, તો પણ રાજપૂત વીરોએ અને શીખ સરદારોએ એ પોશાક પહેર્યો છે, રાણા પ્રતાપ અને રણજિતસિંહે ચપકન પાયજામા વાપરીને તેને ધન્ય કર્યાં છે, એ જ્યારે યાદ કરીએ છીએ ત્યારે મિસ્ટર ઘોષ, બોઝ, મિત્ર, ચેટર્જી, બેનર્જી, મુખર્જી એ પોશાક પહેરે એમાં કંઈ વાંધો દેખાતો નથી.

પણ સૌથી ભયંકર વાત તો એ છે કે ચપકન પાયજામા દેખાવમાં ખૂબ બેડોળ છે. દલીલ જ્યારે અહીં આવે છે ત્યારે માનમાં ને માનમાં ચૂપ રહેવામાં જ શ્રેય છે. કારણ, રુચિની દલીલનો આખરે ઘણે ભાગે બાહુબલમાં આવીને જ નિકાલ થાય છે.

# પ્રાચ્ય અને પ્રતીચ્ય

**હું જ્યારે** યુરોપ ગયો ત્યારે મેં જોયું કે જહાજ ચાલે છે, ગાડી ચાલે છે, લોકો ચાલે છે, દુકાન ચાલે છે, થિયેટર ચાલે છે, પાર્લામેન્ટ ચાલે છે,—બધું જ ચાલે છે. નાનીથી મોટી બધી જ બાબતમાં એક વિપરીત પ્રયત્ન રાતદિવસ અત્યંત ત્વરાપૂર્વક ચાલુ જ છે; માણસની શક્તિની અંતિમ સીમાને પહોંચવા માટે બધાં મળીને અશ્રાંતભાવે દોડી રહ્યાં છે.

આ જોઈને મારી હિંદુસ્તાની પ્રકૃતિને કલેશ થયો, અને સાથે સાથે વિસ્મયપૂર્વક તે બોલી,—હાં, આ લોકો જ રાજા થવાને સરજાયલા છે! આપણે મન જે પૂરતા કરતાં પણ અનેકગણું વધારે હોય તે એમને મન તો અકિંચન દ્રારિદ્ર્ય લાગે છે. એ લોકોની અતિ સામાન્ય સગવડને માટે પણ, એ લોકોના અતિ ક્ષણિક આનંદને માટે પણ માણસની શક્તિ પોતાની પેશી અને સ્નાયુ અંતિમ હદ સુધી તાણી તાણીને મહેનત કરી મરે છે.

જહાજમાં બેઠાં બેઠાં હું વિચાર કરતો કે આ વહાણ રાત-દિવસ લોઢાની છાતી ફુલાવીને ચાલે છે, તૂતક ઉપર સ્ત્રીપુરુષોમાંથી

કોઈ વળી વિશ્રામ કરે છે, તો કોઈ વળી રમતગમતમાં મશગૂલ છે, પણ એના ગોપન જઠરમાં જ્યાં અનંત અગ્નિકુંડ ભડભડી રહ્યો છે, જ્યાં કાજળકાળા નિરપરાધ નારકીઓ રોજ રોજ જીવનને બાળી બાળીને ટૂંકું કરી રહ્યા છે, ત્યાં કેવો ભયંકર પ્રયાસ, કેવો દુઃસાધ્ય પરિશ્રમ, માનવ જીવનનો કેવો નિર્દય અપવ્યય અશ્રાન્તભાવે ચાલી રહ્યો છે! પણ શું થઈ શકે? આપણા માનવરાજા ચાલવા મંડ્યા છે; ક્યાંય તેમને થોભવું નથી; નકામો વખત બગાડવા કે માર્ગનાં કષ્ટો સહેવા તે તૈયાર નથી.

તેમને માટે અવિશ્રામ યંત્રો ચલાવીને લાંબી વાટને ટૂંકી કરીએ એટલું જ બસ નથી; તેઓ મહેલમાં જે આરામમાં, જે ઐશ્વર્યમાં રહે છે તેમાં અહીં મુસાફરીમાં પણ એક તલપૂરે ઘટાડો થવો ન જોઈએ. સેવાને માટે સેંકડો નોકરો સદા રોકાયલા છે; ભોજનશાળા અને સંગીત–મંડપ સારી પેઠે શણગારેલાં છે, સોને ચીતરેલાં છે, સફેદ પથ્થરથી શોભાયમાન છે, સેંકડો વીજળીના દીવાથી ઝળાંઝળાં થાય છે. ભોજન સમયે ચર્વ્ય, ચોષ્ય, લેહ્ય, પેયનો પાર નથી. જહાજ સ્વચ્છ સુઘડ રાખવાને માટે કેટકેટલા નિયમો, કેટકેટલી વ્યવસ્થા ને જહાજનું એકે એક દોરડું સુદ્ધાં યથાસ્થાને સુશોભિત રીતે ગોઠવી રાખવા માટે કેટકેટલી દેખરેખ.

જેમ જહાજમાં તેમજ રસ્તે ઘાટે દુકાને, નાટકશાળામાં, ઘરમાં સર્વત્ર જ સામગ્રીનો કંઈ પાર નથી. દશેદિશામાં મહામહિમાવાન માનવની પ્રત્યેક ઇન્દ્રિયની ષોડશોપચારે પૂજા થાય છે. તેને ક્ષણભરને માટે પણ સંતોષ થાય એટલા ખાતર આખું વરસ પ્રયાસ ચાલે છે.

આવું મહા મહેનતે ચલાવેલું સભ્યતા–યંત્ર આપણા અંતર-મનસ્ક દેશી સ્વભાવને યંત્રણા જેવું લાગતું. દેશમાં જો એક જ સ્વેચ્છાચારી વિલાસી રાજા હોય તો તેના શોખની સામગ્રી પૂરી પાડવા માટે અનેક અધમોને પોતાની જિંદગી ખરચવી પડે, પરંતુ જ્યારે

લાખ્ખો રાજાઓ હોય ત્યારે માણસ છેક દુર્વહભારથી દબાઈ જાય છે. કવિવર હૂડરચિત ‘ સોંગ ઓવ ધ શર્ટ ’ એવા ક્લેશપ્રાપ્ત માનવનું વિલાપ સંગીત છે.

ખૂબ સંભવિત છે કે દુર્દાંત રાજાના અમલ દરમિયાન ઇજિપ્તના પિરામીડ અનેક શિલાઓ અને અનેક હતભાગી માનવોનાં જીવન વડે રચાયા હોય. આજની આ પરમ સુંદર ગગનચુંબી સભ્યતાને જોઈને એવું લાગે છે કે એ પણ ઉપર પાષાણ, નીચે પાષાણ અને વચમાં માનવજીવન મૂકીને ચણવામાં આવે છે. એ વસ્તુ અસંભવિત રીતે વિશાળ છે, અને કારીગરી પણ અપૂર્વ અને ચમત્કારક છે, તેમજ ખર્ચ પણ સાચે જ અપાર છે. આ વસ્તુ બહારના કોઈની નજરે ચડતી નથી, પરંતુ કુદરતના ચોપડામાં ઉત્તરોત્તર તેનો હિસાબ લખાતો જાય છે. કુદરતના કાયદા પ્રમાણે, ઉપેક્ષિતો યથાકાળે પોતાનો બદલો લેવાના જ. જો રૂપિયા ઉપર ખૂબ વહાલ વરસાવો અને પૈસાનો ખૂબ અનાદર કરો તો તે અનાદર પામેલો નાનો તાંબાનો ટુકડો બહુ લાડના પેલા ગૌરાંગ રૂપિયાનો નાશ કરી નાખે છે.

મને એવું યાદ છે કે યુરોપના કોઈ એક મોટા માણસે ભવિષ્યવાણી ઉચ્ચારી છે કે એક વખત કાફરા લોકો યુરોપ જીતી લેશે. આફ્રિકામાંથી કાળી અમાવાસ્યા આવીને યુરોપના શુભ્ર દિવસના પ્રકાશને ગળી જશે. હું તો પ્રાર્થના કરું છું કે એવું ન થાઓ, પણ થાય તો નવાઈ શી ? કારણ પ્રકાશમાં નિર્ભયતા હોય છે, તેના ઉપર હજારો આંખ મંડાયલી હોય છે, પરંતુ જ્યાં અંધકાર ભેગો થતો હોય છે ત્યાં બેસીને વિપત્તિ ગુપ્ત રીતે બળસંચય કરે છે, ત્યાં જ પ્રલયની અંધકારઘેરી જન્મભૂમિ હોય છે. માનવનવાબની નવાબી જ્યારે ઉત્તરોત્તર અસહ્ય બની જશે, ત્યારે દારિદ્રના અપરિચિત અંધારા ઈશાન ખૂણામાંથી જ વાવાઝોડું શરૂ થવાનો સંભવ છે.

આની સાથે બીજી એક વાત યાદ આવે છે; જો કે વિદેશી

સમાજ વિશે કોઈ પણ વાત નિઃસંશયપણે કહેવી એ ધૃષ્ટતા લખાય, છતાં બહાર રહ્યાં રહ્યાં જેટલું સમજી શકાય તેટલા ઉપરથી લાગે છે કે યુરોપમાં સભ્યતા જેમ જેમ આગળ વધે છે તેમ તેમ સ્ત્રીઓ અસુખી થતી જાય છે.

સ્ત્રીઓ સમાજની કેન્દ્રાભિગામી (Centripetal) શક્તિ છે; સભ્યતાની કેન્દ્રાપગામી શક્તિ સમાજને જેટલા પ્રમાણમાં બહારની તરફ ફેંકે છે, તેટલા પ્રમાણમાં કેન્દ્રભિગામી શક્તિ તેને અંતર તરફ આકર્ષી લાવી શકતી નથી. પુરુષો દેશમાં વિદેશમાં ચારેકોર ફેલાયલા છે, અભાવ વધવાની સાથે હમેશાં જીવનસંગ્રામમાં મચેલા છે. સૈનિક વધુ બોજો લઈને લડી શકતો નથી, મુસાફર વધારે બોજો લઈને ચાલી શકતો નથી, યુરોપમાં પુરુષ કૌટુંબિક બોજો ગ્રહણ કરવા એકદમ તૈયાર થતો નથી. સ્ત્રીઓનું રાજ્ય ધીમે ધીમે ઉજ્જડ થવા બેઠું છે. મુરતિયાની રાહ જોતી કન્યા લાંબા વખત સુધી બેસી રહે છે, સ્વામી કામસર ચાલ્યો જાય છે, પુત્ર ઉંમરે આવતાં પારકો થઈ જાય છે. પ્રખર જીવનસંગ્રામમાં સ્ત્રીઓને પણ એકલે હાથે ઝૂઝવાની જરૂર પડે છે. અને છતાં તેઓનું લાંબા કાળનું શિક્ષણ, સ્વભાવ, અને સમાજના નિયમ એમાં પ્રતિકૂળ નીવડે છે.

યુરોપમાં સ્ત્રીઓ પુરુષોની સાથે સમાન અધિકાર પ્રાપ્ત કરવા જે પ્રયત્ન કરે છે, તેનું કારણ સમાજનો આ સામંજસ્ય નાશ જ લાગે છે. નોર્વેના પ્રસિદ્ધ નાટકકાર ઇબ્સેન રચિત કેટલાંક સામાજિક નાટકોમાં જોવામાં આવે છે કે નાટકમાં આવતી અનેક સ્ત્રીઓ પ્રચલિત સમાજબંધન પ્રત્યે અતિશય અસહિષ્ણુતા પ્રગટ કરે છે અને છતાં પુરુષો સામાજિક પ્રથાને અનુકૂળ હોય છે. આવી વિપરીત વાત વાંચીને મને થયું, ખરેખર, આજના યુરોપીય સમાજમાં સ્ત્રીઓની દશા જ ખૂબ અસંગત છે. પુરુષો ન તો તેમને ઘર માંડી આપવા માગે છે, ન તો તેમને કર્મક્ષેત્રમાં પ્રવેશ કરવાનો પૂર્ણ અધિકાર આપવા

ઇચ્છે છે. રશિયાના નાઈહિલિસ્ટ પક્ષમાં આટલી બધી સ્ત્રીઓને જોઈને તત્ક્ષણ તો નવાઈ લાગે છે. પણ વિચાર કરી જોઈએ તો સમજાય કે યુરોપમાં સ્ત્રીઓએ પ્રલયમૂર્તિ બનવવાનો સમય લગભગ આવી પહોંચ્યો છે.

આથી એકંદરે જોતાં લાગે છે કે યુરોપીય સભ્યતાને બધી બાબતમાં જ પ્રબળતા એટલી આવશ્યક થઈ પડી છે કે અસમર્થ પુરુષ શું કે અબલા રમણી શું—દુર્બળોનું આશ્રયસ્થાન એ સમાજમાં જાણે ધીમે ધીમે લોપ પામતું જાય છે. હવે કેવળ કાર્ય જોઈએ છે, કેવળ શક્તિ જોઈએ છે, કેવળ ગતિ જોઈએ છે; દયા આપવાને અને લેવાને, પ્રેમ કરવાને અને પામવાને જેઓ યોગ્ય છે, તેમને જાણે અહીં પૂરો અધિકાર નથી. એટલા માટે જ સ્ત્રીઓ જાણે પોતાના સ્ત્રીસ્વભાવથી શરમાય છે. તેઓ રીતસર પુરવાર કરવાનો પ્રયત્ન કરે છે કે, અમને કેવળ હૃદય જ છે એમ નહિ, અમારામાં બળ પણ છે. એટલે 'હું તે કદી ડરું સખી, ભિખારી રામથી* ?' હાય, આપણે અંગ્રેજશાસિત બંગાળીઓ પણ એ જ રીતે બોલીએ છીએ, "નથી શું બળ આ ભુજમૃણાલે ?"*

* આ બંને પંક્તિઓ શ્રી માઇકેલ મધુસૂદન દત્તના વિખ્યાત મહાકાવ્ય 'મેઘનાદવધ'ના ત્રીજા સર્ગમાં આવતી ઇન્દ્રજિતની પત્ની પ્રમીલાની ઉક્તિમાંથી લીધેલી છે: લંકાને ચારે કોરથી રામના સાગરસમા સૈન્યે ઘેરી લીધી છે અને પ્રમીલા અને તેની સખીઓ શહેર બહારના એક ઉદ્યાનમાં રહી ગઈ છે. હવે લંકામાં જવું શી રીતે? એવો પ્રશ્ન એક સખી કરે છે તેના જવાબમાં પ્રમીલા કહે છે: 'શું કહ્યું તેં વાસંતી? પર્વતરૂપી ઘરને છોડીને નદી જ્યારે સિંધુને મળવા બહાર આવે છે ત્યારે કોની તાકાત છે કે તેની ગતિને રોકી શકે? હું દાનવનંદિની છું, રાક્ષસ કુલવધૂ છું, રાવણ મારા સસરા છે, મેઘનાદ મારા સ્વામી છે, હું તે કદી ડરું સખી, ભિખારી રામથી?' ત્યાર પછી પોતાની સખીઓને ઉત્તેજવાને માટે જે વચનો કહે છે, તેમાં એક જગ્યાએ કહે છે: 'અધરે આપણે મધુ ધારણ કરીએ છીએ, અને લોચનમાં ગરલ; નથી શું બળ આ ભુજમૃણાલે?'

આવી દશા છે. પરંતુ એટલામાં જ્યારે ઇંગ્લંડમાં આપણી સ્ત્રીઓની દુરવસ્થાનો ઉલ્લેખ કરીને મૂશળધાર આંસુનો વર્ષાવ થાય છે, ત્યારે આટઆટલી અજસ્ર દયાને નકામી વેડફાઈ જતી જોઈને મનમાં ખૂબ દુઃખ થાય છે. અંગ્રેજના રાજમાં આપણને પુષ્કળ કાયદા અને પુષ્કળ અદાલતો મળી છે. સુનિયમ, સુવ્યવસ્થા વિશે તો કંઈ કહેવાનું જ રહ્યું નથી. અંગ્રેજો આપણા આખા દેશને ઝીકીપટકીને, ધોઈ નીચોવીને, સળ પાડી ઘડી કરીને ઉપર ઈસ્ત્રી ફેરવી દઈને પોતાની પેટીમાં મૂકી તેની ઉપર મોટી શિલા થઈને ગોઠવાઈને બેઠા છે. આપણે અંગ્રેજની સાવચેતી, પુરુષાર્થ, પ્રખરબુદ્ધિ, વ્યવસ્થિત કાર્યપટુતાનો ખૂબ પરિચય પામતા રહીએ છીએ, માત્ર જો કોઈ વસ્તુનો અભાવ લાગતો હોય તો તે આ સ્વર્ગીય કરુણાનો, લાચાર પ્રત્યે શક્તિમંતના અવજ્ઞાવિહીન અનુકૂલ પ્રસન્નભાવનો. આપણા ઉપર ઉપકાર તો ઘણા કરે છે, પણ દયા લગારે કરતા નથી. આથી જ્યારે એ દુર્લભ કરુણાનો અસ્થાને અપવ્યય થતો જોઈએ છીએ ત્યારે દુઃખનો પાર રહેતો નથી.

આપણે તો જોઈએ છીએ કે આપણા દેશની સ્ત્રીઓએ પોતાના સુગોળ કોમલ બંને બાહુએ બંગડી પહેરીને સેંથીની વચમાં સિંદુરની રેખા કરીને સદા પ્રસન્ન મુખે સ્નેહ પ્રેમ અને કલ્યાણથી આપણાં ઘરને મધુર બનાવ્યાં છે. કોઈ કોઈવાર અભિમાનના અશ્રુજલથી તેમના નયનપલ્લવ ભીંજાઈ જાય છે, કોઈવાર વળી પ્રેમના ભારે અત્યાચારથી તેમનાં સરલ સુંદર મુખની શ્રી ધૈર્યગંભીર સકરુણ વિષાદથી મ્લાન કાંતિ ધારણ કરે છે; પરંતુ સ્ત્રીના નસીબયોગે ખરાબ ધણી અને નગુણા છોકરા દુનિયાના બધા જ ભાગમાં જોવા મળે છે; વિશ્વાસપાત્ર સાધનોદ્વારા જાણવા મળે છે કે ઇંગ્લંડમાં પણ એની ખોટ નથી. ગમે તેમ હો, આપણી ગૃહલક્ષ્મીઓ સાથે આપણે તો ખાસા સુખથી રહીએ છીએ, અને તેઓ પણ બહુ દુઃખી છે, એવું તો કદી તેમણે આપણને જણાવ્યું નથી, તો વચમાં આ હજારો ગાઉ દૂરના લોકોનાં હૈયાં કેમ નકામાં ફાટી જાય છે?

એકબીજાનાં સુખદુઃખ વિશે લોકો સ્વાભાવિક રીતે જ અત્યંત ખોટી ધારણા બાંધી લે છે! માછલાં જો ઉત્તરોત્તર સભ્યતાના વિકાસને લીધે એકાએક માનવહિતૈષી બની જાય, તો આખી માનવજાતને એક પુષ્કળ શેવાળવાળા ઊંડા સરોવરમાં ડુબાડ્યા વગર તેના કરુણ હૃદયની ઉત્કંઠા શમે ખરી? તમે બહાર સુખી રહો છો, અમે ઘરમાં રહીએ છીએ, હવે અમારું સુખ તમને સમજાવવું શી રીતે?

એકાદ લેડી ડફરીન—સ્ત્રી ડાકટર આપણા અંતઃપુરમાં દાખલ થઈને જ્યારે જુએ છે કે ઓરડી નાની અને અસ્વચ્છ છે; બારીઓ નાની છે; બિછાનું લગારે દૂધના ફીણ જેવું નથી, દીવો માટીના કોડિયાનો છે, મચ્છરદાની દોરીએ બાંધેલી છે, છબિઓ આર્ટસ્ટુડિયોના રંગ ચોપડેલી છે, દીવાલો ઉપર દીવાની જ્યોતની મેશ અને અને ઘણા લોકોના ઘણા દિવસના મેલા હાથના ડાઘા લાગેલા છે,—ત્યારે તેને થાય છે કે આ તે કેવો સર્વનાશ, આ તે કેવું ભયંકર કષ્ટમય જીવન, એમના પુરુષો કેવા સ્વાર્થી છે, સ્ત્રીઓને પશુની પેઠે રાખે છે. તેને ખબર નથી કે આપણી દશા જ આ છે. અમે મિલ વાંચીએ, સ્પેન્સર વાંચીએ, રસ્કિન વાંચીએ, ઓફિસમાં કામ કરીએ, વર્તમાનપત્રોના લેખ લખીએ, પુસ્તકો છપાવીએ, પેલા માટીના કોડિયામાં દીવો બાળીએ, પેલી સાદડી ઉપર બેસીએ, સ્થિતિ જરા સારી હોય તો રૂસણું લઈ બેસતી સહધર્મિણીને ઘરેણાં ઘડાવી આપીએ, અને પેલી દોરડીએ બાંધેલી જાડી મચ્છરદાનીમાં હું, અને મારી સ્ત્રી વચમાં એક નાનું બાળક લઈને તાડનાં પાંદડાનો હાથ-પંખો ખાતાં ખાતાં રાત પસાર કરીએ.

છતાં નવાઈની વાત એ છે કે, આમ છતાં અમે છેક અધમ નથી. અમારી પાસે કોચ, કાર્પેટ, આરામખુરસી નથી જ એમ કહીએ તો યે ચાલે, પણ છતાંયે અમારામાં દયા માયા અને પ્રેમ છે. પાટ ઉપર અરધા સૂતા સૂતા એક હાથમાં ઓશિકું પકડી રાખીને અમે

તમારું સાહિત્ય વાંચીએ છીએ, તો યે અમે ઘણું સમજી શકીએ છીએ, અને અમને સુખ થાય છે; ભાંગેલે કાંડિયે, ઉઘાડે શરીરે અમે તમારી ફિલસૂફીનો અભ્યાસ કરીએ છીએ છતાં તેમાંથી એટલું બધું જ્ઞાન મળે છે કે અમારા છોકરાઓ પણ તમારી જ પેઠે શ્રદ્ધા-હીન બનતા જાય છે.

વળી અમે પણ તમારી વાત સમજી શકતા નથી. કોચ, આરામ-ખુરશી, રમતગમત, એ જ તમને એટલાં બધાં ગમે છે કે સ્ત્રી પુત્ર ન હોય તોયે તમારું અડચું ન રહે. તમારે પહેલાં આરામ, ત્યાર પછી પ્રેમ; અમારે પ્રેમ વગર તો ચાલે જ નહિ, ત્યાર પછી જીવ કાઢી નાખીએ તો યે આ જીવનમાં ક્રમે કર્યો આરામ મળતો જ નથી.

એટલે, અમે જ્યારે એમ કહીએ કે અમે લગ્ન કરીએ છીએ તે કેવળ આધ્યાત્મિકતાની દૃષ્ટિએ પારલૌકિક મુક્તિ મેળવવા માટે જ, ત્યારે એ વચનો ખૂબ દમામદાર લાગે છે, પણ એ માત્ર કહેવાની વાત હોય છે, અને તેની સાબિતી મેળવવા માટે અમારા આજના સમાજને છોડીને પ્રાચીન પોથીઓનાં પાનાંમાં દાખલ થઈને મહા મહેનતે શોધ કરવી પડે છે. સાચી વાત એ છે કે એના વગર અમને ચાલતું નથી—અમારાથી રહેવાતું નથી. અમે શિશુમારની પેઠે કર્મ તરંગમાં ગુલાંટ ખાતા ફરીએ ખરા, પણ ચટ દઈને તરત જ ગમે ત્યારે અંતઃપુરમાં હાશ કરીને દમ નહિ છોડી આવીએ તો અમારાથી જિવાય જ નહિ. જેને જે કહેવું હોય તે કહે, પારલૌકિક સદ્ગતિને માટે તો અમે એ નથી જ કરતા!

આવી પરિસ્થિતિમાં આપણા સમાજનું ભલું થાય છે કે બૂરું થાય છે, એનો અત્યારે વિચાર નથી કરતા, એ વિશે અનેક વાદ પ્રતિવાદ થઈ ગયા છે. અત્યારે તો વાત એ ચાલતી હતી કે આપણી સ્ત્રીઓ સુખી છે કે દુઃખી. મને લાગે છે કે આપણા સમાજની જે પ્રકારની રચના છે, તેમાં સમાજનું ભલું બૂરું ગમે તે થતું હોય,

આપણી સ્ત્રીઓ તો એક પ્રકારે ખાસી સુખમાં છે. અંગ્રેજોને ભલે લાગે કે 'લૉન ટેનિસ' રમ્યા વગર અને 'બૉલ'માં નાચ્યા વગર સ્ત્રીઓ સુખી થાયજ નહિ, પરંતુ આપણા દેશના લોકોને ખાત્રી છે કે પ્રેમ પામવામાંજ સ્ત્રીઓનું સાચું સુખ છે. પણ એ એક વહેમ પણ હોઈ શકે.

આપણા પરિવારમાં નારીહૃદય જેમ અનેકવિધ પ્રકારે ચરિતાર્થતા પામી શકે છે, તેમ થવું અંગ્રેજ પરિવારમાં સંભવિત નથી, એટલા માટે એક અંગ્રેજ સ્ત્રીને માટે બાળકુંવારી રહેવું એ ભયંકર કમનસીબ છે. તેઓનું શૂન્ય હૃદય ધીમે ધીમે નીરસ બની જાય છે, કેવળ કુરકુરિયાં પાળીને અને લોકહિતની મંડળીઓને પોષીને પોતાને રોકાયલાં રાખવા તેઓ મથે છે. જેમ સંતાન મરી ગયું હોય એવી પ્રસૂતાનું સંચિત દૂધ કૃત્રિમ ઉપાયે કાઢી નાખવું એ તેના આરોગ્યને માટે આવશ્યક છે, તેમ યુરોપની બાળકુંવારીઓના નારી હૃદયમાં સંચિત થયેલા સ્નેહરસને અનેકવિધ ઉપાયે નિષ્ફળ ખર્ચી નાખવો પડે છે, પરંતુ તેથી તેમના આત્માને ખરો સંતોષ મળતો નથી.

અંગ્રેજ 'ઓલ્ડ મેઈડ'ની સાથે આપણી બાળવિધવાને સરખાવીએ તો તેમાં કંઈ ખોટું નથી. સંખ્યામાં કદાચ અંગ્રેજ કુંવારી અને આપણી બાળવિધવા સરખીજ હશે, અથવા સહેજસાજ વત્તાઓછી હોય તો હોય. બાહ્ય સરખામણીમાં આપણી વિધવા યુરોપીય ચિરકુમારીની સમાન હોવા છતાં એક મુખ્ય બાબતમાં ભેદ છે. વિધવાની નારીપ્રકૃતિ કદી શુષ્ક, શૂન્ય, અને પડતર રહીને અનુર્વર થઈ જતી નથી. તેનો ખોળો કદી સૂનો રહેતો નથી, તેના બાહુ કદી કામ વગરના રહેતા નથી, હૃદય કદી ઉદાસીન રહેતું નથી. તે કોઈવાર માતા, કોઈવાર દુહિતા, કોઈવાર સખી હોય છે. આથી જીવનભર તે કોમલ, સરસ, સ્નેહશીલ અને સેવાતત્પર રહે છે. ઘરનાં

છોકરાં તેનીજ આંખ આગળ જન્મે છે, અને તેનાજ ખોળામાં મોટાં થાય છે. ઘરની બીજી સ્ત્રીઓ સાથે તેને લાંબા કાળનો સુખ-દુઃખમય પ્રીતિનો સખિત્વ સંબંધ હોય છે, ઘરના પુરુષો સાથે સ્નેહ-ભક્તિપરિહાસનો અનેકવિધ સંબંધ હોય છે; ઘરકામનો ભાર જે સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓને ગમતો હોય છે તેની પણ તેને ખોટ નથી હોતી. અને એ બધામાં રામાયણ મહાભારત, એકાદ બે પુરાણ વાંચવાનો અથવા સાંભળવાનો વખત રહે છે, અને સાંજે નાનાં નાનાં બાળકોને ગોદમાં લઈને વાર્તા કહેવી એ પણ એક સ્નેહનું જ કામ છે. ઊલટું કોઈ પરણેલી સ્ત્રીને બિલાડીનાં બચ્ચાં અને મેના પાળવાનું મન થાય છે અને વખત મળે છે, પણ વિધવાના હૃદયનો તે વધારાનો ખૂણો પણ ખાલી રહેતો ઘણે ભાગે જોવામાં આવતો નથી.

આ બધાં કારણોને લીધે, તમારી જે સ્ત્રીઓ પ્રમોદના વમળમાં રાતદિવસ ઘૂમતી હોય છે અથવા પુરુષોની સાથે હરીફાઈ કરવામાં મંડેલી હોય છે, અથવા એકાદ બે કુરકુરિયાં અને ચારપાંચ સભા ખોળામાં લઈને એકલી કૌમાર્ય અથવા વૈધવ્ય ગાળતી હોય છે, તેમના કરતાં અમારી અંતઃપુરચારિણીઓ દુઃખી છે, એ વાત મારે ગળે ઊતરતી નથી. પ્રેમહીન, બંધનહીન, શૂન્ય સ્વતંત્રતા સ્ત્રીને માટે ભયંકર છે—મરુભૂમિમાં મબલક સ્વાધીનતા ગૃહસ્થ માણસોને માટે જેમ ભીષણ સૂનકારવાળી હોય છે તેમ.

અમે બીજું ગમે તે હઈશું, પણ અમે ગૃહસ્થ જાતિ છીએ; એટલે વિચાર કરીએ તો અમે અમારી સ્ત્રીઓને આંગણે જ અતિથિ છીએ; તેમણે અમને હમેશાં ખૂબ આદરપૂર્વક રાખ્યા છે. અને એ રીતે અમને એવા તો સંપૂર્ણ રીતે વશ કરી લીધા છે કે અમે ઘર છોડીને, દેશ છોડીને બે દિવસ પણ રહી શકતા નથી; આથી અમને પુષ્કળ નુકસાન થાય છે, એમાં શંકા નથી, પણ તેથી સ્ત્રીઓ દુઃખી થતી નથી.

આપણા સમાજમાં સ્ત્રીઓની બાબતમાં કશું જ કરવા જેવું નથી, આપણો સમાજ સર્વશ્રેષ્ઠ સર્વસંપૂર્ણ છે અને આપણી સ્ત્રીઓની સ્થિતિ એની સાબિતી છે, એવું કહેવાનો મારો અભિપ્રાય નથી. આપણી સ્ત્રીઓનું શિક્ષણ પાંગળું છે, અને ઘણી બાબતમાં તેમના શરીરને અને મનને સુખ થાય એમ કરવાને આપણે ઉપેક્ષા અને ઉપહાસની નજરે જોઈએ છીએ. એટલું જ નહિ, સ્ત્રીઓને ગાડીમાં બેસાડી આરોગ્યકર હવા ખવડાવવાને પણ આપણા દેશના પરિહાસ-રસિકો પરમ હાસ્યરસનો વિષય માને છે, પણ છતાં યે એકંદરે આપણે કહી શકીએ કે આપણી સ્ત્રી અને કન્યાઓ સદા ભયના રાજ્યમાં વસતી નથી, અને તેઓ સુખી છે.

તેમના માનસિક શિક્ષણની વાત કરીએ તો એ પ્રશ્ન ઊભો થાય છે કે આપણે પુરુષો પણ શું બહુ કેળવાયલા છીએ ! આપણે શું અધકચરા, સાંધા થીંગડાંવાળા વિચિત્ર પ્રાણીઓ નથી ? શું આપણી નિરીક્ષણશક્તિ, વિચારશક્તિ, અને ધારણાશક્તિનો સારો સુસ્થ સ્વાભાવિક અને ઉદાર વિકાસ થયો છે ? આપણે હમેશાં નિરીક્ષણની સાથે અકુદરતી કલ્પનાને ભેળવી નાખતા નથી ? અને ખોટા વહેમો શું આપણા વિવેકના સિંહાસનનો અરધો ભાગ પચાવી પડી સદા અટલ અને દાંભિકભાવે ત્યાં બેસી રહેતા નથી ? આપણી આવી દુર્બળ કેળવણી અને દુર્બળ ચારિત્ર્યને લીધે હમેશાં શું આપણી માન્યતા અને કાર્ય વચ્ચે એક પ્રકારની અદ્ભુત અસંગતતા જોવામાં નથી આવતી ? આપણ બંગાળીઓના વિચાર અને મત અને કાર્યમાં એક પ્રકારનો વ્યવસ્થા અને સંયમ વિહોણો ભારે ગોટાળો નથી નજરે ચડતો ?

આપણે સુશિક્ષિત રીતે જોતાં શીખ્યા નથી, વિચાર કરતાં શીખ્યા નથી, કામ કરતાં શીખ્યા નથી, એટલા માટે આપણા કશામાં જ સ્થિરતા નથી. આપણે જે બોલીએ છીએ, જે કરીએ

છીએ—બધું જ રમત જેવું લાગે છે, બધું જ કમોસમની કળીની પેઠે ખરી પડીને ધૂળમાં મળી જાય છે. આથી આપણી રચના ચર્ચાપરિષદના નિબંધ જેવી થઈ જાય છે, આપણા અભિપ્રાય સૂક્ષ્મ તર્કચાતુરી પ્રગટ કરવા પૂરતા હોય છે, જીવનના વ્યવહારને માટે નથી હોતા, આપણી બુદ્ધિ કુશાંકુર જેવી તીક્ષ્ણ હોવા છતાં તેમાં અસ્ત્રનું બળ નથી હોતું. આપણી જ જો આ દશા છે તો આપણી સ્ત્રીઓનું શિક્ષણ હોઈ હોઈને કેટલું હોવાનું! સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ સમાજના જે અંદરના સ્થાનમાં અધિકાર જમાવીને બેઠી હોય છે, ત્યાં પક્વ થતાં જરા વાર લાગે છે. યુરોપની સ્ત્રીઓની સ્થિતિનો વિચાર કરીએ તો ત્યાં પણ એ જ સ્થિતિ માલમ પડશે. એટલે આપણા પુરુષો શિક્ષણ પામે તે પહેલાં જ જો આપણી મોટા ભાગની સ્ત્રીઓનું શિક્ષણ સંપૂર્ણ હોય એવી આશા રાખીએ તો તે ઘોડાને ભૂખ્યો રાખી બકરીને ઘાસ ખવડાવવા જેવું થાય.

તો પણ એટલું તો કહેવું જ પડશે કે અંગ્રેજ સ્ત્રીઓ અશિક્ષિત રહે તો તેના સ્વભાવનો વિકાસ જેટલો અસંપૂર્ણ રહે છે, તેના કરતાં આપણી સ્ત્રીઓના જીવનનું શિક્ષણ આપણા પરિપૂર્ણ ઘરની કૃપાથી ઓછું અસંપૂર્ણ રહે છે.

પરંતુ આ વિશાળ ઘરના ભારને લીધે આપણી જાતિનો પછી વિકાસ થઈ જ શક્યો નહિ. ગાર્હસ્થ્ય ઉત્તરોત્તર એવું મોટું થઈ પડ્યું છે કે પોતાના ઘરની બહારને માટે કોઈની કશી શક્તિ જ બાકી રહેતી નથી. ઘણાં જણાં એકત્ર ભેગાં થઈને બધાંને જ સરખાં ઠીંગરાવી મૂકે છે. સમાજ અત્યંત ગાઢાં જંગલ જેવો બની જાય છે, તેનાં હજારો બાધાબંધનોમાં કોઈ એક જણને માટે માથું ઊંચું કરી ઊઠવું ખૂબ મુશ્કેલ થઈ પડે છે.

આ ઘનિષ્ઠ પરિવારના બંધનપાશમાં પડવાને લીધે આ દેશમાં મહાજાતિ પેદા થતી નથી, દેશ ખડો થતો નથી, વિશ્વવિજયી

મનુષ્યત્વનો વિકાસ થતો નથી. આપણે ત્યાં પિતામાતા થયાં છે, પુત્ર થયા છે, ભાઈ થયા છે, સ્ત્રી થઈ છે, અને આ નિબિડ સમાજ-શક્તિની પ્રતિક્રિયારૂપે અનેક વૈરાગી સંન્યાસી પણ થયા છે, પણ બ્રહત્ સંસારને માટે કોઈ જન્મ્યું નથી;—પરિવારને જ આપણે સંસાર કહીએ છીએ.

પણ યુરોપમાં વળી બીજો જ એક પ્રકાર જોવા મળે છે. યુરોપિયનોનું ગૃહબંધન પ્રમાણમાં શિથિલ હોય છે, એટલે તેઓમાંના અનેક જણ જેમ સમસ્ત શક્તિ સ્વજાતિના અથવા માનવના હિતમાં વાપરી શકે છે, તેમ બીજી બાજુ અનેક જણ સંસારમાં કેવળ પોતાનું જ લાલનપાલન અને પોષણ કરવાને પુષ્કળ ફુરસદ અને સુયોગ પામે છે : એક બાજુ જેમ બંધનહીન પરહિતૈષા તેમ બીજી બાજુ બાધા-વિહીન સ્વાર્થપરતા. આપણે ત્યાં જેમ દર વરસે પરિવાર વધતો જ જાય છે, તેમ એ લોકોનો દર વરસે આરામ વધતો જાય છે. આપણે એમ કહીએ છીએ કે યાવત્ દારપરિગ્રહ ન થાય ત્યાં સુધી પુરુષ અર્ધો ગણાય, અંગ્રેજો એમ કહે છે કે જ્યાં સુધી એકાદ કલબ ન મળે ત્યાં સુધી પુરુષ અર્ધાંગ ગણાય. આપણે એમ કહીએ છીએ કે સંતાનોથી ઘર ભરેલું ન હોય તો ઘર સ્મશાન સમાન લાગે, અંગ્રેજો એમ કહે છે કે રાચરચીલા વિના ઘર સ્મશાન જેવું લાગે.

સમાજમાં એક વાર જો આ બાહ્ય સંપદને વધારે પડતી બહેકવા દીધી કે તરત જ તે શેઠ થઈ બેસે છે, અને પછી તેના હાથમાંથી સહેલાઈથી છટકી શકાય એમ રહેતું નથી. તે ધીમે ધીમે ગુણો પ્રત્યે અવજ્ઞા અને મહત્તા પ્રત્યે કૃપા કટાક્ષ કરવાનું શરૂ કરે છે. હાલમાં આ દેશમાં પણ એનાં ઘણાં દૃષ્ટાંતો જોવા મળે છે. ડાકટરીમાં જો કોઈને આગળ વધવું હોય તો તેને સૌ પહેલાં ઘોડાગાડી અને મોટું ઘર તો જોઈએ જ; એટલા માટે ઘણી વાર રોગીને મારવાનું શરૂ કરવા પહેલાં નવો ડાકટર પોતે જ મરવાનું શરૂ કરે છે. પરંતુ

આપણા વૈદ્યરાજ જો સપાટ અને ચાદર પહેરીને પાલખીમાં બેસીને આવજા કરે તો તેથી તેમના ધંધાને વાંધો આવતો નથી. પરંતુ એક વાર જો ગાડી, ઘોડા, ઘડિયાળ, અછોડાને સ્થાન આપ્યું તો પછી સમસ્ત ચરક સુશ્રુત ધન્વન્તરીની તાકાત નથી કે કોઈ એના હાથમાંથી બચાવે. ઇન્દ્રિય દ્વારા જડવસ્તુઓની સાથે માણસનો એક પ્રકારનો ઘનિષ્ઠ સંબંધ હોય છે, એ તકનો લાભ લઈને તે હમેશાં આપણો શેઠ થઈ બેસે છે. એટલા માટે પ્રતિમા પહેલાં છલ કરીને મંદિરમાં દાખલ થાય છે અને પછી દેવતાને ટકવા દેતી નથી. ગુણના બાહ્ય નિદર્શનરૂપ બનીને ઐશ્વર્ય આવે છે અને આખરે બાહ્યાડંબરના અનુચર તરિકે આવ્યા વિના ગુણનું કશું સંમાન રહેતું નથી.

વેગવતી મહા નદી પોતે રેતી ભેગી કરીને લાવે છે અને પોતાનો માર્ગ રૂંધી બેસે છે. યુરોપિયન સભ્યતા કોઈ કોઈ વાર એવી પ્રબળ નદી જેવી લાગે છે. તેના વેગના બળથી માણસને જે સામાન્ય રીતે આવશ્યક હોય એવી બધી વસ્તુઓ ચારે કોરથી આવી આવીને ખડકાય છે. સભ્યતાનો દર વરસનો કચરો પર્વતાકાર બનતો જાય છે. અને આપણી સાંકડી નદી બિલકુલ ક્ષીણ પ્રવાહે વહેતી વહેતી આખરે રસ્તા વચ્ચે જ પારિવારિક ગાઢ શૈવાળ જાળમાં જડ બની જઈને ઢંકાઈ જેવી ગઈ છે. પરંતુ તેની પણ એક પ્રકારની શોભા, સરસતા, શ્યામલતા છે. તેમાં વેગ નથી, બળ નથી, વિસ્તાર નથી, પરંતુ મૃદુતા, સ્નિગ્ધતા, સહિષ્ણુતા છે.

અને, જો મારી આશંકા સાચી હોય તો યુરોપની સભ્યતા કદાચ તળિયેથી જડતાની એક મહાન મરુભૂમિ રચી રહી છે; ઘર, જે માણસના સ્નેહ અને પ્રેમનું એકાંત વાસસ્થાન છે, કલ્યાણની ચિર ગંગોત્રી છે, પૃથ્વીનું બીજું બધુંય લોપ પામી જાય તો પણ જ્યાં થોડી જગ્યા હોય એ માણસને માટે અત્યંત આવશ્યક છે, તે જ સ્થાન ઢગલાના ઢગલા બાહ્યવસ્તુઓથી વધારે ને વધારે ભરાતું

જાય છે, અને હૃદયની જન્મભૂમિ જડ આવરણોથી કઠિન બનતી જાય છે.

ગમે તેમ હો, મારા જેવા નાલાયક માણસને માટે યુરોપિયન સભ્યતાનું પરિણામ શોધી કાઢવાનો પ્રયત્ન ઘણે ભાગે આદુના વેપારીએ જહાજની ખબર પૂછવા જેવો થઈ પડે છે. તો પણ એક વાતની નિર્ભયતા છે કે હું ભલે ગમે તે અનુમાન બાંધું, તે સાચું છે કે ખોટું તેનો નિર્ણય થવાને એટલી બધી વાર છે કે ત્યાં સુધીમાં તો મેં અહીંના દંડપુરસ્કારના હાથમાંથી છટકીને વિસ્મૃતિપ્રદેશમાં અજ્ઞાતવાસ સ્વીકાર્યો હશે. આથી આ બધી વસ્તુ જેને જે રીતે લેવી હોય તે રીતે લે, હું એનો જવાબ દેવા માગતો નથી. પરંતુ યુરોપની સ્ત્રીઓ વિશે જે એક વાત હું કહેતો હતો તે છેક અવગણના કરવા જેવી મને લાગતી નથી.

જે દેશમાં ઘર નાશ પામીને ધીમે ધીમે હોટેલ વધતી જાય છે; સૌ પોતપોતાનું કમાઈ લે છે અને પોતાનું ઘર, આરામ ખુરસી, કૂતરું, ઘોડો, બંદૂક, ચિરૂટની ચૂંગી, અને જુગાર રમવાની કલબ લઈને નિર્વિઘ્ને આરામ કરવાના પ્રયત્નમાં મશગૂલ છે ત્યાં બેશક સ્ત્રીઓનો મધપૂડો તૂટી ગયો હોવો જોઈએ. પહેલાં સેવક માખીઓ મધ શોધી લાવીને પૂડામાં સંઘરતી, અને રાણી માખીઓ હુકમ ચલાવતી, હવે સ્વાર્થીઓ પોતપોતાનો પૂડો ભાડે લઈને સવારે મધ કમાઈને સાંજ સુધી એકલા જ બધાનો ઉપભોગ કરે છે. એટલે રાણી માખીઓને હવે બહાર નીકળવું પડે છે, કેવળ મધુદાન અને મધુપાન કરવાનો હવે વખત નથી રહ્યો. વર્તમાન સ્થિતિ હજી તેમને સ્વાભાવિક થઈ ગઈ નથી એટલા માટે મોટે ભાગે અસહાયભાવે તેઓ આમતેમ બણબણ કરતી ફરે છે. આપણે આપણી મહારાણીઓના રાજ્યમાં ખાસા સુખમાં છીએ અને તેઓ પણ આપણાં અંતઃપુર એટલે કે આપણા પારિવારિક સમાજના મર્મસ્થાન પર અધિકાર જમાવીને બધાંને લઈને ખૂબ સુખમાં છે.

પરંતુ હમણાં સમાજમાં જુદી જુદી બાબતમાં અવસ્થાંતર થઈ રહ્યું છે. દેશની આર્થિક અવસ્થામાં એવું પરિવર્તન થયું છે કે જીવન-યાત્રાની પદ્ધતિ જ નવું સ્વરૂપ ધારણ કરવા લાગી છે, અને તેને લીધે આપણો સંયુક્ત પરિવાર કાળક્રમે કંઈક વિશ્લિષ્ટ થયો હોય એમ લાગે છે. તેની સાથે ધીમે ધીમે આપણી સ્ત્રીઓની અવસ્થામાં પરિવર્તન કરવું આવશ્યક અને અવશ્યંભાવી થઈ પડશે. માત્ર ગૃહલુંઠિત કોમલ હૃદયરાશિ બની રહ્યે નહિ ચાલે, મેરુદંડ ઉપર આધાર રાખી ઉન્નત ઉત્સાહી ભાવે તેણે સ્વામીની પાર્શ્વચારિણી બનવું પડશે.

આથી સ્ત્રીકેળવણી જો પ્રચલિત ન થાય તો આજના શિક્ષિત સમાજમાં પતિપત્ની વચ્ચે મેળ રહેવાનો નથી. આપણા દેશમાં વિદેશી કેળવણી પ્રચલિત થવાને લીધે, જેઓ અંગ્રેજી જાણે છે, અને જેઓ અંગ્રેજી જાણતા નથી તેમની વચ્ચે એક પ્રકારના જાતિભેદ જેવું ઊભું થયું છે, એટલે ઘણે ખરે ઠેકાણે આપણાં વરકન્યામાં ખરો અસવર્ણ વિવાહ થાય છે. એક જણના વિચાર, વિચારની ભાષા, શ્રદ્ધા અને કાર્યનો બીજાનાંની સાથે પુષ્કળ ભેદ હોય છે. એટલા માટે આપણા આધુનિક દામ્પત્યમાં અનેક પ્રહસન અને સંભવ છે કે અનેક 'ટ્રેજડી' પણ ભજવાઈ રહી છે. પતિને જ્યાં ઝટાકાદાર સોડા વૉટર જોઈતું હોય, ત્યાં સ્ત્રી સુશીતલ તરોપાનું પાણી લાવીને હાજર કરે છે.

આટલા માટે જ સમાજમાં સ્ત્રીકેળવણી ધીમે ધીમે પ્રચલિત થતી જાય છે; કોઈનાં ભાષણથી નહિ, કર્તવ્યના જ્ઞાનથી પણ નહિ, પણ આવશ્યકતાને વશ થઈને.

હવે, આ અંગ્રેજી શિક્ષણ અંતરમાં અને બહાર પ્રવેશ કરીને સમાજમાં અનેક ભાવાન્તર ઊભાં કરશે જ એમાં શંકા નથી. પરંતુ જેઓને આશંકા રહે છે કે આપણે આ કેળવણીની અસરથી યુરોપિયન સભ્યતામાં પ્રાચ્યલીલા સંકેલી લઈ પરમ પ્રાશ્ચાત્યલોકને પામીશું—તેઓની એ આશંકા મને આશા છે અને મને વિશ્વાસ છે કે વ્યર્થ થવાની છે.

કારણ, ગમે એવી કેળવણી મળે તોયે આપણું એકદમ રૂપાંતર થવું સંભવિત જ નથી. અંગ્રેજી કેળવણી આપણને ફક્ત કેટલાક ભાવ આણી આપી શકે, પરંતુ તેની બધી અનુકૂળ પરિસ્થિતિ આણી નહિ આપી શકે. આપણને અંગ્રેજી સાહિત્ય મળશે, પણ ઇંગ્લંડ ક્યાંથી મળવાનું હતું! બીજ મળે પણ માટી મળવી જ મુશ્કેલ છે.

દાખલા તરીકે આપણે બતાવી શકીએ કે બાઇબિલ જો કે ઘણા કાળથી યુરોપનો પ્રધાન શિક્ષાગ્રંથ રહ્યો છે, તોપણ યુરોપ પોતાનો અસહિષ્ણુ દુર્દાન્ત સ્વભાવ સાચવી રહ્યું છે, બાઇબિલની ક્ષમા અને નમ્રતા હજી પણ તેમના અંતરને પિગાળી શકી નથી.

મને તો લાગે છે કે યુરોપનું એ પરમ સૌભાગ્ય છે કે તેને બાલ્યકાળથી એવું એક શિક્ષણ મળે છે જે તેની પ્રકૃતિનું સંપૂર્ણપણે અનુયાયી નથી, જે તેના સહજ સ્વભાવ આગળ નવો જ અધિકાર લાવીને ખડો કરે છે, અને હમેશાં સંઘાતદ્વારા તેને મહત્ત્વને માર્ગે જાગ્રત રાખે છે.

યુરોપને જો કેવળ પોતાની પ્રકૃતિને અનુસરતી જ કેળવણી મળી હોત તો યુરોપની આજે આટલી ઉન્નતિ થાત નહિ. તો યુરોપની સભ્યતામાં આટલી વિશાળતા ન હોત, તો એક જ ઉદાર ક્ષેત્રમાં આટઆટલા ધર્મવીર અને કર્મવીર પાકત નહિ. ખ્રિસ્તી ધર્મ હમેશાં યુરોપના સ્વર્ગ અને નરક વચ્ચે, મન અને આત્મા વચ્ચે સમન્વય સાધી આપતો રહ્યો છે.

ખ્રિસ્તી શિક્ષણ માત્ર તળિયેથી યુરોપિયન સભ્યતામાં આધ્યાત્મિક રસનો સંચાર કરે છે, એમ નથી, તેના માનસિક વિકાસને પણ તેણે એટલી મદદ કરી છે કે કાંઈ કહેવાની વાત નહિ. યુરોપના સાહિત્યમાં એનો પુરાવો મળે છે. બાઇબિલની સાથે સાથે પ્રાચ્યભાવ અને પ્રાચ્ય કલ્પના પણ યુરોપના હૃદયમાં સ્થાન પામી અને તેણે ત્યાં કેટકેટલું કવિત્વ કેટકેટલું સૌંદર્ય વિકસાવ્યું છે; ઉપદેશ દ્વારા નહિ, પણ સંપૂર્ણ

ભિન્ન પ્રકારના ભાવની સાથે ઘનિષ્ઠ સંપર્કદ્વારા તેના હૃદયનો સાર્વજનીન અધિકાર કેટલો વિસ્તૃત કર્યો છે, તે આજે કોણ વિશ્લેષણ કરીને બતાવી શકે ?

સૌભાગ્યવશાત્ આપણને જે શિક્ષણ મળે છે તે પણ આપણી પ્રકૃતિને પૂરેપૂરું અનુસરતું નથી. એટલે હું આશા રાખું છું કે આ નવી શક્તિના સમાગમથી આપણું લાંબા વખતનું વૈવિધ્યશૂન્ય જડત્વ ત્યાગી શકીશું, નવજીવનના હિલ્લોલના સ્પર્શથી સજીવતા પામીને ફરીવાર નવપત્રપુષ્પે વિકસિત થઈ જઈશું, અને આપણું માનસિક રાજ્ય દૂર દૂર સુધી વિસ્તારી શકીશું.

કોઈ કોઈ કહે છે કે યુરોપનું જે સારું છે તે યુરોપને માટે જ સારું છે, અને આપણું જે સારું છે, તે આપણે માટે જ સારું છે. પરંતુ કોઈ પણ ખરેખરી સારી વસ્તુ કદી પરસ્પરની પ્રતિયોગી (વિરોધી) નથી હોતી, સહયોગી હોય છે. પરિસ્થિતિ પ્રમાણે આપણે કોઈ એકને તો કોઈ બીજીને પ્રાધાન્ય આપીએ છીએ, પરંતુ માનવના સર્વાંગીણ હિત તરફ નજર રાખીએ તો કોઈને દૂર કરી શકાય એમ નથી હોતું. એટલું જ નહિ, બધી સારી વસ્તુઓમાં એવો એક પ્રકારનો કૌટુંબિક સંબંધ હોય છે કે એકને દૂર કાઢી મૂકીએ એટલે બીજી દુર્બળ પડી જાય છે અને અંગહીન મનુષ્યત્વને ધીમે ધીમે પોતાની ગતિ બંધ કરીને સંસારના માર્ગની બાજુમાં એક જગ્યાએ ઊભા રહેવું પડે છે, અને એ નિરુપાય સ્થિતિને જ ઉન્નતિની પરાકાષ્ઠા માની તે પોતાને ભોળવવાનો પ્રયત્ન કરે છે.

ઝાડ જો એકાએક બુદ્ધિમાન અથવા અત્યંત સહૃદય બની જાય તો તે મનમાં મનમાં એવી દલીલ કરશે કે પૃથ્વી જ મારું જન્મસ્થાન છે, એટલે કેવળ પૃથ્વીના રસ ખેંચીને જ મારે જીવવું. આકાશનાં તડકો પાણી મને ભોળવીને મારી માતૃભૂમિથી મને ધીમે ધીમે આકાશ તરફ જ લઈ જાય છે, એટલે અમે તરુણ તરુઓ એક

સભા ભરીને આ સતત ચંચલ પરિવર્તનશીલ તડકા વરસાદ અને વાયુનો સંસર્ગ ખૂબ પ્રયત્નપૂર્વક ત્યાગ કરીને અમારી ધ્રુવ, અટલ, સનાતન પૃથ્વીનો જ એક માત્ર આશરો લઈશું.

અથવા તે આવી દલીલ પણ કરી શકે, કે પૃથ્વી ખૂબ સ્થૂલ છે, હેય છે અને નીચી છે, એટલે તેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખતાં હું ચાતક પંખીની પેઠે કેવળ મેઘની સામે તાકી રહીશ—આ બંને જાતની દલીલમાંથી એટલું જ પ્રગટ થાય છે કે ઝાડમાં જોઈએ તે કરતાં ઘણી વધારે બુદ્ધિનો સંચાર થયો છે.

તે જ પ્રમાણે આજે જેઓ કહે કે અમે પ્રાચીન શાસ્ત્રોમાં બદ્ધ-મૂલ થઈને બહારની કેળવણીથી પોતાનું રક્ષણ કરવા માથેમોઢે ઓઢીને બેસી રહીશું, અથવા જેઓ એમ કહે છે કે એકાએક કેળવણીને જોરે અમે આતશબાજીની પેઠે એક ક્ષણમાં ભારતની ભૂમિને છોડીને સુદૂર ઉન્નતિના જ્યોતિષ્ક લોકમાં પહોંચી જઈશું, તેઓ બંને જ નકામી કલ્પના કરીને વધારે પડતું બુદ્ધિકૌશલ વાપરે છે.

પરંતુ સહજ બુદ્ધિને તો સ્વાભાવિક રીતે જ લાગે કે ભારત-વર્ષમાંથી મૂળિયાં ઉખાડી નાખીને પણ આપણે જીવતા રહેવાના નથી, અને જે અંગ્રેજી કેળવણી આપણી ચારેકોર જુદે જુદે સ્વરૂપે વરસી અને વહી રહી છે તેને પણ આપણે માથે ચડાવવી જ પડવાની છે. વચમાં વચમાં કદાચ એકાદ બે વજ્ર પણ પડે, અને કેવળ વરસાદ જ વરસશે એવું કંઈ નથી, કોઈ કોઈ વાર કરા વરસવાનો પણ સંભવ છે, પરંતુ વિમુખ થઈને જવાના ક્યાં? વળી એ પણ યાદ રાખવું ઘટે કે આ જે નવા વરસાદની જળધારા પડે છે, એ પણ આપણી પેલી પ્રાચીન ભૂમિમાં જ નવજીવનનો સંચાર કરે છે.

એટલે અંગ્રેજી કેળવણીથી આપણું શું થશે? આપણે અંગ્રેજ નહિ બનીએ, પરંતુ આપણે સબળ થઈશું, ઉન્નત થઈશું, જીવન્ત થઈશું. એકંદરે આપણે છીએ એવા ગૃહપ્રિય, શાંતિપ્રિય જ રહેવાના

છીએ, તો પણ અત્યારે જેમ ઘરથી આંગણું પરદેશ લાગે છે, તેવું નહિ રહે. આપણી બહાર પણ વિશ્વ છે, તેનું આપણને ભાન થશે. આપણી સાથે પરની તુલના કરી આપણી જો કોઈ બાબતમાં અણ-આવડત કે ગ્રામ્યતા અથવા અતિશયતા હશે તો તે અદ્ભુત અને હાસ્યજનક અથવા નિંદાપાત્ર ગણીને છોડી શકીશું. આપણી લાંબા વખતની બંધ બારીઓ ખોલી નાખી બહારનો પવન અને પૂર્વપશ્ચિમનો પ્રકાશ ઘરમાં લાવી શકીશું. જે બધા નિર્જીવ સંસ્કારો આપણા ઘરની હવા બગાડી રહ્યા છે અથવા હેરફેરમાં બાધારૂપ બની ડગલે ને પગલે ભીડ કરી જગ્યા રોકીને પડ્યા છે, તેમાં આપણા વિચારની વિદ્યુત્ શિખા ઝબકારો કરીને કેટલાકને બાળી નાખશે અને કેટલાકને પુનર્જીવિત કરી દેશે. આપણે મુખ્યત્વે કરીને સૈનિક, વણિક કે પથિક જાતિ ન પણ થઈ શકીએ, પરંતુ આપણે સુશિક્ષિત, પરિણતબુદ્ધિ, સહૃદય, ઉદારસ્વભાવ, માનવહિતૈષી, ધર્મપરાયણ ગૃહસ્થ તો થઈ શકીએ અને ભલે પુષ્કળ ધનબળ ન હોય તોયે સદા પ્રયત્નશીલ જ્ઞાન અને પ્રેમ વડે સાધારણ માનવને પૂરતી મદદ કરી શકીશું.

ઘણાને આ 'આઈડિયલ' જોઈએ એવો ઉચ્ચ ન પણ લાગે, પરંતુ મારે મન એ ખાસો સંગત લાગે છે. એટલું જ નહિ, મને તો લાગે છે કે પહેલવાન થવું એ આદર્શ નથી, તંદુરસ્ત થવું એ જ આદર્શ છે. ગગનભેદી સ્મૃતિસ્તંભ અથવા પિરામિડ આઈડિયલ નથી, હવા અજવાળું આવે અને રહી શકાય એવું મજબૂત મકાન જ આઈડિયલ છે.

એક ભૌમિતિક રેખાને ગમે તેટલી લાંબી અને ઊંચી કરવામાં આવે તોયે તેને આકૃતિનો ઉચ્ચ આદર્શ ન કહી શકાય. તે જ પ્રમાણે માનવની વિવિધ વૃત્તિઓ સાથે સમન્વય રહિત એકાદ એકાએક ગગન-સ્પર્શી વિશેષતાને મનુષ્યત્વનો આઈડિયલ ન કહી શકાય. આપણા અંતરનો અને બાહ્યનો સારી પેઠે વિકાસ સાધી આપણી વિશિષ્ટ

શક્તિને નીરોગી અને સુંદર રીતે સાધારણ પ્રકૃતિમાં અંગીભૂત કરી દેવી એ જ આપણો સાચો વિકાસ છે.

મને આશા છે કે આપણે અનેકવિધ ભ્રમ અને આઘાત પ્રતિઘાતમાં થઈને પૂર્ણ મનુષ્યત્વ તરફ જ જઈ રહ્યા છીએ, હજી યે આપણે એ વિપરીત શક્તિઓની વચમાં ઝોલાં ખાઈએ છીએ; એટલે બંને બાજુનું સત્ય અનિશ્ચિત છાયા જેવું અસ્પષ્ટ દેખાય છે; માત્ર કોઈ કોઈ વાર ક્ષણેકને સારુ વચલા આશ્રયનો અનુભવ થાય છે, અને ભવિષ્યને માટે એક સ્થિર આશા જન્મે છે. મારી આ અસંબદ્ધ અસંપૂર્ણ રચનામાં વારાફરતી તે આશા અને આશંકાની વાત જ પ્રગટ થઈ છે.

૧૨૯૮. (૧૮૯૧)

## અયોગ્ય ભક્તિ

ઇષ્ટ અને પુરોહિત
જેના પર સર્વસ્થિત
તેઓ કદી આવે જ્યારે ઘેર,
ખાલી હાથે પ્રણમતાં
મન ખૂબ ભારે થતાં,
મુખે હાસ્ય, અંતરે તો રોષ.
ત્રણ રૂપિયા રોક દેતાં
માથા પરે ચરણ મૂકી
પ્રસન્ન વદને આપે વર.

**ઉપરના** ત્રણ શ્લોકો રૂપિયા સંબંધી એક જોડકણામાંથી ઉતાર્યા છે. એના છંદ, પ્રાસ અને કવિત્વ વિશે હું કશી જવાબદારી સ્વીકારવા તૈયાર નથી.

માત્ર જોવાની વસ્તુ એ છે કે એમાં જે સત્ય વર્ણવ્યું છે તે આપણા દેશમાં લોકસમાજમાં પ્રચલિત છે, એ વિશે સૌ સંમત છે.

રૂપિયાની કેવી આશ્ચર્યજનક શક્તિ છે, તેનાં જ અનેક દૃષ્ટાંતોમાં આપણા પ્રખ્યાત કવિએ ઉપરનું દૃષ્ટાંત પણ દાખલ કરેલું છે, પરંતુ

એ દૃષ્ટાંતમાં રૂપિયાની શક્તિ માણસના મનની તે આશ્ચર્યજનક શક્તિને પ્રગટ કરે છે જેના પ્રભાવે તે એકી વખતે એકના એક માણસ પ્રત્યે એકી સાથે ભક્તિ અને અશ્રદ્ધા સેવી શકે છે.

સાધારણ રીતે ગુરુ પુરોહિત સાધુ પુરુષો નથી હોતા, સામાન્ય સંસારી માણસોની પેઠે પૈસાનો તેમને ભારે લોભ હોય છે, એ વિશે આપણે લગારે અંધારામાં છીએ જ નહિ, તોપણ તેમના ચરણની રજ માથે ચઢાવીને આપણે કૃતાર્થ થઈએ છીએ, કારણ ગુરુ પ્રભુ છે. આવી ભક્તિદ્વારા આપણે પોતાને અપમાનિત કરીએ છીએ, અને યોગ્ય વ્યક્તિને માન આપવામાં જ આત્મસન્માન છે એ વસ્તુનો આપણે ખ્યાલ પણ રાખતા નથી.

પરંતુ આંધળી ભક્તિ આંધળા માણસની પેઠે અભ્યાસને માર્ગે થઈને અનાયાસે ચાલી જાય છે. બધા દેશોમાં જ એના દાખલા મળી આવે છે. વિલાયતમાં કોઈ લોર્ડનો છોકરો બધી રીતે નકામો હોય તોયે બહુ જ સહેલાઈથી લાયક માણસોની શ્રદ્ધા આકર્ષે છે.

જેની અનેક માણસો અનેક વરસો થયાં પૂજા કરતા આવ્યા છે, તેની ભક્તિ કરવાને માટે કોઈ ભક્તિજનક ગુણ અથવા શક્તિ છે કે નહિ એનો નિર્ણય કરવાની જરૂર પડતી નથી. એટલું જ નહિ, એવે સ્થળે અભક્તિનું પ્રત્યક્ષ કારણ હોય તોયે અર્ઘ્ય આપોઆપ ખેંચાઈને આવે છે.

આ પ્રમાણે આપણા મનમાં સ્વાભાવિક રીતે જ મોટે ભાગે જડધર્મ રહેલો છે. એને લીધે આપણું મન અભ્યાસની ચાલુ ઘરેડમાં મોહના આકર્ષણથી આપોઆપ જ પથ્થરની પેઠે ગબડી પડે છે, દલીલ તેમાં વચમાં અટકાવવા આવે તો તેના ચૂરેચૂરા થઈ જાય છે.

ભક્તિદ્વારા જે નમ્રતા આવે છે, તે નમ્રતા હમેશાં બધા જ પ્રસંગોમાં શોભતી નથી. એ નમ્રતા, કેવળ ગ્રહણ કરવાને માટે, શીખવાને માટે, માહાત્મ્યના પ્રભાવ આગળ પોતાની પ્રકૃતિને સાષ્ટાંગે

અનુકૂલ કરવાને માટે હોય છે. પરંતુ પાયા વગરની નમ્રતા, અસ્થાને નમ્રતા એ જ કારણે માણસની દુર્ગતિ કરે છે. તે હીનની ભક્તિ કરીને હીનતા પામે છે, તે અયોગ્યની આગળ નમીને અયોગ્યતાને માટે પોતાને અનુકૂલ બનાવી મૂકે છે.

ભક્તિ આપણને ભક્તિભાજનના આદર્શ તરફ આપોઆપ જ ખેંચે છે, એટલે જ સજીવ સભ્ય સમાજમાં કેટલાક કઠોર નિર્ણયો પ્રચલિત હોય છે. ત્યાં જે માણસમાં એવી કોઈ શક્તિ હોય જે લોકોની દૃષ્ટિ અને શ્રદ્ધા ખેંચે એમ હોય તે બધી બાબતમાં નિષ્કલંક હોય એવી સમાજ આશા રાખે છે. જે માણસ રાજકારણમાં શ્રદ્ધેય હોય તે ધર્મની બાબતમાં હેય હોય તો સામાન્ય દુર્નીતિપરાયણ માણસ કરતાં તેને અનેકગણી વધારે નિંદા સહન કરવી પડે.

આ હિસાબે એમાં થોડો અન્યાય રહેલો છે. કારણ, શક્તિ સર્વતોવ્યાપી હોતી નથી, રાજકારણમાં જે વિચક્ષણ હોય, તેની શક્તિ અને ચારિત્ર્યની બીજી બાજુ સામાન્ય માણસોના કરતાં ઉન્નત હશે જ એવો કોઈ કુદરતી નિયમ નથી—એટલે સામાન્ય માણસનો આપણે જે આદર્શથી વિચાર કરીએ છીએ તે જ આદર્શથી રાજ-કારણ સિવાય બીજી બાબતમાં એ રાજકારણમાં વિચક્ષણ માણસનો પણ વિચાર કરવો જોઈએ. પરંતુ સમાજે કેવળ આત્મરક્ષાને ખાતર એ બાબતમાં થોડે અંશે અન્યાય કરવો પડે છે.

કારણ, મેં પહેલાં જ કહ્યું છે કે ભક્તિદ્વારા મન ગ્રહણ કરવાને અનુકૂલ દશામાં આવે છે. એક અંશ લેવો અને બીજો અંશ ન લેવો એવો વિવેક ત્યારે તેનામાં હોતો નથી.

પરંતુ જે બાબતમાં કોઈ પણ માણસ અસાધારણ હોય, બરાબર તે જ બાબતમાં તેનું અનુકરણ કરવું સામાન્ય માણસોને માટે મુશ્કેલ હોય છે. આથી જે બાબતમાં તે સામાન્ય માણસો કરતાં ઊંચો નથી હોતો, એટલું જ નહિ, જે બાબતમાં તેની નબળાઈ હોય છે, તે

બાબતમાં જ તેનું અનુકરણ જોતજોતામાં ફેલાઈ જાય છે અને સફળ પણ થાય છે. એટલા માટે જે માણસ એક બાબતમાં મહાન હોય, તે માણસ બીજી બાબતોમાં હીન હોય તો સમાજ પહેલાં તો તેના એક બાબતમાંના મહત્ત્વનો પણ અસ્વીકાર કરવાનો પ્રયત્ન કરે છે,—તેમાં જો ન ફાવે તો તેની હીનતા પ્રત્યે સામાન્ય હીનતા કરતાં વધારે ગંભીર કલંકનું આરોપણ કરે છે. આત્મરક્ષણને માટે સભ્યસમાજ આવા પ્રયત્ન કરે છે. જે માણસ અસાધારણ હોય, તેને સુધારવાને માટે જેટલી ચિંતા નથી હોતી તેટલી ચિંતા જેઓ સામાન્ય માણસો હોય છે, તેમને ભક્તિનાં કુફળમાંથી બચાવી લેવા માટે હોય છે.

અહંકારનાં ખરાબ પરિણામ વિશે બધાં જ નીતિશાસ્ત્રો આપણને ચેતવે છે. અહંકારથી માણસનું પતન શાથી થાય છે? પહેલું કારણ, પોતાની મોટાઈ વિશે વધારે પડતી શ્રદ્ધા હોવાને કારણે તે બીજાને બરાબર જાણી શકતો નથી; જે સંસારમાં પાંચ માણસ સાથે રહેવાનું અને કામ કરવાનું હોય, ત્યાં પોતાની તુલનામાં બીજાને યથાર્થ રૂપે જાણી શકીએ તો જ બધી બાબતમાં સફળતા મળી શકે. ચીન દેશ આત્માભિમાનની પ્રબળતાને કારણે જાપાનને ઓળખી શક્યો નહિ. તેથી તેની આમ એકાએક ખરાબ દશા થઈ. જર્મનીની સાથે યુદ્ધ થવા પહેલાં ફ્રાંસની પણ એ જ સ્થિતિ થઈ હતી, અને અતિ દર્પે બળી લંકા, એ વચન આપણા દેશમાં પ્રસિદ્ધ છે. અંગ્રેજીમાં એક કહેવત છે—જ્ઞાન એ જ બળ છે. શું ઘરમાં કે શું કાર્યક્ષેત્રમાં પારકાને વિશે ચોક્કસ જ્ઞાન એ જ આપણું મુખ્ય બળ છે. અહંકાર એ બાબતમાં આપણને અજ્ઞાન રાખીને આપણી નબળાઈનું પ્રધાન કારણ થઈ પડે છે.

અહંકારની એક બીજી પણ આફત છે. તે સંસારને આપણને પ્રતિકૂળ કરી મૂકે છે. કોઈ માણસ ગમે તેટલો મોટો કેમ ન હોય છતાં તે સંસારનો અનેક બાબતમાં ઋણી હોય છે; જે માણસ

વિનયપૂર્વક તે ઋણ સ્વીકારવા નથી માગતો તેને માટે એ ઋણ મેળવવું મુશ્કેલ થઈ પડે છે.

પણ સૌથી મોટી મુશ્કેલી તો વળી બીજી જ છે. મોટાને મોટા તરીકે ઓળખવામાં એક પ્રકારનો આધ્યાત્મિક આનંદ હોય છે. એ આનંદનું કારણ આત્માનો વિસ્તાર છે. અહંકાર આપણને પોતાની સંકુચિતતામાં બાંધી રાખે છે; જેનામાં ભક્તિ નથી તેને ખબર નથી કે અહંકારનું રાજ કેટલું નાનું હોય છે; જેનામાં ભક્તિ હોય છે, તે જ જાણે છે કે પોતાની બહાર જે વિશાળતા, જે મહત્તા રહેલી છે તેનો અનુભવ કરવો એમાં જ આત્માની મુક્તિ રહેલી છે.

એટલા માટે સાંસારિક તેમજ આધ્યાત્મિક બંને દૃષ્ટિએ જ અહંકારની આટઆટલી નિંદા કરેલી છે.

પરંતુ અયોગ્ય ભક્તિ પણ અહંકારની માફક જ બધી રીતે નિંદવા યોગ્ય છે, એ વાત પણ નીતિશાસ્ત્રમાં નોંધવા જેવી છે. અંધભક્તિ પણ પારકાની બાબતમાં આપણા અજ્ઞાનનું કારણ થાય છે. અને અયોગ્ય ભક્તિ જો આપણને આપણા બરોબરિયા અથવા આપણાથી હલકા માણસો આગળ નમાવે તો તેથી જે દીનતા આવે છે તે અહંકારની સંકુચિતતા કરતાં ઓછી હોય નથી, એટલા માટે અંગ્રેજ સમાજમાં અભિમાનને અહંકાર જેટલું નિંદાપાત્ર ગણતા નથી. અભિમાન ન હોય તો મનુષ્યત્વને હાનિ થાય છે, એ વાત તેઓ કબૂલ કરે છે.

જેને મનુષ્યત્વનું અભિમાન છે તે કદી પણ અયોગ્ય સ્થળે પોતાને નમાવી શકતો નથી. તેની ભક્તિની વૃત્તિ જો સાર્થકતા ઇચ્છતી હોય તો તે ગમે ત્યાં ઓળોટી નહિ પડે,—તે જોઈતી તપાસ અને સાબિતી મેળવી ખરા ભક્તિપાત્રને શોધી કાઢે છે.

પણ આપણે ભક્તિપ્રવણ જાતિ છીએ. ભક્તિ કરવી એને જ આપણે ધર્માચરણ કહીએ છીએ;—કોની ભક્તિ કરીએ છીએ એનો વિચાર કરવો એ આપણે માટે જરૂરનું નથી.

આપણી સત્પ્રવૃત્તિનો એ માર્ગ અત્યંત નિર્વિઘ્ન હોય તો તેનું પરિણામ સારું આવતું નથી. તેનું બળ, તેની પ્રયત્નશીલતા, તેની આધ્યાત્મિક ઉજ્જવલતાનું રક્ષણ કરવાને માટે, તેને અમોઘ બનાવવાને માટે વિઘ્નો સાથે તેને ઝૂઝવું પડે એ આવશ્યક છે.

જેમ વૈજ્ઞાનિક સત્યનો નિર્ણય કરવાનો હોય તો ડગલે ને પગલે સંશય વડે તેના માર્ગમાં વિઘ્ન નાખવાં પડે છે, પહેલી નજરે આખા જગતમાં જે અસંદિગ્ધ સત્ય તરીકે પ્રખ્યાત હોય તેને પણ કઠોર પ્રમાણોદ્વારા વારંવાર જુદી જુદી રીતે કસી જોવું પડે છે. જે માણસ અતિશય ઉતાવળો થઈને ઝટઝટ પોતાના પ્રશ્નનો ઉત્તર મેળવવા ઇચ્છે છે તે મોટે ભાગે ખોટો જ ઉત્તર પામે છે. ગમે તેમ કરીને જિજ્ઞાસાવૃત્તિનું નિવારણ કરવું એ જ મુખ્ય લક્ષ્ય ન હોવું ઘટે, સત્ય નિર્ણય એ જ જિજ્ઞાસાનું સાચું પરિણામ છે.

તે જ પ્રમાણે ઝટઝટ કોઈ પણ પ્રકારે ભક્તિવૃત્તિની પરિતૃપ્તિ સાધવામાં જ ભક્તિની સાર્થકતા રહેલી નથી. બલકે, ગમે તે પ્રકારે પોતાને પરિતૃપ્ત કરવાની વધારે પડતી ઉતાવળમાં તે પોતાને ખોટે માર્ગે લઈ જાય છે. એવી રીતે તે ખોટા દેવ, આત્મવંચના, અને સહેલી સાધના ઊભાં કરે છે. મહત્ત્વની ધારણા એ જ ભક્તિનું લક્ષ્ય છે, પછી એ ગમે એટલું મુશ્કેલ કેમ ન હોય; આત્મપરિતૃપ્તિ લક્ષ્ય નથી, પછી એ ગમે એટલું સહેલું અને સુખકર કેમ ન હોય! જિજ્ઞાસાવૃત્તિના માર્ગમાં બુદ્ધિવિચાર જ પ્રથમ આવશ્યક વિઘ્ન છે. તેની સાથે થોડું અભિમાન પણ હોય છે. અભિમાન કહે છે, મને નહિ છેતરી શકો. હું એવું નમાલું નથી. ગમે તેને હું સત્ય તરીકે માની લઈ શકતું નથી. પહેલાં મારા બધા સંશયને પરાસ્ત કરો, તો જ હું સત્યને સત્ય તરીકે સ્વીકારી શકું.

ભક્તિના માર્ગમાં પણ એ બુદ્ધિવિચાર અને અભિમાન જ અત્યાવશ્યક વિઘ્નો છે. તે વિઘ્ન હોય તો જ સાચા ભક્તિભાજનને

ચરણે જઈ ભક્તિ પોતાને સાર્થક કરે છે. અભિમાન સહેજમાં માથું નમવા દેતું નથી. તે જ્યારે આત્મસમર્પણ કરે છે ત્યારે ભક્તિ-ભાજનની પરીક્ષા થઈ ચૂકી હોય છે, રામચંદ્રે ત્યારે ધનુષ ભાંગીને પોતાના બળની સાબિતી આપી હોય છે. એ વિઘ્ન ન હોય તો ભક્તિ આળસુ બની જાય, આંધળી બની જાય, યંત્રચાલિત પૂતળાની પેઠે વગર વિચારે ક્ષણે ક્ષણે માથું નમાવી તે પોતાને કૃતાર્થ માની લે. એવી રીતે તો ભક્તિ આધ્યાત્મિક શક્તિ મટીને મોહમાં પરિણમે.

ઘણી વખતે આપણે ખોટું સમજીને ભક્તિ કરીએ છીએ. જેને મહાન માનીએ છીએ તે કદાચ મહાન ન પણ હોય, પરંતુ જ્યાં સુધી મારી કલ્પનામાં તે મહાન હોય ત્યાં સુધી તેની ભક્તિ કરવામાં નુકસાન થવાને બહુ ઓછું કારણ રહે છે.

નુકસાન થવાને કંઈ કારણ નથી હોતું એમ નથી. પહેલાં જ મેં કહ્યું છે કે જેની મહાન ગણીને આપણે ભક્તિ કરીએ છીએ તેનું જાણતાં કે અજાણતાં આપણે અનુકરણ કરવા માંડીએ છીએ. જે માણસ ખરેખર મહાન નથી હોતો, માત્ર આપણી કલ્પના કે શ્રદ્ધાને જોરે જ મોટો હોય છે, તેનું આંધળા થઈને અનુકરણ કરીએ એ આપણને માટે ઉન્નતિકર નથી.

પરંતુ આપણા દેશમાં નવાઈની વાત એ છે કે આપણે ભૂલ સમજ્યા છતાં યે ભક્તિ કર્યા કરીએ છીએ. આપણે જેને હીન તરીકે જાણીએ છીએ તેની ચરણરજ અકૃત્રિમ ભક્તિપૂર્વક માથે ચડાવવા પડાપડી કરીએ છીએ.

આપણા દેશમાં મહંતને મહાન, પુરોહિતને પવિત્ર અને દેવ-ચરિત્રને ઉન્નત થવાની જરૂર જ પડતી નથી, કારણ, આપણે ભક્તિ લઈને તૈયાર બેઠેલા છીએ. જે મહંત જેલમાં જવા લાયક હોય તેનું ચરણામૃત પીને આપણે આપણી જાતને અપમાનિત માનતા નથી, જે પુરોહિતનું ચારિત્ર્ય વિશુદ્ધ ન હોય, અને જે માણસ પૂજાનુષ્ઠાનના

મંત્રોના અર્થસુદ્ધાં જાણતો નથી હોતો તેને ઇષ્ટ ગુરુદેવ તરીકે સ્વીકારવામાં આપણને એક ક્ષણનો પણ સંકોચ થતો નથી,—અને આપણા જ દેશમાં જોઈએ છીએ કે જે બધા દેવોનાં પુરાણોમાં વર્ણવેલાં આચરણોની આપણે વાતચીતમાં અને પ્રચલિત કાવ્યોમાં અને ગીતોમાં અનેક સ્થળે નિંદા અને મશ્કરી કરીએ છીએ, તે જ દેવની આપણે પૂર્ણ ભક્તિભાવથી પૂજા કરીએ છીએ.

એટલે એવે પ્રસંગે સહેજે મનમાં પ્રશ્ન ઊઠે છે કે આપણે પૂજા શા માટે કરીએ છીએ? એનો એક જવાબ એ કે, ટેવને લીધે, અર્થાત્ મનની જડતાને લીધે; બીજો જવાબ એ કે, ભક્તિજનક ગુણને લીધે નહિ પરંતુ શક્તિની કલ્પના કરીને અને તે શક્તિમાંથી ફળની કામના કરીને.

મેં ઉતારેલા શ્લોકની શરૂઆતમાં જ છે કે 'ઇષ્ટિ, અને પુરોહિત જેના પર સર્વ સ્થિત.' એ ઉપરથી જ સમજી શકાય છે કે ગુરુ અને પુરોહિતમાં આપણે એક પ્રકારની ગૂઢ શક્તિ કલ્પીએ છીએ; તેમનું શિક્ષણ, ચારિત્ર અને આચરણ ગમે તેવાં હોય, તેઓ જ આપણા સાંસારિક કલ્યાણના મુખ્ય કારણ છે, અને તેમની પ્રત્યે ભક્તિ રાખવામાં લાભ અને અભક્તિ રાખવામાં નુકસાન છે, એવી માન્યતા જ આપણાં માથાંને તેમને ચરણે નમાવી રાખે છે. કોઈ કોઈ સંપ્રદાયમાં આ માન્યતા એટલે સુધી ગઈ હોય છે કે તેઓ ગૃહધર્મનીતિનો સ્પષ્ટ વ્યભિચાર કરીને પણ ગુરુભક્તિને ખોટી રીતે બહેકવા દે છે.

દેવો વિશે પણ એ જ વાત લાગુ પડે છે. દેવોનું ચરિત્ર આપણું આદર્શચરિત્ર હોવાની કશી જરૂર નથી. દેવભક્તિમાં ફલ છે, કારણ, દેવતા શક્તિમાન છે.

બ્રાહ્મણ વિશે પણ એમ જ. બ્રાહ્મણ દુશ્ચરિત્ર નરાધમ હોય તોપણ તે બ્રાહ્મણ છે એટલા ખાતર જ પૂજ્ય છે. બ્રાહ્મણમાં કેટલીક

ગુપ્ત શક્તિઓ રહેલી છે. તેમના પ્રસાદથી અને વિરાગથી આપણું સારું માઠું થાય છે. આવી ભક્તિથી ભક્ત અને ભક્તિપાત્ર વચ્ચે આધ્યાત્મિક સંબંધ રહેતો નથી, આપલેનો સંબંધ જ ઊભો થાય છે. એ સંબંધમાં ભક્તિપાત્રને પણ ઉચ્ચ થવું પડતું નથી અને ભક્ત પણ નીચતાને પામે છે.

પરંતુ આપણા દેશની દેવભક્તિની બાબતમાં આજકાલના શિક્ષિતોમાંના ઘણા અત્યંત સૂક્ષ્મ તર્ક ચલાવે છે. તેઓ કહે છે કે ઈશ્વર જો સર્વજ્ઞ સર્વવ્યાપી હોય તો ઈશ્વર તરીકે આપણે ગમે તેને પૂજીએ તોયે ઈશ્વર જ તે પૂજા ગ્રહણ કરે છે. એટલે એવી ભક્તિ નિષ્ફળ જતી નથી.

પૂજા જાણે કર આપવા જેવી વાત ન હોય; ખુદ રાજાના હાથમાં આપીએ કે તેમના તેહસિલદારના હાથમાં આપીએ, એ બધું એક જ રાજભંડારમાં જમા થવાનું છે.

દેવતાની સાથે આપલેના સંબંધે આપણા મનમાં એવાં મૂળ ઘાલ્યાં છે કે પૂજા કરીને આપણે ઈશ્વર ઉપર જાણે કંઈ ઉપકાર કરીએ છીએ અને તેના બદલામાં એક પ્રત્યુપકાર આપણો માગતો રહ્યો, એ વાત આપણે ભૂલી શકતા નથી, એટલે આપણે દેવભક્તિ વિશે આવી દુકાનદારીની વાત કરીએ છીએ. પૂજા દેવતાના હાથમાં પહોંચે એટલું જ જ્યારે જોવાનું છે, અને તે બરાબર ઠેકાણાસર પહોંચી જાય એટલે આપણને કંઈક લાભ મળવાનો છે, ત્યારે તે જેટલા ઓછા ખરચે અને ઓછી મહેનતે પહોંચાડી શકાય તેટલી આપણા ધર્મના વેપારમાં જીત. ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવાની શી જરૂર છે, કઠોર સત્યની શોધ કરવાની શી જરૂર છે; સામે કાષ્ઠ, પાષાણ, જે કંઈ હાજર હોય તેને ઈશ્વર તરીકે પૂજા ચડાવી દીધી એટલે જેની પૂજા હશે તે આપોઆપ ઝટપટ આવીને હાથ લંબાવીને લઈ લેશે.

આપણા પુરાણોમાં અને પ્રચલિત કાવ્યોમાં જે વર્ણનો છે તે ઉપરથી તો એવું લાગે છે કે જાણે દેવતાઓ પોતાની પૂજા લેવાને માટે મડદાં ઉપર ગીધ શિયાળની પેઠે ખેંચાખેંચ અને ફાડાફાડ કરી રહ્યા છે. એટલે આપણી પાસેથી ભક્તિ લેવાની લોલુપતા ઈશ્વરને જ છે, એ વસ્તુ આપણા શિક્ષિતોના મનમાં પણ અજ્ઞાતભાવે રહેલી જ છે.

પરંતુ, મનુષ્યપૂજામાં શું કે દેવપૂજામાં શું, ભક્તિથી ભક્તને જ લાભ થાય છે. જેમની ભક્તિ કરીએ તે ન જાણે તોયે નુકસાન નથી. પરંતુ તેમને જ આપણે જાણવા જોઈએ, તો જ આપણી ભક્તિ સાર્થક થાય. પૂજ્ય વ્યક્તિના આદર્શને આપણી પ્રકૃતિ સાથે સંપૂર્ણ-પણે મેળવી લેવા માગતા હોઈએ તો ભક્તિ સિવાય બીજો કોઈ ઉપાય નથી. આપણે જેમની પૂજા કરીએ તેમને જ જો ખરેખર ઇચ્છતા હોઈએ તો તેમની પ્રકૃતિના આદર્શની, તેમના સત્ય સ્વરૂપની એકાંત ભક્તિપૂર્વક હૃદયમાં સ્થાપના કરવી જોઈએ. એવી પરિસ્થિતિમાં વંચના કરવાનું મન આપોઆપ જ થતું નથી, તેમની સાથે વૈસાદૃશ્ય અને દૂરતા જેમ જેમ દીનતાપૂર્વક અનુભવીએ છીએ તેમ તેમ ભક્તિ વધતી જાય છે અને પોતાની ક્ષુદ્ર જાતને તેમની સાથે લીન કરી દેવાનો પ્રયત્ન કરે છે.

એમાં જ ભક્તિનું ગૌરવ રહેલું છે. ભક્તિરસ એક એવો રસા-યનશક્તિ છે જે ક્ષુદ્રને ઓગાળી નાખીને મહતની સાથે મેળવી દઈ શકે છે.

એટલે આપણે જ્યારે ઈશ્વરની ભક્તિ કરીએ છીએ ત્યારે તે દ્વારા તેમનું ઐશ્વર્ય વધતું નથી—આપણે જ તે રસસ્વરૂપનું રાસાયણિક મિલન પામીએ છીએ. આપણો ઈશ્વરનો આદર્શ જેમ મોટો તેમ મિલનનો આનંદ પ્રગાઢ, અને તે દ્વારા આત્માનો વિકાસ પણ તેટલો વધારે.

આપણે જેની ભક્તિ કરીએ છીએ તેના સિવાય બીજા કોઈને

પામતા નથી. જો આપણે ગુરુને બ્રહ્મ ગણીને ભક્તિ કરીએ તો તે ગુરુનો આદર્શ જ આપણા મનમાં અંકિત થાય છે. ભક્તિની પ્રબળતા દ્વારા તે ગુરુનો માનસ આદર્શ તેમના સ્વાભાવિક આદર્શ કરતાં કેટલેક અંશે આપો આપ જ વધી જાય છે એમાં શક નથી, પરંતુ તેનાથી જુદો જ હોઈ શકતો નથી.

અસ્થાને ભક્તિ કરવામાં એક મોટું પાપ એ છે કે, જેઓ સાચે જ પૂજવા યોગ્ય હોય છે, તેમને અયોગ્ય પાત્રની સાથે એકાસને બેસાડવામાં આવે છે. દેવતામાં અને ઉપદેવતામાં ભેદ રહેતો નથી.

આપણા દેશમાં આ ખોટું મિશ્રણ બધી જ બાબતમાં થયું છે. આપણા દેશમાં અનાચાર, આચારની ત્રુટિ અને ધર્મ–નિયમના લંઘનનું ભેગું મિશ્રણ કરીને આપણે ઘોરતર જડવાદ અને નિગૂઢ નાસ્તિકતાએ પહોંચ્યા છીએ.

ભકિતના પ્રદેશમાં પણ એવું મિશ્રણ કરીને આપણે ભકિતની આધ્યાત્મિકતાનો નાશ કર્યો છે, એટલા માટે જ આપણે સાધુ શૂદ્રની ભકિત કરતા નથી, પરંતુ અસાધુ બ્રાહ્મણની ભકિત કરીએ છીએ. આપણે પ્રભાત સૂર્યાલોકિત હિમાદ્રિ–શિખર તરફ નજર પણ કર્યા વગર ચાલી શકીએ છીએ, પરંતુ સિંદુર ચોપડેલા પથરાની ઉપેક્ષા કરી શકતા નથી.

સત્ય અને શાસ્ત્ર વચ્ચે પણ આપણે એવી ગૂંચ ઊભી કરી છે. સમુદ્રયાત્રા યોગ્ય છે કે નહિ એનો નિર્ણય કરતી વખતે એટલું જ જોવું જોઈએ કે નવા નવા દેશો, નવા નવા આચાર વ્યવહાર જોવાથી આપણું જ્ઞાન વિશાળ થાય છે કે નહિ, આપણી સંકુચિતતા દૂર થાય છે કે નહિ, પૃથ્વીના એક ક્ષુદ્ર ખૂણામાં કોઈ જ્ઞાનપિપાસુ ઉન્નતિવાંછુ વ્યકિતને બળજબરીએ પૂરી રાખવાનો કોઈને ન્યાય્ય અધિકાર છે કે નહિ, પરંતુ તે ન જોતાં આપણે તો એ જોઈશું કે પરાશરે સમુદ્ર ઓળંગવાનું કહ્યું છે કે નહિ, અને અત્રિએ શી રીતે તેનું સમર્થન કર્યું છે.

આવી વિપરીત વિકૃતિ શાથી થઈ? એનું મુખ્ય કારણ એ કે સ્વતંત્રતામાં જ જે બધી પ્રવૃત્તિઓનું મુખ્ય ગૌરવ છે, તેને જ આપણે બંધનોમાં બાંધી રાખી છે.

ટેવને કે બીજાના કહેવાને લીધે નહિ પણ સ્વતંત્ર સમજણથી જે ભક્તિદ્વારા આપણે મહત્ત્વની આગળ આત્મસમર્પણ કરીએ તે જ ભક્તિ સાર્થક કહેવાય.

પણ આશંકા એટલી જ કે તમારામાં સમજણ જ ન હોય તો! એટલે નિયમ બાંધી આપવામાં આવ્યો કે અમુક માણસોએ આ રીતે ભક્તિ કરવી જ પડશે, નહિ તો સામાજિક નુકસાન અને પેઢી દર પેઢી નરકવાસ ભોગવવાં પડશે.

છોડને જમીનમાં રોપીએ તો તેને ઢોર ખાઈ જાય, જતા આવતા લોકો તેને છૂંદી નાખે, એ બીકે તેને લોઢાની તિજોરીમાં પૂરી મૂક્યો, ત્યાં તે સહીસલામત રહ્યો પણ તેને ફળ ન આવ્યાં; જીવતો છોડ મરેલું લાકડું બની ગયો.

માણસની બુદ્ધિને જ્યાં સુધી સ્વતંત્રતા ન આપવામાં આવે ત્યાં સુધી તે વ્યર્થ જાય છે. પણ જો તે ભૂલ કરે તો? માટે તેને બાંધો; મેં બુદ્ધિમાને જે ઘાણીનો થંભ રોપ્યો તેની આસપાસ આંખે ડાબલા બાંધીને તેને સદા પ્રદક્ષિણા કર્યા કરવા દો.

આરોગ્યશાસ્ત્ર વિશે તેણે કદી વિચાર કરવાનો નહિ રહે—મેં નક્કી કરી આપ્યું છે કે તે કઈ તિથિએ મૂળા ખાશે તો નરકે જશે અને પૌંઆ ખાશે તો અક્ષય ફળ પામશે. તારા કહેવાથી મૂળા છોડીને પૌંઆ ખાધા તેથી તેને શો ફાયદો થયો તેની કશી જ સાબિતી નથી, પરંતુ જે નુકસાન થયું તે તો ઇતિહાસમાં ઉત્તરોત્તર ઢગલો થતું જાય છે.

૧૩૧૫ (૧૯૦૮)

# કાગળ પત્ર

## ( ૧ )

ચિરંજીવેષુ—

ભાઈ નવીનકિશોર, અત્યારના રૂઢિ રિવાજો હું બરાબર જાણતો નથી, એટલે તમારા લોકો સાથે પહેલી ઓળખાણ કે પત્રવ્યવહાર શરૂ કરતાં વિચિત્ર જાતનો ભય લાગે છે. અમે પહેલી ઓળખાણ વખતે બાપનું નામ પૂછતા, પણ મેં સાંભળ્યું છે કે હમણાંના વખતમાં બાપનું નામ પૂછવાનો રિવાજ નથી. સારે નસીબે તારા બાપનું નામ મને અજાણ્યું નથી, કારણ, મેં જ તેમનું નામકરણ કર્યું હતું. હું સારું નામ નહોતો પાડી શક્યો—મેં તેમનું નામ ગોવર્દ્ધન શા માટે પાડ્યું હતું તેની આજે કંઈ સમજ પડતી નથી. તારું વર્દ્ધન કરવાનો ભાર તેમના ઉપર પડવાનો છે, તેની ભાગ્યદેવતાને ખબર હશે. એટલા માટે જ કદાચ પેલે દિવસે ન્યાયરત્ન મહાશયે તને તારા બાપનું નામ પૂછ્યું ત્યારે તારું મોઢું લાલ લાલ થઈ ગયું હતું. તો ભલે તું તારા બાપનું નવું નામ પાડી લેજે, મારું ગોવર્દ્ધન નામ હું પાછું લઈ લઉં છું.

ખરી વાત એમ છે કે તે જમાનામાં અમે નામનો આટલો

બધો વિચાર કરતા નહોતા, એ કદાચ અમારી અસભ્યતાનું લક્ષણ હશે. અમે એમ માનતા કે નામથી માણસ મોટો થતો નથી, માણસ જ નામને મહિમા અર્પે છે. ખરાબ કામ કરે એટલે માણસનું બદનામ થાય, સારું કામ કરે એટલે સુનામ થાય. બાપ તો માત્ર એક નામ જ આપી શકે, પરંતુ સારું નામ કે ખરાબ નામ તો છોકરો પોતે જ કરી શકે. જરા વિચાર કરશે તો જણાશે કે આપણા પ્રાચીન કાળમાં મોટાં મોટાં નામો કાનને લગારે મીઠાં લાગે એવાં નહોતાં—યુધિષ્ઠિર, રામચંદ્ર, ભીષ્મ, દ્રોણ, ભરદ્વાજ, શાંડિલ્ય, જનમેજય, વૈશમ્પાયન વગેરે. પરંતુ એ બધાં નામો અક્ષયવટની પેઠે આજ સુધી ભારતવર્ષના હૃદયમાં હજારો મૂળિયાં નાખીને ઊભેલાં છે. આપણી આજ કાલની નવલકથાનાં લલિત, નલિનમોહન, વગેરે કેટલાંય મીઠાં મીઠાં નામો બહાર પડે છે પણ આજના વાચકરૂપી કીડીઓ બે ઘડીમાં જ એ મીઠાં નામોને ખલાસ કરી નાખે છે, સવારનાં નામ સાંજે ટકતાં નથી. ગમે તેમ હો, અમે નામ ઉપર બહુ ધ્યાન નહોતા આપતા. તું કહે છે, એ અમારી ભૂલ હતી. એની પણ મને બહુ ચિંતા નથી, ભાઈ; અમે હવે થોડા વખતમાં જ મરી જઈશું એવો સંભવ છે. અમારી સાથે સાથે બંગાળી સમાજની બધી ભૂલો સમૂળગી સુધરી જશે.

પહેલાં જ મેં કહ્યું છે કે અત્યારના રૂઢિ રિવાજો હું બહુ જાણતો નથી, પણ જોઉં છું કે આજ કાલ રૂઢિ રિવાજો છે જ નહિ, અમારા વખતમાં જ હતા. અત્યારે બાપને પ્રણામ કરતાં શરમ લાગે છે, સગાં સ્નેહીઓને ભેટતાં સંકોચ થાય છે, વડીલોના દેખતાં તકિયે અઢેલીને પાનાં રમતાં શરમ લાગતી નથી, રેલ્વેગાડીમાં જે પાટલી ઉપર પાંચ માણસ બેઠા હોય છે તેના ઉપર બબ્બે પગ મૂકતાં સંકોચ થતો નથી. કદાચ આજ કાલ સહૃદયતા ખૂબ વધી ગઈ છે એટલે આવા વિનય વિવેકની બહુ જરૂર નહિ રહી હોય. સહૃદયતા! એટલે જ કદાચ કોઈ અડોશી પડોશીની સંભાળ રાખતું નથી; હાથમાં રૂપિયા હોય તો જરા ભપકો કરવા મંડી જાય છે, પણ દસ અનાથને પોષતા નથી;

એટલે જ કદાચ માબાપ સંભાળ વગર, અનાદરમાં કષ્ટો વેઠીને દિવસો કાઢે છે અને છતાં પુત્રના ઘરમાં સુખસંપત્તિની ખોટ હોતી નથી—પોતાને કંઈ નજીવી વસ્તુની ઊણપ હોય તે ય વેઠાતી નથી, પરંતુ કુટુંબનાં બીજાં બધાંનાં ઘરમાં ભારે કડાકા ચાલતા હોય તો પણ કહે છે કે હાથમાં પૈસા નથી. આજ ને ભાઈ, આજની સહૃદયતા! મનના દુઃખનો માર્યો ઘણું બોલી ગયો. હું કૉલેજમાં ભણ્યો નથી એટલે મને આટલું બધું બોલવાનો કશો અધિકાર નથી. પરંતુ તમે કંઈ અમારી નિંદા કરવી છોડતા નથી, તો અમે પણ જો તમારે વિશે બે વાત કહીએ તો તેટલી જરા સાંભળવી.

કાગળ લખવાની શરૂઆત કરતાં જ મનમાં ચિંતા થઈ કે તને શું સંબોધન કરવું. એકવાર થયું 'માઈ ડિયર પોઇતર' લખું, પણ તે મારાથી જ ન ખમાયું; ત્યાર પછી વિચાર કર્યો કે બંગાળી કરીને લખું 'મારા પ્રિય પોઇતર,' પણ તે યે ઘરડા માણસની બરુની કલમમાંથી નીકળ્યું નહિ. ચટ દઈને લખી નાખ્યું. 'પરમ શુભાશીર્વાદરાશયઃ સન્તુ.' લખીને છુટકારાનો દમ ખેંચ્યો. મેં વિચાર કર્યો કે છોકરાં છૈયાંએ તો અમને પ્રણામ કરવાના બંધ કર્યા છે, પણ તેથી શું અમે તેમને આશીર્વાદ આપવાનું ભૂલીશું! તમારું ભલું થાઓ ભાઈ, એ જ અમે તો માગીએ છીએ; અમારું તો જે થવાનું હતું તે થઈ ચૂક્યું છે. તમે અમને પ્રણામ કરો કે ન કરો અમને એમાં કંઈ લાભ નુકસાન નથી, પણ તમને છે. જેમને ભક્તિ કરતાં શરમ લાગે છે, તેમનું કોઈ કાળે કલ્યાણ થતું નથી. મોટાની આગળ નાના થઈને આપણે મોટા થતાં શીખીએ છીએ, માથું ઊંચું રાખી મૂકવાથી મોટા નથી થવાતું. દુનિયામાં મારા કરતાં ઊંચું કંઈ છે જ નહિ, હું તો બાપનો યે કાકો થાઉં, હું તો મોટાભાઈનો યે મોટાભાઈ થાઉં, એવું જે માને છે તે અત્યંત ક્ષુદ્ર છે કે તે પોતાના કરતાં મોટું કશું જ કલ્પી શકતો નથી. તું કદાચ મને કહેશે કે તમે મારા દાદા થયા એટલા ઉપરથી જ તમે મારા કરતાં મોટા થઈ ગયા એવું કંઈ

નથી. હું તારા કરતાં મોટો નથી ! તારા બાપ મારા સ્નેહે પ્રતિપાલિત થયા છે, હું તારા કરતાં મોટો નહિ ત્યારે શું ! હું તારા ઉપર સ્નેહ રાખી શકું છું માટે હું તારા કરતાં મોટો, ખરા અંતરથી હું તારું કલ્યાણ ઇચ્છી શકું છું એટલે હું તારા કરતાં મોટો. તેં કદાચ બે પાંચ અંગ્રેજી ચોપડી મારા કરતાં વધારે વાંચી હશે, તેમાં શું થઈ ગયું ? અઢાર હજાર વેબ્સ્ટર ડિકસ્નેરી ઉપર તું ચડીને બેસે તોયે તારે મારા હૃદયની નીચે ઊભા રહેવું પડશે. તોયે મારા હૃદયમાંથી આશીર્વાદ ઊતરીને તારા માથા ઉપર વરસ્યા કરશે. પોથીના પર્વત ઉપર ચડીને તું મને નીચી નજરે જોઈ શકીશ, તારી આંખની અસંપૂર્ણતાને કારણે હું તને ક્ષુદ્ર દેખાઇશ, પણ તું મને સ્નેહની નજરે જોઈ શકવાનો નથી. જે વ્યક્તિ માથું નમાવીને અસંકોચે સ્નેહના આશીર્વાદ ગ્રહણ કરી શકે છે, તે ધન્ય છે, તેનું હૃદય ફળદ્રુપ થઈને ફૂલ ફલથી શોભાયમાન બની રહો. અને જે વ્યક્તિ રેતીના ઢગલાની પેઠે માથું ઊંચું કરી સ્નેહના આશીર્વાદની ઉપેક્ષા કરે છે, તે તેની શૂન્યતા, શુષ્કતા, શ્રીહીનતા, તેના મરુમય ઉન્નત મસ્તકે ધારણ કરીને મધ્યાહ્નના તાપમાં બળ્યા કરો. ગમે તેમ હો, ભાઈ, હું તો તને સો વાર લખીશ, 'પરમ શુભાશીર્વાદરાશયઃ સન્તુ,' પછી તું મારો કાગળ વાંચે કે ન વાંચે.

તું પણ જ્યારે મારા કાગળનો જવાબ આપે ત્યારે પ્રણામપૂર્વક કાગળની શરૂઆત કરજે. તું કદાચ બોલી ઊઠશે, 'મારામાં ભક્તિ ન હોય તો હું શું કરવા પ્રણામ કરું ! એ બધા જંગલી રીતરિવાજો હું માનતો નથી !' એ જો સાચું હોય તો તું શું કરવા આખી દુનિયાને 'માઈ ડિયર' લખે છે ? હું ઘરડો છું, તારો દાદો છું, આજે સાડા ત્રણ મહિના થયાં ખાંસીથી મરવા પડ્યો છું, છતાં તું એક વાર ખબર લેવા આવ્યો નથી. અને જગતના બધા માણસો તને એટલા વહાલા થઈ પડ્યા છે કે તેમને 'માઈ ડિયર' લખ્યા વગર તારાથી રહેવાતું નથી. એ પણ શું માત્ર એક રિવાજ નથી ! કોઈ

રિવાજ અંગ્રેજી હોય અને કોઈ બંગાળી. પણ આખરે જો રિવાજ પ્રમાણે જ ચાલવાનું હોય તો તો બંગાળીને માટે બંગાળી રિવાજ જ સારો. તું એમ કહી શકે છે, 'બંગાળી શું કે અંગ્રેજી શું હું તો એકે રિવાજ માનવા માગતો નથી. હું હૃદયનું અનુસરણ કરીને ચાલીશ.' એવો જો તારો મત હોય તો તું સુંદરવનમાં જઈને રહે, મનુષ્ય સમાજમાં રહેવાનું તારે કામ નથી. બધા ય માણસોને કેટલાંક કર્તવ્યો બજાવવાનાં હોય છે. એ કર્તવ્યની શૃંખલામાં સમાજ સંકળાયેલો છે. મારું કર્તવ્ય હું નહિ કરું તો તારું કર્તવ્ય તું સારી રીતે નહિ કરી શકે. દાદાજીનાં પણ કેટલાંક કર્તવ્યો હોય છે, પૌત્રનાં પણ કેટલાંક કર્તવ્યો હોય છે. તું જો મારી આજ્ઞા માનીને મારા કહ્યા પ્રમાણે કરે તો જ હું તારા પ્રત્યે મારાં જે કર્તવ્યો છે તે સારી રીતે બજાવી શકું. અને, તું જો એમ કહે કે મારા મનમાં ભક્તિનો ઉદય થતો નથી તો હું શું કરવા દાદાજીની વાતો સાંભળું, તો માત્ર તારું કર્તવ્ય જ અધૂરું રહે છે, એમ નથી, મારા કર્તવ્યમાં પણ અડચણ આવે છે. તારો દાખલો લઈને તારા નાના ભાઈઓ પણ મારું કહ્યું નહિ માને, અને દાદાજી તરીકેનાં મારાં કર્તવ્ય હું બિલકુલ કરી જ નહિ શકું. આ કર્તવ્યપાશમાં બાંધી રાખવાને માટે, પરસ્પરની પ્રત્યે પરસ્પરનાં કર્તવ્યની હમેશાં યાદ આપવાને માટે સમાજમાં અનેક રિવાજો પ્રચલિત થયેલા છે. સૈનિકોને જેમ અસંખ્ય નિયમોથી બંધાઈને રહેવું પડે છે, નહિ તો તેઓ યુદ્ધને માટે તૈયાર થઈ શકે નહિ, તેવી જ રીતે બધા માણસોને જ હજારો રિવાજોથી બંધાઈને રહેવું પડે છે, નહિ તો તેઓ સમાજમાં કાર્ય બજાવવાને તૈયાર થઈ શકે નહિ. જે વડીલને તું પ્રણામ કરતો હોય, જેમને પ્રત્યેક પત્રમાં તું ભક્તિપૂર્વક સંબોધન કરતો હોય, જેમને જોઈને તું ઊઠીને ઊભો થતો હોય, તેમની તું ઇચ્છે તો યે સામે ન થઈ શકે. હજારો રિવાજ પાળી પાળીને તને એવી કેળવણી મળી જાય છે કે વડીલોનું કહ્યું કરવું એ તારે માટે અત્યંત સહેલું થઈ પડે છે, અને ન કરવું તારે માટે

અશક્ય થઈ પડે છે. આપણા રિવાજો બધા તોડી નાખીને આપણે એ બધાં શિક્ષણથી વંચિત થઈએ છીએ. ભક્તિ–સ્નેહનાં બંધનો તૂટતાં જાય છે. કૌટુંબિક સંબંધો ઊલટપાલટ થતા જાય છે. સમાજમાં અવ્યવસ્થા પેદા થઈ છે. તું દાદાજીને પ્રણામપૂર્વક પત્ર લખતો નથી એ એમ તો કદાચ ખૂબ સામાન્ય વસ્તુ લાગે, પણ એ એટલી સામાન્ય નથી. કેટલાક રિવાજો આપણા હૃદય સાથે સંકળાયેલા હોય છે, તેમાં કેટલો ભાગ હૃદયનું કાર્ય અને કેટલો ભાગ રિવાજ એ કહી શકાતું નથી હોતું. અકૃત્રિમ ભક્તિના ઊભરાથી આપણે પ્રણામ શા માટે કરીએ છીએ? પ્રણામ કરવા એ પણ એક રિવાજ જ છે ને. એવા પણ દેશો છે જ્યાં ભક્તિભાવથી પ્રણામને બદલે કંઈ બીજું કરે છે. આપણે પ્રણામને બદલે બગાસું કેમ નથી ખાતા! પ્રણામનું ખરું તાત્પર્ય એ છે કે ભક્તિના બાહ્યલક્ષણરૂપે એક પ્રકારની અંગભંગી આપણા દેશમાં ચાલતી આવેલી છે. જેમની આપણે ભક્તિ કરીએ છીએ તેમને સ્વાભાવિક રીતે જ આપણા હૃદયની ભક્તિ બતાવવાની ઇચ્છા થાય છે. પ્રણામ કરવા એ તે ભક્તિ બતાવવાનો કેવળ એક ઉપાય છે. હું જો પ્રણામ ન કરું અને ભક્તિના આવેશથી ત્રણ વાર તાળી પાડું, તો હું જેમની ભક્તિ કરું છું તેમને લગારે સમજ જ પડશે નહિ, એટલું જ નહિ તેમને અપમાન લાગશે. ભક્તિ બતાવતી વખતે તાળી પાડવાનો જ જો રિવાજ હોત તો પ્રણામ કરવા એ મોટો દોષ ગણાત એમાં શંકા નથી. એટલે રિવાજનો ત્યાગ કરીને આપણે હૃદયનો ભાવ પ્રગટ કરી શકતા નથી, હૃદયનો અભાવ પ્રગટ કરીએ છીએ ખરા.

માટે મને પ્રણામપૂર્વક પત્ર લખજે, ભક્તિ હોય કે ન હોય, પણ એ દેખાય છે સારું. તારી દેખાદેખી બીજા પાંચ જણ દાદાજીને સભ્યતાથી પત્ર લખતાં શીખશે અને ક્રમે ક્રમે ભક્તિ કરતાં પણ શીખશે.

આશીર્વાદક—

શ્રીપદીચરણ દેવશર્મણઃ

(૨)

શ્રીચરણકમલયુગલેષુ—

હજી વધારે ભક્તિ જોઈએ છે? જોઈતી હોય તો 'યુગલ'ની ઉપર બીજી એક જોડ ચડાવી દઉં! દાદાજી, તમારો પાર પામવો કઠિન છે, હમેશાં તમે અમારી સાથે ઠઠ્ઠા મશ્કરી કરતા આવ્યા છો, અને આજે એકાએક ભક્તિ ઉઘરાવવા માટે અમારી ઉપર હુકમનામું કાઢ્યું છે, એનો શો અર્થ! મેં જોયું છે કે જ્યારથી તમારા મોઢાના આગલા બે દાંત પડી ગયા છે ત્યારથી તમને કશું જ બોલતાં ખટકતું નથી. તમારા દાંત ગયા છે એ ખરું પણ તેની તીવ્ર ધાર તમારી જીભને ટેરવે રહી ગઈ છે. હવે તમે પહેલાંની માફક પરમાનંદપૂર્વક રુઈ મચ્છીનું માથું ચાવી શકતા નથી, એટલે કરડવાનું સુખ તમારા ભલા પોઇતરોને કરડીને લો છો. તમારું દાંત વિનાનું હાસ્ય મને ખૂબ મીઠું લાગે છે, પણ તમારું દંતહીન દંશન મને એટલું ઉપાદેય લાગતું નથી.

તમારા વખતનું બધું જ સારું, અને અમારા વખતનું બધું જ ખરાબ, એ તમે સાબિત કરવા માગો છો. મારે એક બે વાતો કહેવાની છે; તેમાં તમારા રૂઢિ રિવાજનું કંઈ ઉલ્લંઘન થાય તો મને માફ કરજો. અમે જે કાંઈ કહીએ તે તમને બેઅદબી લાગે છે, એટલે જ બીક લાગે છે. તમે આંખે ઓછું દેખો છો, પણ પોઇતરોની એકાદ સામાન્ય ભૂલ પણ ચશ્મા વગર સારી રીતે જોઈ શકો છો.

જે માણસ જે કાળમાં જન્મે છે, તે કાળ પ્રત્યે તેને જો અંતરનો પ્રેમ ન હોય તો તે કાળને ઉપયોગી કામ તે બરાબર નહિ કરી શકે. જો તે માને, કે જે કાળ ગયો છે તે જ સારો હતો, અને અમારો કાળ બહુ ખરાબ છે, તો તેનું કામ કરવાનું બળ ચાલ્યું જાય છે, ભૂતકાળ તરફ માથું કરી તે કેવળ સ્વપ્નો જોયા કરે છે અને દીર્ઘનિશ્વાસ નાખ્યા કરે છે, અને ભૂત–ત્વ પામવું એને જ તે

એક માત્ર વાંછનીય વસ્તુ માને છે. જેમ એક સ્વદેશ હોય છે, તેમ એક સ્વકાળ પણ હોય છે. સ્વદેશ ઉપર પ્રેમ રાખ્યા વગર જેમ સ્વદેશનું કામ થઈ શકતું નથી, તેમ જ સ્વકાળ ઉપર પણ પ્રેમ રાખ્યા વગર સ્વકાળનું કામ પણ થઈ શકતું નથી. જો તમે રોજ રોજ સ્વદેશની નિંદા કર્યા કરો, સ્વદેશનો કોઈ ગુણ જ જોઈ ન શકો, તો તો સ્વદેશને ઉપયોગી કોઈ સારું કામ તમારાથી સારી રીતે થવાનું નથી. કેવળ માત્ર કર્તવ્ય માનીને તમે સ્વદેશનું ભલું કરવાનો પ્રયત્ન કરી શકો, પરંતુ તે પ્રયત્ન સફળ થતો નથી. તમારાં હૃદયહીન કાર્યો વિદેશી બીજની પેઠે સ્વદેશની ભૂમિમાં બરાબર અંકુરિત થઈ શકતાં નથી. તે જ પ્રમાણે જે સ્વકાળના માત્ર દોષ જ જુએ છે, કોઈ પણ ગુણ જોઈ શકતો નથી, તે પ્રયત્ન કરે તો યે સ્વકાળનું કામ સારી રીતે નહિ કરી શકે. એક રીતે જોતાં તે નથી એમ કહીએ તો યે ચાલે; તે જન્મ્યો જ નથી; તે ભૂતકાળમાં જન્મ્યો છે, તે ભૂતકાળમાં વાસ કરે છે; આ કાળની જનસંખ્યામાં તે ન ગણાય. દાદાજી, તમે તમારા કાળ ઉપર પ્રેમ રાખો છો અને તેનું ભલું બોલો છો, એ તમારો એક ગુણ ગણાય. એ ઉપરથી સમજાય છે કે તમારા કાળનું કર્તવ્ય તમે બજાવ્યું છે. તમે તમારાં માબાપની ભક્તિ કરી છે, તમારા અડોશી પડોશીને આપતવિપતને સમયે મદદ કરી છે, શાસ્ત્ર અનુસાર ધર્મકર્મ કર્યાં છે, દાન ધ્યાન કર્યાં છે, અને અંતરનો પરમ સંતોષ મેળવ્યો છે. જે દિવસે આપણે આપણાં કર્તવ્ય કર્મો કરીએ છીએ, તે દિવસનો સૂર્યનો પ્રકાશ પણ આપણને વધારે ઉજ્જવલ લાગે છે, તે દિવસની સુખસ્મૃતિ બહુ કાળ સુધી આપણી સાથે ને સાથે રહે છે. ભૂતકાળનું કામ તમે પૂરું કર્યું છે, અધૂરું રાખ્યું નથી, એટલે આજે આ ઘડપણમાં, ફુરસદના દિવસોમાં તે કાળની સ્મૃતિ આટલી મધુરી લાગે છે. પણ એટલા માટે તમે વર્તમાન કાળ પ્રત્યે અમારામાં વિરાગ જગાડવાનો શું કામ પ્રયત્ન કરો છો? વારેવારે આ કાળની નિંદા કરી કરીને એ કાળ ઉપરથી અમારાં મન ઊઠી

જાય એવું કરવાનો શું કામ પ્રયત્ન કરો છો ? અમારી જન્મભૂમિ અને અમારો જન્મકાળ એ બંને ઉપર અમારો પ્રેમ અટલ રહે એવા આશીર્વાદ આપો.

ગંગોત્રીની સાથે ગંગાનો અવિચ્છિન્ન સહસ્રધારે સંબંધ સચવાઈ રહે છે એ ખરું, પરંતુ તેથી કાંઈ ગંગા મથી મથીને મરી જાય તો યે પાછી ફરીને ગંગોત્રીએ પાછી નહિ ચડી શકે. તે જ પ્રમાણે તમારો કાળ સારો હોય કે ખરાબ હોય અમે કેમે કર્યા પાછા ત્યાં જઈ શકવાના નથી, એટલું જો ચોક્કસ હોય, તો પછી જે અશક્ય વસ્તુ છે તેને માટે વૃથા પરિતાપ ન કરતાં, જે પરિસ્થિતિમાં જન્મ્યા છીએ તેની જ સાથે મેળ સાધી લેવો એ જ સારું છે,—જે માણસ એથી ઊલટી રીતે વર્તે છે તે અનેક અમંગળ ઊભાં કરે છે.

વર્તમાન પ્રત્યે અરુચિ મોટે ભાગે વર્તમાનના દોષથી નથી થતી, આપણી પોતાની ઊણપને લીધે થાય છે, આપણા હૃદયની રચનાના દોષને લીધે થાય છે. વર્તમાન જ આપણું વાસસ્થાન અને કાર્યક્ષેત્ર છે. કાર્યક્ષેત્ર પ્રત્યે જેને પ્રેમ નથી હોતો તે 'ગોટલી' મારવા ઇચ્છે છે. ખરો ખેડૂત પોતાની ખેતીની જમીન ઉપર પ્રાણની જેમ પ્રેમ રાખે છે, તે જમીનમાં તે અનાજની ભેગો ભેગો પ્રેમ વાવે છે; અને જે ખેડૂત કામ કરવા માગતો નથી, 'ગોટલી' મારવા માગે છે, તેને પોતાની જમીનમાં પગ મૂકતાં યે પગે કાંટો વાગે છે, તે આખો વખત બબડ્યા કરે છે—મારી જમીનમાં આ દોષ છે, તે દોષ છે, મારી જમીનમાં કાંકરા છે, મારી જમીનમાં બોરડી છે, વગેરે. પોતાના સિવાય બીજા બધાની જમીન જોઈને તેની આંખ ઠરે છે.

સમય બદલાયો છે, અને બદલાતો જ રહે છે. એ પરિવર્તનને માટે આપણે તૈયાર રહેવું જોઈએ. નહિ તો, આપણું જીવન જ નિષ્ફળ ગયું સમજવું, નહિ તો, મ્યૂઝિયમમાં પ્રાચીનકાળના જીવો

જે રીતે રહે છે, તેજ રીતે આપણને પણ પૃથ્વીમાં રહેવું પડશે. પરિવર્તનમાં જે કંઈ સાર્થકતા હોય, જે કંઈ ગુણ હોય તે આપણે શોધી કાઢવા પડશે. કારણ તેમાંથી રસ ખેંચીને આપણે વધવાનું છે, એ સિવાય બીજો ઉપાય નથી. જો આપણે સાચેજ પાણીમાં પડ્યા હોઈએ તો ત્યાં જમીનની પેઠે ચાલવાનો પ્રયત્ન કરવો નકામો છે, ત્યાં તો તરવુંજ પડવાનું.

એટલે, તમે જે કહો છો કે અમે આજકાલ વડીલોનું જોઈએ એટલું માનતા નથી, તે માની લઈએ, અને ત્યાર પછી આ પરિવર્તનની અંદરનું રહસ્ય સમજવા જરા પ્રયત્ન કરીએ. એ વાત સાચી નથી કે કાળના પ્રભાવથી ભક્તિ માણસના હૃદયમાંથી છેક જ ચાલી ગઈ છે—પણ થયું છે એવું કે ભક્તિના પ્રવાહનું મુખ એક દિશામાંથી બીજી દિશામાં ફરી ગયું હોય એ બનવાજોગ છે ખરું. પહેલાં આપણા દેશમાં વ્યક્તિગત ભાવનાનો પ્રાદુર્ભાવ ખૂબ હતો. ભક્તિ કહો, પ્રેમ કહો, કોઈ એક વ્યક્તિને અવલંબ્યા વગર ટકીજ શકતાં નહોતાં. એક મૂર્તિમાન રાજા વગર આપણી રાજભક્તિ રહીજ શકતી નહોતી—પરંતુ કેવળ માત્ર રાજ્યતંત્ર પ્રત્યેની ભક્તિ તો યુરોપિયનોમાં જ જોવા મળે છે. જૂના વખતમાં સત્ય અને જ્ઞાન ગુરુ નામે એક મનુષ્યનો આકાર ધારણ કરીને રહેતાં. ત્યારે આપણે રાજાને માટે મરી જતા, વ્યક્તિ વિશેષને માટે પ્રાણ આપતા, પરંતુ યુરોપિયનો કેવળ એક ભાવનાને માટે, જ્ઞાનને માટે મરી જઈ શકે છે. તેઓ આફ્રિકાના રણમાં, ધ્રુવ પ્રદેશના બરફના પેટાળમાં પ્રાણ પાથરી આવે છે. કોને ખાતર ? કોઈ માણસને ખાતર નહિ. મહાન ભાવનાને ખાતર, વિજ્ઞાનને ખાતર. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે યુરોપમાં માણસની ભક્તિ પ્રેમમાં, જ્ઞાનમાં, અને ભાવનામાં વિસ્તાર પામતી જાય છે, એટલે વ્યક્તિવિશેષને ભાગે થોડી થોડી ઓછી આવે છે. તે યુરોપિયન શિક્ષણના પ્રભાવથી વ્યક્તિ વિશેષોની ચારે બાજુએથી આપણાં મૂળિયાં ધીમે ધીમે છૂટાં થતાં જાય છે.

અત્યારે મતને ખાતર ઘણા માતાપિતાનો ત્યાગ કરે છે, અત્યારે પ્રત્યક્ષ ઘરબાર છોડીને અપ્રત્યક્ષ દેશ પ્રત્યે ઘણાનો પ્રેમ વિસ્તાર પામતો જાય છે, અને દૂર દૂરના ઉદ્દેશ્યને ખાતર જીવન ખર્ચવા અનેક આગળ આવે છે. આવી ભાવના પૂરેપૂરી વિકસી છે એમ નથી, પરંતુ અંદરખાનેથી એનું કાર્ય ચાલ્યા કરે છે, એનાં જુદાં જુદાં ચિહ્નો ધીમે ધીમે પ્રગટ થતાં જાય છે. એના લાભ પણ છે અને નુકસાન પણ છે. એ તો બધી વસ્તુને જ લાગુ પડે છે. તો પણ જ્યારે આ પરિવર્તન ઠેઠ ગરદન ઉપર આવી પડ્યું છે ત્યારે એમાં જે કંઈ સારું હોય તે જો શોધી કાઢીએ, તેના ઉપર જો પ્રેમ બાંધી શકીએ, તો તે જલદી જલદી વિકસીને વધવા પામે અને ખરાબ હોય તે ચીમળાઈ જાય. નહિ તો, બધી વસ્તુનો નિયમ છે, તે પ્રમાણે ખરાબ જ શરૂઆતમાં કંટકિત થઈને સૌની આંખે ચડે, અને સારું ખૂબ મોડે મોડેથી શરીર ખંખેરીને બેઠું થાય.

મારી વાત તો મેં કહી, હવે તમારી વાત તમે કહો. તમે કૉલેજમાં ભણ્યા નથી એ કારણે લગારે સંકોચ પામશો નહિ. કારણ, તમારા લખાણમાંથી પણ કૉલેજની વિલક્ષણ ગંધ આવે છે. એ કાળનો પ્રભાવ છે. વાસથી અરધું ભોજન થઈ જાય છે, એ વાત ખોટી નથી. એટલે આજના સમાજમાં બેઠાં બેઠાં તમે જે શ્વાસ લો છો, તપખીર સૂંઘો છો, તેમાં જ કૉલેજની અરધીક વિદ્યા તમારા નાકમાં ઘૂસી જાય છે. તમે નાક તો બંધ કરી શકતા નથી એટલે આખો દહાડો ઊંચું ચડાવ્યા કરો છો—કેમ જાણે લસણકાંદાના ખેતરમાં નહિ વસતા હો, અને તમારા પોઇતરો જ તેના એક એક હૃષ્ટપુષ્ટ ઉત્પન્ન દ્રવ્ય ન હોય. પણ એટલું જાણજો કે એ ગંધ ધોવાથી જવાની નથી, માંજવાથી જવાની નથી, પોઇતરોને ઠેઠ સમૂળગા ઉખેડી નાખશો તો જ જશે. પણ એ કાંઈ તમારા પાકા વાળ નથી, એ તો રક્તબીજનો છોડ છે.

સેવક

શ્રીનવીનકિશોર શર્મણઃ

(૩)

ભાઈ, દાદાજી સાથે ઠઠ્ઠામશ્કરી કરવાનું મળે છે, એટલે તેમની ભક્તિ કરવાની નહિ, એ વાત બરાબર નથી. દાદાજી તમારા લોકો કરતાં એટલા બધા મોટા છે કે તેમની સાથે ઠઠ્ઠામશ્કરી કરો તોયે ચાલે. એ કોના જેવું છે? જેમ નાનું બાળક બાપના શરીર ઉપર પગ મૂકે તો તેમાં કંઈ મહાભારત પાપ થઈ જતું નથી, પણ તે ઉપરથી કંઈ એવું સાબિત નથી થતું કે બાપ પ્રત્યે તે નાના બાળકને ભક્તિ નથી, અર્થાત્ મને બાપનો આધાર છે એવું તે માનતો નથી, એટલે કે તે સ્વાભાવિક રીતે જ બાપને પોતા કરતાં મોટો માનતો નથી. તે જ પ્રમાણે તમે અમારી આગળ એટલા નાના છો કે અમે તમારી સાથે બેધડક બેઅદબી કરી શકીએ, અને જરા પણ ગભરાયા વિના તમારી બેઅદબી સહન કરી શકીએ. બીજી એક વાત; સંતાનનું શુભાશુભ બધું જ પિતા ઉપર આધાર રાખે છે, એટલા માટે સ્વાભાવિક રીતે જ પિતાના સ્નેહની સાથે શાસન પણ રહેલું જ છે, અને પુત્રની ભક્તિની સાથે ભય રહેલો છે: ડગલે ને પગલે કઠોર કર્તવ્યને માર્ગે સંતાનને ચડાવવા માટે પિતાને આદેશ કરવો પડે છે અને પુત્રે તે પાલન કરવો પડે છે, એટલા માટે પિતાપુત્ર વચ્ચે આચરણની શિથિલતા શોભતી નથી. આવી રીતે પિતાની ઉપર કઠોર સ્નેહનો ભાર નાખીને દાદાજી કેવળ માત્ર મધુર સ્નેહ વરસાવે છે, અને પોઇતર નિર્ભય ભક્તિપૂર્વક દાદાજીની સાથે આનંદથી હાસ્યાલાપ કર્યા કરે છે, પરંતુ તે હાસ્યાલાપના મર્મમાં જો ભક્તિ ન હોય તો તે બેઅદબીથીયે નાબહેતર ગણાય. આટલું બધું તને કહેવાની જરૂર નહોતી, પણ તારી લખવાની રીત જોઈને તને થોડો ચેતાવવો પડ્યો છે.

વાહરે! આજ કાલ તમે ખૂબ બોલતાં શીખ્યા છો! અત્યારે તો એક શબ્દ કહીએ તો પાંચ સાંભળવા પડે! તેમાંના જો બધા સમજી શકતો હોત તોયે આટલું લાગત નહિ. મનનો મેળ હોય તોયે ઘણી વાર આપણે એક બીજાની ભાષા સમજી શકતા ન હોવાને

કારણે મનમાં આંટી પડી જાય છે. હું તો ઘરડો માણસ રહ્યો, તારી બધી વાત બરાબર સમજ્યો છું કે નહિ, કોણ જાણે, પણ જે પ્રમાણે સમજ્યો છું તે પ્રમાણે જવાબ આપું છું.

સ્વકાળ પરકાળ એ વળી તેં નવી જ વાત કાઢી. પરકાળ નવો નથી—સામેના બે દાંત પડી ગયા ત્યારથી હું એ કાળનો જ વિચાર કર્યા કરું છું—પણ સ્વકાળ વળી શું છે?

કાળને વળી કશી સ્થિરતા છે ખરી કે? અમે શું રેલમાં તણાઈ જવા માટે આવ્યા છીએ કે કાળપ્રવાહ ઉપર સુકાન છોડી દઈને બેસી રહીએ? મહાન્ મનુષ્યત્વનો આદર્શ શું પ્રવાહની વચમાંના ખડકની પેઠે કાળને અતિક્રમીને ઊભો નથી હોતો!

આપણે પરિવર્તનમાં રહીએ છીએ એટલે જ એક સ્થિર લક્ષ્ય તરફ વધારે નજર રાખવાની જરૂર હોય છે. નહિ તો થોડીવાર પછી કશું જ ઓળખી નહિ શકાય—નહિ તો આપણે પરિવર્તનના ગુલામ થઈ પડીએ. પરિવર્તનના હાથમાં રમકડું બની જઈએ. તેં જે લખ્યું છે તેમાં તો તેં પરિવર્તનને જ શેઠ કહ્યો છે, કાળને જ કર્તાહર્તા માની લીધો છે—એટલે કે ઘોડાને જ સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે અને સવાર જ તેને આધીન છે એમ જાહેર કર્યું છે. કાળ પ્રત્યે ભક્તિ રાખવી એને જ તેં સાર માન્યો છે, પરંતુ મનુષ્યત્વ પ્રત્યે, ધ્રુવ આદર્શ પ્રત્યે ભક્તિ એના કરતાં પણ શ્રેષ્ઠ છે.

મનુષ્ય પ્રત્યે પ્રેમ, પિતા પ્રત્યે ભક્તિ, પુત્ર પ્રત્યે સ્નેહ—એ કેવળ પરિવર્તનશીલ ક્ષુદ્ર કાળવિશેષના ધર્મ છે, એમ કહેવાની કોણ હિંમત કરે છે! એ ધર્મ તો સકળ કાળની ઉપર માથું ઊંચું કરીને ઊભો છે. 'ઓગણીસમી સદી'ની ધૂળ ઉડાવીને તેને આંખ આગળથી ઢાંકી શકશો, પણ તેથી કંઈ તેને ફૂંક મારીને એકદમ ધૂળભેગો નહિ કરી શકો!

જો સાચે સાચ જ તું એવું જોતો હોય કે આજના જમાનામાં માબાપની કોઈ ભક્તિ કરતું નથી, અતિથિનો કોઈ સત્કાર કરતું નથી, પડોશીને કોઈ મદદ કરતું નથી, તો આજના જમાના માટે શોક કર, કાળનું નામ દઈને અધર્મને ધર્મ ન ગણાવીશ.

ભૂત અને ભવિષ્ય તરફ જોઈને વર્તમાનને સંયમિત કરવો પડે છે. જો ઇચ્છા હોય તો આંખ મીંચીને દોડવાનો લહાવો લઈ શકો છો, પરંતુ થોડી જ વારમાં માથું ભાંગવાનો લહાવો પણ મળી રહેશે.

વર્તમાનકાળ દોડતો હોય છે, માટે જ તો સ્તબ્ધ ભૂતકાળની આટલી કિંમત છે. ભૂતકાળના પ્રબળ વેગે પ્રચંડ ગતિએ સંહત થઈને જાણે સ્થિર મૂર્તિ ધારણ કરી છે. કાળ જો નક્કી કરવો હોય તો ભૂતકાળ તરફ જોવું પડે છે. ભૂતકાળ જો લુપ્ત થઈ જાય તો વર્તમાનકાળને કોણ ઓળખે, કોણ એના ઉપર વિશ્વાસ રાખે, કોણ એને કાબૂમાં રાખી શકે! કારણ, ઓળખે, જાણે તો વશમાં રાખી શકે ને. જેને આપણે ઓળખીએ નહિ તે આપણો શેઠ બની બેસે છે. એટલા માટે પરિવર્તનશીલ કાળથી ડરીને ચાલવું, તેને વશ કરવા પ્રયત્ન કરવો, તેના ઉપર પૂરો ભરોસો રાખી આત્મસમર્પણ કરવું નહિ.

જે રહેતો નથી, ચાલ્યો જાય છે, ક્ષણે ક્ષણે બદલાય છે, તેને પોતાનો શી રીતે કહેવો! એક ટુકડો જમીનને પોતાની કહી શકાય, પરંતુ પાણીના વહેણને કોણ પોતાનું કહે? ત્યારે વળી આ સ્વકાળ શી વસ્તુ છે?

તેં લખ્યું છે કે અમારા જૂના જમાનામાં વ્યક્તિ પ્રત્યે ભક્તિ પ્રીતિ વગેરે બંધાયલાં હતાં, ભાવના પ્રત્યે ભક્તિ પ્રીતિ નહોતાં. વ્યક્તિ પ્રત્યે ભક્તિ પ્રીતિ હોય એ ખોટું નથી, સારું છે, એટલે અમારા વખતમાં એ ખૂબ બળવાન હતાં, એની અમને શરમ નથી આવતી. પણ, તેથી જો તું એમ કહેવા માગતો હોય કે ભાવના

પ્રત્યે અમારા જમાનાના લોકોને ભક્તિ પ્રીતિ હતાં નહિ, તો તે વાતનો મારે અસ્વીકાર કરવો પડશે. અમારા જમાનામાં બંને હતાં, અને બંને પરસ્પર હળીમળીને રહેતાં હતાં. એક ઉદાહરણ આપું છું. આપણા દેશમાં જે સ્વામીપ્રીતિ અથવા સ્વામીભક્તિ હતી (કદાચ આજે પણ હશે) તે શું છે? તે કેવળ વ્યક્તિવિશેષને અતિક્રમીને પ્રવર્તે છે, તે સ્વામી નામક ભાવનાગત અસ્તિત્વ પ્રત્યેની ભક્તિ હોય છે. વ્યક્તિવિશેષ તો ઉપલક્ષ્ય માત્ર હોય છે. પ્રધાન લક્ષ્ય તો સ્વામી જ હોય છે. એટલા માટે જ વ્યક્તિ સારી ખોટી હોય એ ઉપરથી ભક્તિ ઓછી વત્તી થતી નહોતી. બધી સ્ત્રીને બધા સ્વામીઓ જ સરખા પૂજ્ય હતા. યુરોપિયન સ્ત્રીઓની ભક્તિપ્રીતિ વ્યક્તિમાં જ બંધાયલી હોય છે, ભાવના સુધી પહોંચતી નથી. એટલા માટે સ્વામી નામે વ્યક્તિવિશેષના દોષગુણ પ્રમાણે તેની ભક્તિપ્રીતિ નક્કી થાય છે. એટલા માટે જ ત્યાં વિધવાવિવાહ કરવામાં દોષ નથી ગણાતો, કારણ ત્યાંની સ્ત્રીઓ ભાવનાને પરણતી નથી, વ્યક્તિને જ પરણે છે, એટલે વ્યક્તિત્વનું અવસાન થતાં સ્વામીત્વનું પણ અવસાન થાય છે. આપણા દેશના ઘણાખરા વ્યક્તિગત સંબંધો આવી રીતે ઊંડી ભાવના ઉપર જ સ્થાયી થયેલા હોય છે.

માત્ર વ્યક્તિગત સંબંધો જ શા માટે, બીજી બાબતો પણ જુઓને. આપણા બ્રાહ્મણોએ શું સમાજના હિતાર્થે સમાજનો ત્યાગ કર્યો નથી? રાજાઓએ શું ધર્મને ખાતર વૃદ્ધ વયે રાજ્યત્યાગ કર્યો નથી? (યુરોપના રાજાઓ માર ખાધા વગર કદી એવું કરે ખરા?) ઋષિઓએ શું જ્ઞાનને ખાતર, અમરતાને ખાતર સંસારનાં સમસ્ત સુખોનો ત્યાગ કર્યો નથી? પિતાનું વચન પાળવાને ખાતર રામચંદ્રે યુવરાજપદનો ત્યાગ, સત્યને ખાતર હરિશ્ચંદ્રે સ્વર્ગનો ત્યાગ, પરહિતને ખાતર દધીચિએ દેહનો ત્યાગ કર્યો નહોતો? કર્તવ્ય એટલે ભાવના માત્રને ખાતર આત્મત્યાગ આપણા દેશમાં નહોતો એમ કોણ કહે છે? કૂતરું જેવી અંધ આસક્તિથી શેઠની પાછળ પાછળ જાય છે, સીતા

શું તે રીતે રામની સાથે વનમાં ગયાં હતાં, કે મહાન ભાવનાની પાછળ માણસ જે રીતે બેધડકપણે વિપત્તિ અને મૃત્યુના મુખમાં ધસી જાય છે, એ રીતે સીતા ગયાં હતાં?

તો શું વ્યક્તિ પ્રત્યે અને ભાવના પ્રત્યે ભક્તિ એકી વખતે હોઈ ન શકે? વર્તમાન પ્રત્યે આંધળી આસ્થા રાખીને 'ન હોઈ શકે' એમ કહી આવા એક રત્નને અવહેલાપૂર્વક ખોઈ બેસશો નહિ. એટલું કહી શકાય કે કોઈને એક ભાવના પ્રત્યે ભક્તિ હોય છે, કોઈને બીજી ભાવના પ્રત્યે ભક્તિ હોય છે. કોઈ લૌકિક સ્વતંત્રતા ખાતર પ્રાણ દઈ શકે છે, તો કોઈ વળી આત્માની સ્વતંત્રતા ખાતર પ્રાણ દઈ શકે છે.

આ બધી વાતો અમે તમારા જેવડા હતા ત્યારે સમજતા નહોતા, એ મારે કબૂલ કરવું જોઈએ—પરંતુ તમે ઘણી ગૂંચવણભરી વાતો સમજી શકો છો એટલે જ આટલો લવારો કર્યો.

આશીર્વાદક

શ્રીષષ્ઠીચરણ દેવશર્મણઃ

( ૪ )

શ્રીચરણેષુ—

દાદાજી, તમારા પત્રો ધીમે ધીમે સમસ્યા જેવા થતા જાય છે. અમારી આંખને આ પત્ર અત્યંત અસ્પષ્ટ લાગે છે. ક્યાં રહ્યા રામચંદ્ર, હરિશ્ચંદ્ર, દધીચિ? એટલે દૂર અમારી નજર પહોંચતી નથી. તમે જ કહો છો ને કે અમારામાં દૂરદૃષ્ટિ નથી. એટલે દૂરની વાત દૂર કરીને નજીકની વાત કરો તો સારું.

આપણે મહાન પ્રજા છીએ, આપણા જેવી મહાન પ્રજા દુનિયામાં બીજે ક્યાંય નથી, એ વિશે મારા મનમાં હવે લગારે શંકા નથી. વેદ વેદાંત આગમ નિગમ પુરાણમાંથી આ વાત અકાટ્ય રીતે સાબિત

કરી શકાય એમ છે. આપણે ત્યાં બલૂન હતાં, આગગાડી હતી, આપણે ત્યાં સ્ટાઇલોગ્રાફ પેન હતી, તે લઈને ગણપતિએ મહાભારત લખ્યું હતું, ડાર્વિનની બહુ પહેલાં આપણા પૂર્વજોએ તેમના પૂર્વજોને વાનર તરીકે સ્વીકાર્યા હતા, આધુનિક વિજ્ઞાનના બધા જ સિદ્ધાંતો શાંડિલ્ય, ભૃગુ, ગૌતમ પૂરેપૂરા જાણતા હતા, એ બધું હું કબૂલ કરું છું, પરંતુ એ કારણે જ આપણે આપણી કુલીનતા ઉપર ફુલાયા કરીએ, તે દૂર દૂરના સંબંધમાં જ કોકડું વળીને બેસી રહીએ, આજુબાજુની સાથે કશો સંબંધ જ રાખીએ નહિ, એવું નહિ બને. નાનપણમાં એક વાર ઉત્તમ પુલાવ ખાધો હતો એટલે બાકીનું આખું જીવન ભાત તરફ અવજ્ઞા બતાવવી જોઈએ એવું કંઈ નથી. આપણો વૈદિક અને પૌરાણિક યુગ વીતી ગયો છે, એ ભારે દુઃખની વાત છે, હવે જલદી જલદી એ દુઃખને દૂર કરીને વર્તમાન યુગમાં કામ કરવાને માટે જરા સમય કાઢવો આવશ્યક છે.

મેં જ્યારે કહ્યું હતું કે આપણા દેશના લોકોને ભાવના પ્રત્યે નિષ્ઠા નથી, વ્યક્તિ પ્રત્યે જ આસક્તિ હોય છે, ત્યારે મેં રામચંદ્ર હરિશ્ચંદ્ર દધીચિનો મનમાં ખ્યાલ પણ નહોતો કર્યો—કીડાની પેઠે જ્યાં ત્યાંથી પુરાણી વસ્તુઓ શોધી કાઢવાનો મને ઉત્સાહ નથી. હું પ્રમાણમાં આધુનિક હોય એવાની જ વાત કરું છું. તર્ક વિતર્કની વાત જવા દઈ જરા વિચાર કરી જુઓ કે મહાન ભાવનાને નવલ-કથામાંની માયાજાળ ન સમજતાં મહાન ભાવનાને સત્ય સમજી તેના ઉપર વિશ્વાસ રાખી તેને ખાતર આપણા દેશમાં કેટલા માણસ આત્મસમર્પણ કરે છે? જ્યાં જુઓ ત્યાં પક્ષાપક્ષી, જ્યાં જુઓ ત્યાં હું હું હું અને અમુક અમુક અમુક કરીને મરીએ છીએ. મારી અને અમુકની પાર પણ દેશનું કોઈ કાર્ય, કોઈ મહાન પ્રવૃત્તિ હોઈ શકે એવું આપણે માની શકતા નથી. એટલે પોત પોતાના અભિમાનમાં જ આપણે રહીએ છીએ. મને મોટી ખુરશી ન આપી, એટલે એ સભામાં હું નહિ રહું, મારી સલાહ પૂછી નહિ એટલે એ કામમાં હું મદદ

નહિ કરી શકું, પેલા મંડળનો સેક્રેટરી અમુક છે, એટલે તે સમાજમાં હું રહું એ શોભે નહિ—એવા વિચારો કરી કરીને જ આપણે મરીએ છીએ. સિફારસનું માન રાખ્યા વિના આપણે રહી શકતા નથી, આંખની શરમમાંથી છટકી શકતા નથી. મારી એક વાત ન સ્વીકારાય તો તે અપમાન હું સહી શકતો નથી. દુકાળ નિવારણને માટે કોઈ જો મારી મદદ લેવા આવે તો હું પાંચ રૂપિયા આપીને માનું છું કે મેં તેને જ દાન આપ્યું, તેના ઉપર જ મોટો ઉપકાર કર્યો, તે અને તેની ચૌદ પેઢી પાસેથી હું મનમાં ને મનમાં કૃતજ્ઞતાની આશા રાખ્યા કરું. એ સિવાય આપણા મનને સંતોષ થતો નથી—કોઈ વ્યક્તિ વિશેષ ઉપર ઉપકાર ન કર્યો—હું રહ્યો કલકત્તાના એક ખૂણામાં, વીર ભૂમના એક ખૂણામાં એક વ્યક્તિ મારા રૂપિયાથી મહિનોક સુધી બે મૂઠી ભાત ખાવા પામી—એની મને શી ગરજ હતી! પરોપકારી તરીકે નામ કોનું જાહેર થાય છે? જે માણસ આશ્રિતો ઉપર ઉપકાર કરે એટલે કે કોઈ આવીને કહે કે મહાશય, આપ હાથ ખંખેરો તો ધનના ઢગલા થાય, આપ ધારો તો અનાયાસે મારું કંઈ ઠેકાણું પાડી શકો, હું આપને જ આશરે છું; એટલે તરત એ મહામહિમ મહિમાર્ણવ બેદરકારીપૂર્વક હુક્કામાંથી ધુમાડો ખેંચીને બેધડક કહે કે 'વારુ'! એમ કહીને કાગળ લખી આપીને પેલા નકામા નમાલા માણસને કોઈ વિશ્વાસપરાયણ મિત્રને માથે નાખે. અને જો કોઈ અભાગિયો પહેલાં એમની પાસે આવવાને બદલે પાંચુ બાબુ પાસે ગયો હોય, તો તેના એ વાંક માટે તેને કોડીની મદદ કરવાની તો ચૂલામાં ગઈ પણ મેણાં મારી મારીને તેને રડાવે ત્યારે છોડે. પોતાના સ્થૂલ ઉદરને અને ઉદરની ચારે કોર સહચર અનુચરોના કુંડાળાને લઈને જે વ્યક્તિ વિપુલ શનિગ્રહની પેઠે ફર્યા કરે છે, તે આપણે ત્યાં મોટો માણસ ગણાય છે. ઉદારતાની સીમા ઉદરની ચારે કોર સુધી જ જાય છે. આપણી મહત્તા વ્યાપક દેશમાં વ્યાપક કાળમાં ફેલાતી નથી. આટલું બધું કહેવાનું શું કામ? ઉદાર મહત્ત્વને આપણે કદી માની જ શકતા

નથી. જો આપણે કદી જોઈએ કે કોઈ માણસ પૈસા તરફ ઝાઝું ધ્યાન આપ્યા વગર થોડો સમય દેશને ખાતર ખર્ચે છે, તો તેને આપણે 'ધાંધલિયો' કહીએ છીએ. આપણા ફૂલી ગયેલા ક્ષુદ્રત્વ આગળ મોટું કામ 'ધાંધલ'જ લાગે છે. આપણે ધન દોલત, ભૂખ તરસ એ બધાંનો અર્થ સમજી શકીએ છીએ, ક્ષુદ્ર પ્રવૃત્તિને વશ થઈને અને સંકુચિત કર્તવ્યજ્ઞાનથી કામ કરવું એને જ બુદ્ધિમાન ડાહ્યા માણસનું લક્ષણ સમજીએ છીએ, પરંતુ મહાન કાર્યના ઉત્સાહમાં આત્મસમર્પણ કરવાનો કશો અર્થ જ આપણને સમજાતો નથી. આપણે કહીએ છીએ, કે એ માણસ પક્ષ રચવાને માટે, અથવા નામ કરવાને માટે, અથવા કોઈ એક છૂપી રીતે પૈસા કમાવાને માટે આ કામમાં પડ્યો છે,—સ્પષ્ટ રીતે જો કંઈ ન કહી શકીએ તો કહીએ કે એની કંઈક મતલબ હોવી જોઈએ. મતલબ તો છે સ્તો! પણ મતલબ એટલે શું કેવળ પોતાના જ ઉદરની કે અહંકારની તૃપ્તિ, એના કરતાં બીજી કોઈ ઉચ્ચતર મતલબ આપણે કલ્પી પણ શકતા નથી! આવી આપણા લોકોના હૃદયની જડ ઘાલી બેઠેલી ક્ષુદ્રતા છે! પરંતુ બીજી બાજુ જોઈએ તો રામહરિ કે કાલાચાંદના ભલાને માટે કોઈ પ્રાણ આપતું હોય એવી નિસ્વાર્થ વૃત્તિ જો જોવામાં આવે તો આપણે તેની પ્રશંસા કરીએ જ છીએ, અને છતાં, માનવજાતિના ભલાને ખાતર ઓફિસમાં ન જવું—એવી ન માનવા જેવી, હસવા જેવી સુચના ઓફિસના દરમાં રહેલા ક્ષુદ્ર બંગાળી-ઘૂવડને તદ્દન ગૂઢ તાત્પર્યવાળી લાગે. સામાજિક નિબંધ જોવામાં આવ્યો તો બંગાળી વાચકો તેને સૂંઘી સૂંઘીને શોધ્યા કરે કે આ કઈ વ્યક્તિની વિરુદ્ધ લખ્યો છે! સમાજની કોઈ ખરાબ રુચિ કે ખરાબ આચારની વિરુદ્ધ કોઈને ગુસ્સો ચડી શકે એ વાત એટલી સંભવિત લાગતી નથી—એ બહાને કોઈ શત્રુ ઉપર હુમલો કરવો એ જ ગળે ઊતરે એવી વાત છે, મનુષ્ય સ્વભાવ એટલે કે બંગાળી સ્વભાવ સાથે સંગત વાત છે, એવું બધાને લાગે છે, એટલા માટે અનેક બંગાળી પત્રો વ્યક્તિ વિશેષની વાતો ચણી

ચૂગીને ઉઞ્છવૃત્તિ સેવે છે,—જેને તેને પકડીને તેની જૂઓ વીણીને અથવા જૂઓ વીણવાનો દેખાવ કરીને સામાન્ય બંગાળી પ્રેક્ષકોને પરમ આનંદ આપી શકાય છે.

આ બધું જોઈ સાંભળીને જ તો મેં કહ્યું હતું કે આપણે વ્યક્તિને ખાતર કદાચ આત્મવિસર્જન કરી શકીએ, પરંતુ મહાન ભાવનાને ખાતર એક પાઈ પણ આપી શકતા નથી. આપણે માત્ર ઘરમાં બેસીને મોટી વસ્તુની મશ્કરી ઉડાવી શકીએ છીએ, મોટા માણસની ઠઠ્ઠા કરી શકીએ છીએ, ત્યાર પછી ગુડગુડ કરીને થોડો ગડાકુ તાણી બેઠાબેઠા ગંજીફો રમીએ છીએ. આપણું શું થશે, એની ચિંતા કરીએ છીએ. છતાં ઘરમાં બેસી બેસીને આપણો અહંકાર, આપણું અભિમાન ખૂબ વધી ગયું છે. આપણે નક્કી કરી રાખેલું છે કે આપણે બધી સભ્ય પ્રજાઓના બરોબરિયા છીએ. આપણે ભણ્યા વગર પંડિત છીએ, આપણે લડ્યા વગર વીર છીએ, આપણે એક સપાટે સભ્ય બનેલા છીએ, આપણે 'ગોટલી' મારીને દેશભક્ત—'પેટ્રિયટ' બનેલા છીએ—આપણી રસનાના અદ્ભુત રાસાયનિક પ્રભાવથી જગતમાં જે તુમુલ વિપ્લવ પેદા થવાનો છે તેની જ આપણે રાહ જોઈ રહ્યા છીએ; સમસ્ત વિશ્વ પણ વિસ્મયપૂર્વક તે જ જોઈ રહ્યું છે. દાદાજી, હવે રામચંદ્ર, હરિશ્ચંદ્ર, દધીચિની વાત કરવાથી શો લાભ, કહો? એથી તો આપણી ઘાણીની જેમ ફૂટતી વાણીને વઘાર દેવા જેવું થાય, બીજું શું થવાનું હતું?

આપણે કેવળ પોતાને, આને, તેને, પેલાને અને આ, તે, પેલું, ઢીંકણું, ફલાણું—એ વિશે જ ધામધૂમ, દોડધામ અથવા બડબડાટ કર્યા કરીએ છીએ—સાચું વીરત્વ, ઉદાર મનુષ્યત્વ, મહત્ત્વની આકાંક્ષા, જીવનમાં મહાન કાર્યો સિદ્ધ કરવા માટે હૃદયનો અનિવાર્ય જુસ્સો, ક્ષુદ્ર સાંસારિકતા કરતાં સહસ્રગણી શ્રેષ્ઠ આધ્યાત્મિક ઉન્નતિ—એ બધાં આપણા દેશમાં કેવળ મોઢાની વાતો થઈ પડયાં છે, બારણાં ઠેઠ જ

નાનાં હોવાને લીધે આપણી પ્રજાના હૃદયમાં એઓ દાખલ થઈ શક્યાં નથી, કેવળ બાષ્પમય ભાષાની મૂર્તિઓ આપણા સાહિત્યમાં ધુમ્મસ રચવા લાગી છે.

અમે આશા રાખીએ છીએ કે અંગ્રેજી શિક્ષણના પ્રભાવથી આ બધી સંકુચિતતા ધીમે ધીમે આપણાં મનમાંથી દૂર થઈ જશે. એ શિક્ષણ પ્રત્યે વિરાગ પેદા કરી એના અંતરમાં રહેલી સારી વસ્તુ જોવાનો માર્ગ રૂંધી દેવો આપણને માટે કલ્યાણકર નથી એમ લાગે છે.

સેવક
શ્રીનવીનકિશોર શર્મણઃ

## ( ૫ )

ચિરંજીવેષુ—

તારો પત્ર વાંચીને ખૂબ ખુશ થયો. ખરેખર, બંગાળી જાતિ જેવી ચાલાકી કરવા શીખી છે, તે જોતાં તેમના આગળ કોઈ પણ ગંભીર વિષયની વાત કાઢતાં અથવા કોઈ પણ શ્રદ્ધાસ્પદ વ્યક્તિનું નામ લેતાં મનમાં સંકોચ થાય છે. એક સમયે આપણે પણ ગૌરવ ભોગવતા હતા, આપણા દેશમાં એક સમયે મોટા મોટા વીરો જન્મ્યા હતા—પરંતુ બંગાળી ઉપર એની કશી અસર ન થઈ. તેઓ માત્ર ભીષ્મ દ્રોણ ભીમ અર્જુન વગેરેને પુરાતત્ત્વના ગોખલામાંથી ઉતારીને ધૂળ ખંખેરી નાખીને સભામાં પૂતળાંનો નાચ બતાવે છે. ખરી વાત એ છે કે ભીષ્મ વગેરે મહાપુરુષો આપણા દેશમાં મરણ પામ્યા છે. તેઓ જે હવામાં વસતા હતા તે હવા હવે રહી નથી. સ્મૃતિમાં જીવતા રહેવું હોય તો યે તેનો ખોરાક જોઈએ. નામ યાદ રાખવું એ કંઈ સ્મૃતિ નથી, પ્રાણ ધરી રાખવો એનું નામ જ સ્મૃતિ કહેવાય. પરંતુ પ્રાણને જાગ્રત રાખવો હોય તો તેને ઉપયોગી હવા જોઈએ, તેને ઉપયોગી ખોરાક જોઈએ. આપણા હૃદયનું ઊનું લોહી તે સ્મૃતિની

શિરામાં વહેતું થવું જોઈએ. મનુષ્યત્વમાં જ ભીષ્મ દ્રોણ જીવતા રહેલા છે. આપણે તો નકલી માણસ છીએ! ઘણે અંશે માણસના જેવા જ છીએ. માણસની પેઠે ખાઈએ છીએ પીએ છીએ, ચાલીએ છીએ ફરીએ છીએ, બગાસાં ખાઈએ છીએ ઊંઘીએ છીએ—કોઈ જુએ તો કહી ન શકે કે માણસ નથી! પણ અંદરખાને મનુષ્યત્વ નથી! જે પ્રજાના હાડમાં મનુષ્યત્વ છે, તે પ્રજાના મનુષ્યત્વ વિશે કોઈ શંકા લાવી શકતું નથી, મહાન આશાને કોઈ ગાંજાખોરી ધારી શકતું નથી, મહાન પ્રવૃત્તિને કોઈ ધાંધલ કહી શકતું નથી, ત્યાં તો સંકલ્પ જ કાર્ય બની જાય છે, કાર્ય સિદ્ધિમાં પરિણમે છે. ત્યાં જીવનનાં બધાં જ લક્ષણો પ્રગટ થાય છે. તે પ્રજામાં સૌંદર્ય ફૂલની પેઠે ખીલી ઊઠે છે, વીરત્વ ફળની પેઠે પકવતા પામે છે. મને ખાત્રી છે કે આપણે જેમ જેમ મહત્ત્વ મેળવતા જઈશું તેમ તેમ આપણા હૃદયનું બળ વધતું જશે—આપણા દેશના વીર પુરુષો તેમ તેમ પુનર્જીવન પામશે. પિતામહ ભીષ્મ આપણી વચ્ચે જીવતા થશે. આપણા તે નૂતન જીવનમાં આપણા દેશનું પ્રાચીન જીવન જીવન્ત બની જશે. નહિ તો મૃત્યુમાં જીવનનો ઉદય શી રીતે થવાનો હતો? વિદ્યુત્ પ્રયોગથી તો મૃતદેહ જીવતા જેવી કેવળ અંગભંગી અને મુખભંગી કરે એ જ. આપણા દેશમાં એ વિચિત્ર ભંગિમાનો જન્મ થયો છે. પરંતુ હાય હાય, કોણ આપણને એવી રીતે નચાવે છે! આપણી એટલી બધી ઉન્નતિનું મૂળ ક્યાં છે! એ બધી ઉન્નતિ આપણે મૂકીશું શાના ઉપર! એનું રક્ષણ શી રીતે કરીશું! સહેજ હાલવા જતાં જ એ દિવસના સુખસ્વપ્નની પેઠે બધું જ કોણ જાણે ક્યાં વિલીન થઈ જશે! અંધકારમાં બંગ દેશ ઉપર જાદુઈ ફાનસ (મેજિક લેન્ટર્ન)નો પ્રકાશ પડ્યો છે, તેને જ સ્થાયી ઉન્નતિ માનીને આપણે અંગ્રેજી ફેશન પ્રમાણે તાલીઓ પાડીએ છીએ. ઉન્નતિનો ચળકાટ આપણને મળ્યો છે, પરંતુ ઉન્નતિને ધારણ કરવાનું, તેનું પોષણ કરવાનું અને રક્ષણ કરવાનું વિપુલ બળ ક્યાં મળે છે? આપણા હૃદયમાં

નજર કરીને જુઓ, ત્યાં તો એની એ જીર્ણતા, અસંપૂર્ણતા, ક્ષુદ્રતા, અસત્ય, અભિમાન, અવિશ્વાસ અને ભય કાયમ છે. ત્યાં ચપલતા, લઘુતા, આળસ, અને વિલાસ રહેલાં છે. દૃઢતા નથી, ઉદ્દામ નથી, કારણ બધા જ એમ માને છે કે સિદ્ધિ મળી ગઈ છે, સાધનાની જરૂર નથી. પરંતુ જે સિદ્ધિ સાધના વગર મળી છે તેનો કોઈ વિશ્વાસ કરશો નહિ. તેને તમારી માનો છો, પણ તે કદી તમારી થવાની નથી. આપણે ઉપાર્જન કરી શકીએ, એમને એમ મેળવી ન શકીએ. આપણે જગતની બધી વસ્તુઓને જ્યાં સુધી પોતાની અંદર નાખીને પોતાની ન કરી લઈ શકીએ, ત્યાં સુધી આપણે કશું જ પામી શકતા નથી. આપણા માથા ઉપર આવીને પડે એટલે આપણે પામી ગયા એમ ન કહેવાય. આપણી આંખના સ્નાયુ સૂર્યકિરણને, આપણને ઉપયોગી થાય એ રીતે, પ્રકાશના રૂપમાં ઘડી લે છે, તેમ જો ન કરે તો આપણે આંધળા જ રહીએ; આપણી આંધળી આંખ ઉપર હજારો સૂર્યકિરણ પડે તો યે તેથી કાંઈ વળતું નથી. આપણા હૃદયના એવા સ્નાયુઓ ક્યાં છે? આ પક્ષાઘાત શી રીતે મટશે? આપણે સાધના કેમ કરતા નથી? સિદ્ધિની આપણને કશી ચિંતા નથી માટે. પહેલાં એ ચિંતા હોવી જોઈએ.

અર્થાત્ વાયુની જરૂર છે. આપણી પ્રકૃતિ શ્લેષ્મા પ્રધાન છે, આપણા શિષ્ટાચારમાં વાયુ છે જ નહિ. આપણે બહુ શિષ્ટ છીએ, બહુ બુદ્ધિમાન છીએ, કોઈ પણ બાબતનું ગાંડપણ આપણામાં નથી. આપણે પરીક્ષા પસાર કરીશું, રોજગાર કરીશું, અને તંબાકુ પીશું. આપણે આગળ નહિ થવાના, અનુસરણ કરીશું; કામ નહિ કરીએ, સલાહ આપીશું; દંગા તોફાનમાં આપણે નહિ, પણ મુકદ્દમામાં અને પક્ષાપક્ષીમાં ખરા. અર્થાત્ મારામારી કરતાં બોલાચાલી આપણને વધારે યુક્તિપુરઃસરની લાગે છે. લડાઈ કરતાં પલાયન કરવાથી જ પિતૃયશ સચવાય છે, એવી આપણી માન્યતા છે. આવી જાતનો અત્યંત સ્નિગ્ધ સ્વભાવ અને મજ્જાગત શ્લેષ્માના પ્રભાવને લીધે

નિદ્રા આપણને પરમ રમણીય લાગે છે, અને સ્વપ્નને જ સત્યના આસન ઉપર બેસાડી આપણે સંતોષ પામીએ છીએ.

આ ઉપરથી ચોખ્ખું માલમ પડે છે કે આપણી મુખ્ય જરૂરિયાત વાયુની છે—ગાંડપણની છે. પેલે દહાડે એક વૃદ્ધ વાયુવાળા સાથે મારો ભેટો થયો હતો. તે વાયુને લીધે છેક આડો થઈને સૂઈ ગયો હતો—એટલું જ નહિ ઘણીવાર તો વાયુનો પ્રકોપ તેના આયુ ઉપર આક્રમણ કરે છે. તેની સાથે લાંબા વખત સુધી ચર્ચા કર્યા પછી મેં નક્કી કર્યું કે 'બીજું કંઈ નહિ પણ આપણા દેશમાં એક વાતિકવર્દ્ધિની સભાની જરૂર છે.' સભાનો ઉદ્દેશ બીજો કશો નહિ પણ કેટલાક સારા માણસોના છોકરાઓને ગાંડા બનાવવા એટલો જ. ખરેખર, સાચા ગાંડા છોકરાને જોઈને આંખ ઠરે છે.

વાયુનું માહાત્મ્ય કોણ વર્ણવી શકે! જે બધી પ્રજાઓ ઓગણીસમી સદી ઉપર થઈને ઓગણપચાસ વાયુ જોડીને ઊપડી છે, તેમને આપણે સાવધાન લોકો ક્યારે પહોંચી શકીશું. આપણામાં જે કંઈ થોડો વાયુ છે તે સભાના નિયમો ઘડવામાં અને ભાષણો કરવામાં જ ખલાસ થઈ જાય છે.

મહાન આશા, મહાન ભાવના, મહાન ઉદ્દેશ્યને સાવધાન વ્યવહારકુશળ લોકો વરાળના જેવાં માને છે. પરંતુ એ વરાળને જોરે જ ઉન્નતિનું જહાજ ચાલે છે, એ વરાળની પાસે કામ લેવું જોઈશે, એ વાયુને શઢ વડે રોકવો પડશે. એવી તુમુલ શક્તિ બીજે છે ક્યાં! આપણા દેશમાં એ વરાળનો અને વાયુનો અભાવ છે. આપણે ઉન્નતિના શઢમાં જરા જરા ફૂંક મારીએ છીએ, જેટલા ગાલ ફૂલે છે તેટલો યે પાલ (શઢ) ફૂલતો નથી.

મહાન ભાવના ખાતર આત્મવિસર્જન કરવાને જો ગાંડપણ કહેતા હો તો તે જ ગાંડપણ એક સમયે પુષ્કળ પ્રમાણમાં આપણામાં હતું. એ જ ખરું વીરત્વ છે. કર્તવ્યને ખાતર રામ રાજ્ય છોડીને વનમાં ગયા એ જ વીરત્વ, અને સીતા અને લક્ષ્મણ તેમની પાછળ

ગયાં તે પણ વીરત્વ. ભરત રામને પાછા બોલાવવા ગયા, અને હનુમાને રામની પ્રાણપણે સેવા કરી એ પણ વીરત્વ. હિંસા કરતાં ક્ષમામાં વધારે વીરત્વ છે, ગ્રહણ કરતાં ત્યાગમાં વધારે વીરત્વ છે, એ જ વાત આપણાં કાવ્યો અને શાસ્ત્રો કહ્યા કરે છે. પહેલવાનીને આપણા દેશમાં સૌથી મોટી માનતા નહોતા. એટલા માટે જ વાલ્મીકિના રામ રાવણને હરાવીને જ અટક્યા નહિ, તેમણે રાવણને ક્ષમા આપી. રામે રાવણને બે વાર જીત્યો છે. એક વાર બાણ મારીને અને બીજી વાર ક્ષમા કરીને. કવિ કહે છે કે એ બેમાં પાછલો જય જ શ્રેષ્ઠ છે. હોમરના એકિલિસે પરાભૂત હેક્ટરના મૃતદેહને ઘોડાને પૂંછડે બાંધી શહેરની પ્રદક્ષિણા કરી હતી, રામની અને એકિલિસની તુલના કરો. યુરોપીય મહાકવિ હોત તો પાંડવો યુદ્ધમાં જીત્યા ત્યાં જ મહાભારતને પૂરું કરત, પરંતુ આપણા વ્યાસે કહ્યું, રાજ્ય ગ્રહણ કરવામાં અંત નથી, રાજ્ય ત્યાગ કરવામાં અંત છે. જ્યાં બધાંનો અંત આવે છે, તે જ આપણું લક્ષ્ય હતું. માત્ર એટલું જ નહિ, આપણા કવિઓએ પુરસ્કારનો પણ લોભ દેખાડ્યો નથી. અંગ્રેજો Utilitarian —ઉપયોગિતાવાદી છે, કંઈક અંશે દુકાનદાર છે. એટલે તેઓના શાસ્ત્રમાં Poetical Justice કાવ્યનો ન્યાય નામે એક શબ્દ છે, તેનો અર્થ 'લેણદેણ' થાય છે, સત્કાર્યનો ભાવ ઠેરવવો એવો થાય છે. આપણી સીતા ચિરદુઃખિની રહી—રામલક્ષ્મણનું જીવન દુઃખમાં કષ્ટમાં પૂરું થયું. આવડા મોટા અર્જુનનું વીરત્વ ક્યાં ગયું, આખરે કાબા આવીને તેની પાસેથી યાદવ સ્ત્રીઓને હરી લઈ ગયો, તે ગાંડીવ ઉપાડી ન શક્યો. પાંચ પાંડવનું આખું જીવન દારિદ્ર્યમાં દુઃખમાં શોકમાં વનમાં વીત્યું. આખરે પણ શું સુખ પામ્યા! હરિશ્ચંદ્રે આટ-આટલું મેળવ્યું, આટઆટલું દાન કર્યું, આખરે કવિએ તેની પાસેથી પુણ્યનો છેવટનો બદલો જે સ્વર્ગ તે પણ ઝૂંટવી લીધું. ભીષ્મે રાજપુત્ર હોવા છતાં સંન્યાસીના જેવું જીવન ગાળ્યું, તેમના આખા જીવનમાં સુખ ક્યાં! આખું જીવન જેઓ આત્મત્યાગની કઠિન શય્યામાં સૂતા હતા તેમને મૃત્યુ સમયે શરશય્યામાં વિશ્રામ કરવાનો આવ્યો!

એક સમયે મહાન ભાવના પ્રત્યે આપણા દેશના લોકોને આટલો વિશ્વાસ, આટલી નિષ્ઠા હતી! તેઓ મહત્વને જ મહત્વનું પરિણામ માનતા, ધર્મને જ ધર્મનો પુરસ્કાર સમજતા.

અને આજ કાલ! આજ કાલ આપણને એવું થયું છે કે કારકુનગીરી સિવાય બીજા કશા ઉપર જ આપણને વિશ્વાસ નથી, એટલું જ નહિ, વેપારને પણ આપણે ગાંડપણ માનીએ છીએ! અરજીને આપણે ભવસાગરની નાવ બનાવી છે, અને પોતાના નામની સહી કરવામાં ભારે વીરત્વ માનીએ છીએ.

આજે તારી અને મારી વચ્ચે સ્નેહ થયો; ભાઈ, મહત્તાને વળી આ કાળ શું ને તે કાળ શું? જે કંઈ સારું હોય તેને આપણાં હૃદય ગ્રહણ કરો; જ્યાં સારું હોય ત્યાં જ આપણાં હૃદય આગળ વધો! આપણી લઘુતા, ચપલતા, સંકુચિતતા દૂર થાઓ! અજ્ઞતા અને ક્ષુદ્રતામાંથી જન્મેલા બંગાળીસુલભ અભિમાનથી ફુલાઈને આંખ મીંચીને પોતાને સૌના કરતાં મોટા ન માનીએ અને મહાન થવા પહેલાં દેશ–કાળ–પાત્રનો ભેદ રાખ્યા વિના જે મહાન હોય તેની ચરણરજ માથે ચડાવી શકીએ એવો વિનય પામીએ.

શુભાશીર્વાદક—
શ્રીષષ્ઠીચરણ દેવશર્મણઃ

( ૬ )

શ્રીચરણેષુ—

દાદાજી, હમણાં થોડા દિવસથી પ્રવાસે નીકળ્યો છું. આ દૂર દૂર વિસ્તરેલા ખેતરમાં આ અશોકની છાયામાં બેઠાં બેઠાં આપણું તે કલકત્તા શહેર એક મોટું ઈંટનું પાંજરું હોય એવું લાગે છે. લાખો માણસોને એક મોટા પાંજરામાં પૂરીને કોઈ જાણે હાટમાં વેચવા લાવ્યું છે. સ્વભાવનું ગીત ભૂલી જઈને સૌ કચકચ અને ગોદાગોદ

કર્યાં કરે છે. હું તે પાંજરું છોડીને ઊડી આવ્યો છું, હું હાટમાં વેચાવા માગતો નથી.

ઝાડપાન ન હોય તો મારાથી જીવાય નહિ—હું સોળેસોળ આની 'વેજિટેરિયન' છું. હું તન મનથી વનસ્પતિનું સેવન કરું છું. ઈંટ, લક્કડ, ચૂનો, રોડાં મૃત્યુભારની પેઠે મને કચડયા કરે છે. હૃદય પળે પળે મરતું હોય છે. મોટી મોટી ઇમારતો પોતાનાં સખત સખત મીઢ પાટિયાં પહોળાં કરીને મોં ફાડીને મને ગળી જાય છે. પ્રકાંડ કલકત્તાના કઠિન જઠરમાં હું જાણે છેક હજમ થઈ જાઉં છું. પરંતુ અહીં આ ઝાડપાનની વચમાં પ્રાણ હિલોળા લે છે. હૃદયમાં જ્યાં જીવનનું સરોવર છે, ત્યાં પ્રકૃતિમાંથી ચારે કોરથી 'જીવન' આવીને ભેગું થાય છે.

બંગ દેશ અહીંથી કેટલાય સેંકડો કોશ દૂર છે! પરંતુ અહીંથી બંગભૂમિની એક નવીન મૂર્તિ જોવા પામું છું. જ્યારે હું બંગ દેશમાં વસતો હતો, ત્યારે બંગ દેશને માટે ઝાઝી આશા લાગતી નહોતી. ત્યારે એમ લાગતું હતું કે બંગાળ તો ઝાડે ફણસ ને મૂછે તેલ—ભેંસ ભાગોળે છાશ છાગોળે ને પટેલને ત્યાં ધમાધમ—નો દેશ છે. નાને મોઢે મોટી વાત કરનારો દેશ છે. પેટમાં બરોળ, કાનમાં કલમ અને માથે શામલા*નો દેશ છે. મને લાગતું હતું કે અહીં તો બીજ જોતજોતામાં તેર હાથનું થઈ જાય છે અને બાર હાથની કાકડીથી આગળ વધી જાય છે. અહીં ગામડાંના છોકરા હાથપગ હલાવીને માત્ર એક પ્રહસન ભજવે છે અને માને છે કે પ્રેક્ષકો કેવળ આડાઈ કરીને હસે છે, બાકી હસવાને કશું યોગ્ય કારણ છે નહિ. પરંતુ આજે આ હજારો કોશ દૂરથી બંગભૂમિના મુખની આસપાસ એક અપૂર્વ જ્યોતિર્મંડલ દેખાય છે. બંગદેશ આજ મા બનીને બેઠો છે—તેમના ખોળામાં બંગવાસી નામે એક સુંદર બાળક છે—તેઓ હિમાલયને ચરણે, સાગરને તીરે પોતાનાં શ્યામલ કાનન, અને પરિપૂર્ણ

* ભરત ભરેલી કિનારવાળી ઝીણી શાલની પાઘડી.

શસ્યક્ષેત્રોમાં, ગંગાબ્રહ્મપુત્રને તીરે એ બાળકને ખોળામાં લઈને તેનું લાલન કરી રહ્યાં છે. એ બાળકના મોં તરફ માતા ઝૂકીને જોઈ રહ્યાં છે, એને જોઈને તેમના મુખ ઉપર આશા અને આનંદનું તેજ દીપી ઊઠ્યું છે. હજારો કોશ દૂરથી પણ હું માતાના મુખનું તે આશાનું તેજ જોઈ શકું છું. મને હિંમત આવે છે કે એ બાળક નહિ મરે. બંગભૂમિ એ બાળકને મોટું કરીને એને એક દહાડો પૃથ્વીની સેવામાં અર્પણ કરી શકશે. બંગભૂમિના ખોળામાંથી આજે કોઈ વાર બાળકનું રુદન તો કોઈ વાર હાસ્ય સંભળાય છે—બંગભૂમિની હજારો નિકુંજો આજ સુધી નિસ્તબ્ધ હતી, બંગભવનમાં બાળકનો કંઠધ્વનિ આજ સુધી સંભળાયો નહોતો, આજ સુધી આ ભાગીરથીના બંને કાંઠા કેવળ સ્મશાન જેવા લાગતા હતા. આજે બંગભૂમિનો આનંદ ઉત્સવ ભારતવર્ષને ચારે ખૂણેથી સંભળાય છે. આજે ભારતવર્ષને પૂર્વ છેડે જે નવ જાતિનું જન્મ–સંગીત ગવાઈ રહ્યું છે, તે ભારતવર્ષને દક્ષિણ છેડે પશ્ચિમઘાટની ગિરિમાળના છેવાડાના પ્રદેશમાં બેસીને હું સાંભળી શકું છું. બંગદેશમાં બેઠાં બેઠાં જે માત્ર અર્થહીન કોલાહલ લાગતો હતો, તેનો અહીંથી એક મહાન અર્થ જોઈ શકું છું. અહીં દૂરથી બંગદેશનું કેવળ વર્તમાન નહિ પણ ભવિષ્ય સુદ્ધાં, કેવળ પ્રત્યક્ષ ઘટનાઓ જ નહિ, પણ સુદૂર સંભાવનાઓ સુદ્ધાં જોઈ શકું છું. એટલે મારા હૃદયમાં એક પ્રકારની અનિર્વચનીય આશાનો સંચાર થાય છે.

મનના આવેગને લીધે વાત જરા મોટી થઈ ગઈ. તમારાથી વળી મોટી વાત ખમાતી નથી. નાની વાતના તમે જરા પક્ષપાતી છો—એ સારું નથી. ગમે તેમ હો, તમને ભાષણ આપવાનો મારો ઉદ્દેશ નથી. ખરી વાત એમ છે કે આજ સુધી બંગદેશ શહેરની બાજુમાં પડ્યો હતો, હવે આપણને શહેરમાં લેવાની વાત આવી છે. એવી મને ખાનગી રીતે ખબર મળી છે. હવે આપણે માનવસમાજ નામક બૃહત્ મ્યુનિસિપાલિટીને માટે કર આપવાના અધિકારી થયા

છીએ. આપણે પૃથ્વીની રાજધાનીમાં દાખલ થવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આપણે રાજધાનીને કર આપીશું અને રાજધાની પાસે કર ઉઘરાવીશું.

માણસને માટે કામ કર્યા વગર માણસમાં ગણત્રી ન થાય. એક દેશના વાસીઓમાં જ્યાં દરેકે દરેક જણ બધાનો પ્રતિનિધિ હોય, બધાની જવાબદારી બધા જ પોતાને માથે લેતા હોય, ત્યાં જ ખરેખરું જાતિનું ઘડતર થયું છે, એમ કહેવાય. અને જેઓ પોતાની જાતિને અતિક્રમીને માનવસમાજને માટે કામ કરે છે તેઓ માનવ જાતિમાં ગણાય. આપણે સ્વજાતિ અને માનવજાતિને માટે કામ કરી શકીશું એવી આશા નથી લાગતી? આપણામાં એક વિશાળ ભાવનાના પૂરે આવીને પ્રવેશ કર્યો છે, તે આપણાં બંધ બારણાં ઉપર આવીને આઘાત કરી રહ્યું છે, આપણને સહુની સાથે એકાકાર કરવાનો પ્રયત્ન કરી રહ્યું છે. અનેક જણ વિલાપ કરે છે, ‘બધું એકાકાર થઈ ગયું’ પરંતુ મને આજે એટલા ખાતર આનંદ થાય છે કે આજ બધું એકાકાર થવા બેઠું છે ખરું. આપણે જ્યારે બંગાળી થઈશું ત્યારે એક વાર બધું એકાકાર થશે, અને બંગાળીઓ જ્યારે માણસ થશે ત્યારે વળી વધારે એકાકાર થશે. વિપુલ માનવશક્તિ બંગાળી સમાજમાં દાખલ થઈને કામ કરવા લાગી છે, એ હું દૂરથી જોઈ શકું છું. એની અસરમાંથી કોણ મુક્ત રહી શકવાનું છે? એ આપણી સંકુચિતતા, આપણું આળસ દૂર કરશે ત્યારે છોડશે. આપણામાં મહત પ્રાણનો સંચાર કરી તે પ્રાણને પૃથ્વી સાથે યુક્ત કરી દેશે. આપણને પોતાના દૂત બનાવી પૃથ્વીમાં નવા નવા સંદેશ પાઠવશે. આપણી પાસે પોતાનું કામ કરાવી લેશે ત્યારે છોડશે! મારા મનમાં ચોક્કસ ખાતરી થાય છે કે બંગાળીઓનું એક ચોક્કસ કામ છે જ. આપણે છેક જ પૃથ્વીનું ધાન બગાડવા આવેલા નથી. આપણી શરમ એક દિવસ દૂર થશે. એવું આપણે હૃદયથી અનુભવીએ છીએ.

આપણે આશાનું કારણ પણ છે, આપણ બંગાળીઓમાંથી

જ તો ચૈતન્ય જન્મ્યા હતા. તેઓ કંઈ સંકુચિત વાડામાં પુરાઈ રહેલા નહોતા, તેમણે તો સમસ્ત માનવજાતને અપનાવી હતી. તેમણે વિશાળ માનવપ્રેમથી બંગભૂમિને પ્રભામયી બનાવી હતી. ત્યારે તો બંગાળ પૃથ્વીને એક ખૂણે પડેલો હતો, ત્યારે કંઈ સમાનતા, બંધુતા વગેરે શબ્દો સરજાયા નહોતા, સૌ પોતપોતાનાં આહ્નિકતર્પણ અને ચંડીમંડપમાં મશગૂલ હતા—એવે વખતે આવાં વચન શી રીતે ઉચ્ચારાયાં?—

"માર ખેયેછિ ના હય આરો ખાબ,
તાઇ બલે કિ પ્રેમ દિબ ના આર!"

માર ખાધો છે, કદાચ હજી ખાશું,
તેથી શું કંઈ પ્રેમ હજી ના દેશું!

આ વાત ફેલાઈ શી રીતે? સઘળાના મોંમાંથી એ વચન નીકળ્યું શી રીતે? પોતપોતાની વાંસજાળ પાસેના ઘરબારની થૂવરની વાડ ઓળંગીને પૃથ્વીના મધ્ય ભાગમાં આવવાનું કોણે આવાહન કર્યું, અને તે આવાહનને બધાએ જવાબ શી રીતે દીધો? એક સમયે બંગાળમાં એ પણ બનવા પામ્યું હતું ને? એક બંગાળીએ આવીને એક વખત બંગાળ દેશને રસ્તા ઉપર બહાર કાઢ્યો હતો ને? એક બંગાળીએ જ એક દિવસ આખી પૃથ્વીને ગાંડી કરવાનું કાવતરું રચ્યું હતું ને, અને તેમાં બંગાળીઓએ જ ભાગ લીધો હતો ને! બંગાળને માટે એ ગૌરવનો સમય હતો. તે વખતે બંગાળ સ્વાધીન હોય કે પરાધીન હોય, મુસલમાન નવાબના હાથમાં હોય કે સ્વદેશી રાજાના હાથમાં હોય, બધું એને સરખું જ હતું. તે પોતાના તેજથી પોતે તેજસ્વી બન્યો હતો.

ખરી વાત એ છે કે બંગાળમાં તે એક વખતે બધું એકાકાર થવા બેઠું હતું. એટલે કેટલાક લોકોએ ગાંડા થઈને ચૈતન્યને ઘડાનો કાંઠો

છૂટો માર્યો હતો. પણ કંઈ કરી શક્યા નહિ. ઘડાનો કાંઠો તણાઈ ગયો. જોત જોતામાં એવું એકાકાર થઈ ગયું કે, જાત ન રહી, કુલ ન રહ્યું, હિંદુ મુસલમાનમાં યે ભેદ ન રહ્યો. ત્યારે તો આર્યકુલ-તિલકોએ જાતિભેદની ચર્ચા ઉપાડી નહોતી. હું તો કહું છું કે ચર્ચા કરીએ તો ચર્ચા ઊપડે. બૃહત્ ભાવના જ્યારે આગળ વધતી હોય છે, ત્યારે તર્કવિતર્ક, ઝીણી ઝીણી બાબતો, બધું જ થોડી વારમાં પોત-પોતાના દરમાં ઝટપટ ભરાઈ જાય છે. કારણ મરવા કરતાં મોટી ગાળ નથી. બૃહત્ ભાવના આવીને કહે છે, આ કંઈ સગવડ અગવડનો પ્રશ્ન નથી, મારે ખાતર બધાંએ મરવું પડશે. લોકો પણ તેનો આદેશ સાંભળીને મરવા માંડે છે. મરતી વખતે ઝીણી ઝીણી વાતોની ચર્ચા કરવા કોણ બેસે!

ચૈતન્ય જ્યારે રસ્તા ઉપર બહાર પડ્યા ત્યારે બંગાળ દેશનાં ગીતનો સૂર સુદ્ધાં બદલાઈ ગયો, ત્યારે એક–કંઠ–વિહારી બેઠકી સૂરો ક્યાંના ક્યાં તણાઈ ગયા, ત્યારે સહસ્ર હૃદયના તરંગહિલ્લોલ સહસ્ર કંઠોને ઊભરાવીને નવે સૂરે આકાશમાં ફેલાવા લાગ્યા, ત્યારે રાગ-રાગિણીઓ ઘર છોડીને રસ્તા ઉપર આવીને ઊભાં, એક જણને છોડીને હજારને વર્યાં. વિશ્વને પાગલ કરવાને માટે કીર્તન નામે એક નવું કીર્તન જાગ્યું. જેવો ભાવ તેવો જ કંઠસ્વર—અશ્રુજલમાં વહાવીને બધું એકાકાર કરવાને માટે ક્રન્દનધ્વનિ જાગ્યો! એકાંત ઓરડામાં બેસીને લંબાવી લંબાવીને એક માત્ર વિરહિણીનું બેઠકી રુદન નહિ, પણ પ્રેમથી આકુલ થઈને નીલાકાશ તળે ઊભાં રહીને સમસ્ત વિશ્વ જગતનો ક્રંદનધ્વનિ.

એટલે એવી આશા જાગે છે કે ફરી એક વાર કદાચ આપણે એક જ મસ્તીથી પાગલ થઈને એકાએક એક જાતિ બની જઈ શકીશું. દીવાનખાનાનું રાચરચીલું છોડીને બધા મળીને રાજમાર્ગ ઉપર નીકળી પડી શકીશું. બેઠકી ધ્રુપદ ખ્યાલ છોડીને રાજમાર્ગી કીર્તન

ગાઈ શકીશું. એમ લાગે છે કે અત્યારે જ બંગ દેશના પ્રાણમાં એક બૃહત્ વસ્તુ દાખલ થઈ છે, એક આશાનું ગીત ગાજવા માંડ્યું છે, એથી આખો દેશ મહીં મહીંથી ડગમગી ઊઠે છે. એ જ્યારે જાગીને બેઠો થશે ત્યારે આજનાં આ બધાં સંવાદપત્રોનાં મોટાં યુદ્ધો, લાખો ક્ષુદ્ર ક્ષુદ્ર તર્ક વિતર્કો, ઝઘડા—બધું ચૂલામાં જશે, આજ કાલના મોટા મોટા નાના માણસોએ નખે દોરેલી મર્યાદા રેખાઓ ક્યાંની ક્યાં અલોપ થઈ જશે! ત્યારે ફરી એક વાર બંગાળ એકાકાર થશે.

સાચી સ્વાધીનતા ભાવનાની સ્વાધીનતા છે. મહાન ભાવનાના દાસ થઈએ તો જ આપણે સ્વાધીનતાનું સાચું સુખ અને ગૌરવ અનુભવી શકીએ છીએ. ત્યારે રાજા કોણ અને પ્રધાન કોણ! ત્યારે એકાદ ઊંચું સિંહાસન માત્ર બનાવીને આપણા કરતાં કોઈ ઊંચું નહિ થઈ શકે. તે ગૌરવનો હૃદયથી અનુભવ કરી શકીએ તે જ ક્ષણે આપણું હજારો વર્ષનું અપમાન દૂર થઈ જશે, આપણે બધી બાબતમાં સ્વાધીન થવાને લાયક બનીશું.

આપણું સાહિત્ય જો પૃથ્વીનું સાહિત્ય બને, આપણી કથા જો પૃથ્વીના કામમાં આવે, અને તે રીતે પણ જો બંગાળના વાસીઓ પૃથ્વીના વાસી થઈ શકે, તો પણ આપણામાં ગૌરવ પેદા થશે, હીનતા ધૂળની પેઠે આપણે શરીર ઉપરથી ખંખેરી નાખી શકીશું.

કેવળ બંદૂક ફોડી શકવાથી જ આપણે મોટા થઈ જવાના નથી, પૃથ્વીનું કાર્ય કરી શકીશું ત્યારે આપણે મોટા માણસ થઈશું. મને તો આશા લાગે છે કે આપણામાં એવા મોટા માણસો જન્મશે જેઓ બંગ દેશને પૃથ્વીના નકશામાં દાખલ કરશે અને એ રીતે પૃથ્વીની સીમા વિસ્તારશે.

તમે પાછા લાંબો પત્ર વાંચતા નથી, એટલે બીક લાગે છે કે રૂમેને આ પત્ર પાછો મોકલી એનો ટૂંકો સાર લખી મોકલવાનું તમે

કહેશો, પણ તમે વાંચો કે ન વાંચો મને તો લખવાથી આનંદ થયો છે. એ જાણે મેં જ મને પત્ર લખ્યો છે, અને વાંચીને સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત કર્યો છે.

સેવક—
શ્રીનવીનકિશોર શર્મણઃ

(૭)

ચિરંજીવેષુ—

ભાઈ! અમારા જૂના જમાનામાં પોસ્ટઑફિસ ઝાઝી હતી નહિ—જરૂરી કામના પત્ર સિવાય બીજા કોઈ જાતના કાગળ અમારા હાથમાં આવતા નહિ, એટલે ટૂંકા કાગળો વાંચવાને જ અમે ટેવાયલા છીએ. વળી હું રહ્યો ઘરડો માણસ—એકેએક અક્ષર જોડણી કરી કરીને વાંચવો પડે છે; મોટો કાગળ વાંચતાં મને બીક લાગે છે, એ વાત ખોટી નથી. પરંતુ તારો પત્ર વાંચ્યા પછી લાંબો પત્ર વાંચ્યાનું મારું બધું દુઃખ દૂર થઈ ગયું. તેં જે લાગણીપૂર્ણ પત્ર લખ્યો છે, તેની સમાલોચના કરવા બેસવાનું મને મન થતું નથી; પરંતુ ઘરડા માણસનું કામ જ સમાલોચના કરવાનું હોય છે. યૌવનની સ્વાભાવિક દૃષ્ટિએ કુદરતનું સૌંદર્ય જ નજરે ચડે છે, પરંતુ ચશ્માંમાં થઈને કેવળ અનેક દોષો અને ઝીણી વીગતો નજરે પડે છે.

વિદેશમાં ગયા પછી બંગાળી જાતિની ઉન્નતિની આશા તારા મનમાં ઊભરાઈ આવી છે, તેનાં કેટલાંક કારણો છે. મુખ્ય કારણ એ કે અહીં તને અજીર્ણ થયું હતું, ત્યાં તને ખાધેલું પચી જાય છે, અને તેની સાથોસાથ તું એમ માની લે છે કે બંગાળી માત્રના પેટમાં અન્ન પચી જાય છે—આવી સ્થિતિમાં કોનામાં આશાનો સંચાર ન થાય? પરંતુ હું તો અમ્લશૂલથી પીડાતો બંગાળી સંતાન છું—તારો પત્ર મને તો પહેલેથી તે છેલ્લે સુધી વાર્તા જેવો લાગે પેટમાં છે. અન્ન પચવા અને ન પચવા ઉપર દુનિયાનાં કેટલાં સુખ

દુઃખ મંગળ અમંગળનો આધાર છે, તેનો કોઈ વિચાર કરી જોતું નથી. હોજરી ઉપર જે ઉન્નતિનો પાયો ચણાયો નથી હોતો તે ઉન્નતિ કેટલા દિવસ ટકી શકે! જઠરાગ્નિનો પ્રખર પ્રભાવ જ મનુષ્ય જાતિને આગળ ધક્કેલે છે. જે જાતિની ક્ષુધા ઓછી તે જાતિ રહે તો યે સરખું અને જાય તો યે સરખું; તેનાથી કશું કામ થવાનું નથી. જે જાતિ આહાર કરે છે, પણ હજમ કરતી નથી, તે જાતિ કદી સદ્ગતિને પામી શકતી નથી.

બંગાળી જાતિને અમ્લ રોગ થયો છે એટલે તે કારકુનગીરી છોડી શકતી નથી. તેની હિંમત ચાલતી નથી, તેને આશા બંધાતી નથી, તેનાથી ઉદ્યમ થતો નથી. એટલા માટે એ લોકોને બિચારાને દોષ દઈ શકાય એમ નથી. આપણું શરીર નબળું, બુદ્ધિ અપરિપક્વ, અને ઉદરાગ્ન તો વળી તેથી યે વિશેષ, એટલે સમાજ સુધારાની પેઠે હોજરી–સુધારો પણ આપણે માટે આવશ્યક થઈ પડ્યો છે.

આનંદ વિના ઉન્નતિ થાય શી રીતે! આશા ઉત્સાહ આવે ક્યાંથી! નિષ્ફળ નીવડેલાને સિદ્ધિને માર્ગે વારંવાર આગળ કોણ ધક્કેલે! આપણા આ નિરાનંદ દેશમાં ઊઠવાની ઇચ્છા થતી નથી, કામ કરવાની ઇચ્છા થતી નથી, એક વાર પડી ગયા એટલે કરોડ ભાંગી જાય છે. પ્રાણ દીધા વિના કશું જ કામ થઈ શકતું નથી— પરંતુ પ્રાણ શાને બદલે આપીએ! આપણા પ્રાણ કોણ ખૂંચવી લે! આનંદ નથી! દેશમાં આનંદ નથી! જાતિના હૃદયમાં આનંદ નથી! શી રીતે જીવશે? આપણો આ અલ્પાયુ, ક્ષુદ્ર, શીર્ણ દેહ, અમ્લશૂલથી વીંધાઈ ગયેલો છે, મેલેરિયાથી જીર્ણ થઈ ગયેલો છે—રોગનો પાર નથી—વિશ્વવ્યાપિની આનંદસુધાની અનંત પ્રસ્રવણધારા આપણે પૂરતા પ્રમાણમાં ધારણ કરી રાખી શકતા નથી, એટલે આપણી ઊંઘ ઊડતી નથી, એક વાર થાકી ગયા એટલે થાક જતો નથી, એક વાર કાર્ય તૂટી ગયું એટલે ફરી તે આખું થઈ શકતું નથી, એક વાર અવસાદ આવતાં તે દિવસે દિવસે વધતો જ જાય છે.

એટલે કેવળ મસ્ત બની ગયે ચાલશે નહિ, એ મસ્તીને ધારણ કરી રાખવાની, એ મસ્તીને સમસ્ત જાતિની શિરામાં સંચારિત કરવાની શક્તિનો સંચય કરવો જોઈશે. એક પ્રકારના સ્થાયી આનંદનો ભાવ સમસ્ત જાતિના હૃદયમાં દૃઢ રીતે બદ્ધમૂલ થવો જોઈએ. એવી એક પ્રબળ ઉત્તેજનાશક્તિ આપણા જાતિહૃદયના કેન્દ્રસ્થળે રાતદિવસ ખડી રહેવી જોઈએ જેના આનંદના ઉચ્છ્વાસના વેગથી આપણા જીવનનો પ્રવાહ હજારો ધારાએ જગતમાં હજારો દિશામાં વહી શકે. ક્યાં છે તે શક્તિ! અને ક્યાં છે તેને ઊભા રહેવાનું સ્થાન! તે શક્તિના પદભારથી આપણો આ જીર્ણ દેહ વિદીર્ણ થઈને ધૂળ ભેગો મળી જાય એમ છે.

મેં તો ભાઈ વિચાર કરી રાખ્યો છે, કે જે દેશની આબોહવામાં મચ્છર વધારે થાય છે, ત્યાં મહાન જાતિ જન્મી શકતી નથી. આ આપણી ભેજવાળી જમીન અને જંગલો અને આ કોમલ માટીમાં કર્માનુષ્ઠાનતત્પર પ્રબળ સંસ્કૃતિનો પ્રવાહ આવીને આપણી કાનનવેષ્ટિત પ્રચ્છન્ન એકાંત ક્ષુદ્ર કુટીરોને રોજ ભાંગી નાખે છે એ જ. આકાંક્ષા જગાડે છે, પણ ઉપાય નથી, કામ વધારી મૂકે છે, પણ શરીર નથી, અસંતોષ પેદા કરે છે પરંતુ ઉદ્યમ નથી. આપણી જે શાંતિ હતી તેનો નાશ કરે છે, અને તેના બદલામાં જે સુખનાં મૃગજળ રચે છે તે પણ આપણને દુષ્પ્રાપ્ય છે. કામ કરવા છતાં સાચી સિદ્ધિ મળતી નથી, માત્ર રાત દહાડો થાક લાગે છે એ જ. મને લાગે છે કે એના કરતાં આપણે પહેલાં સુખમાં હતા—આપણી તે સ્નિગ્ધ કાનન-છાયામાં, પલ્લવના મર્મરધ્વનિમાં, નદીના કલસ્વરમાં, સુખ ભરી કુટીરમાં સ્નેહશીલ માતાપિતા, પતિપ્રાણા સ્ત્રી, સ્વજન-વત્સલ પુત્રકન્યા, પરિવાર સમા પરિચિતો અને પડોશીઓ સાથે જે નિરુપદ્રવ માળો રચ્યો હતો, તેમાં જ આપણે સુખમાં હતા. યુરોપીય વિરાટ સભ્યતાનાં પાષાણનાં સાધનો આપણને ક્યાં મળવાનાં હતાં! આપણી પાસે ક્યાં છે તે વિપુલ બળ, તે શ્રાંતિહર જલવાયુ,

તે ધુરંધર વિશાળ લલાટ! અવિશ્રામ પ્રવૃત્તિ—બાધા વિઘ્નોની સાથે અવિશ્રામ યુદ્ધ—નવા નવા માર્ગોની શોધમાં અવિશ્રામ દોડ—અસંતોષાગ્નિમાં અવિશ્રામ દાહન—એ બધું આપણા આ પ્રખર રૌદ્રતપ્ત આર્દ્રસિક્ત દેશમાં જીર્ણશીર્ણ દુર્બળ દેહે શાનું થઈ શકે? કેવળ આપણો શ્યામલ શીતલ તૃણનિવાસ છોડીને આપણે પતંગિયાંની પેઠે ઉગ્ર સભ્યતાના અનલમાં બળી મરીએ છીએ એટલું જ.

બાળકોએ સાંભળવું જોઈએ અને વૃદ્ધોએ બોલવું જોઈએ—એટલા માટે તમારા લોકો પાસે હું ટૂંકા પત્રની આશા રાખું છું, પરંતુ જાતે લાંબા પત્રો લખું છું. જુવાનિયાઓની વાત ધીરજપૂર્વક લાંબો વખત હું સાંભળી શકતો નથી—પણ પોતાની વાત કહેતાં ધરાતો નથી—એટલા માટે 'પોતે જેવા વ્યવહારની આશા રાખતા હો તેવો વ્યવહાર બીજા પ્રત્યે રાખવો' એ ઉપદેશ અનુસાર મારી સાથે વર્તશો નહિ—પહેલેથી ચેતવી મૂકું છું.

આશીર્વાદક—
શ્રીષષ્ઠીચરણ દેવશર્મણઃ

(૮)

શ્રીચરણેષુ—

ત્યારે વળી શું! તો છો બધું ચૂલામાં જતું. બંગાળ દેશ પોતાના આંબા ફણસીના બાગમાં અને વાંસજાળમાં બેસીને માત્ર ઘરકામ કરતો રહો. સ્કૂલો ઉઠાડી મૂકો, અઠવાડિક માસિક બધાં જ પત્રો બંધ કરી દ્યો, દુનિયાના બધા જ વિષય વિશે જે ચર્ચા અને આંદોલન ચાલી રહ્યાં છે તે બધાં બળજબરીએ બંધ કરી દો, અંગ્રેજી ભણવાનું તદ્દન બંધ કરી દો, વિજ્ઞાન શીખશો નહિ, જે બધા મહાત્માઓએ માનવજાતિને માટે પોતાનું જીવન અર્પણ કર્યું છે તેમનો ઇતિહાસ વાંચશો નહિ, પૃથ્વીની જે બધી મહાન પ્રવૃત્તિઓ વાસુકિની પેઠે

હજારો ફેણો ઉપર માનવ જાતિને વિનાશ-શૃંખલામાંથી બચાવીને અટલ ઉન્નતિને માર્ગે ધારણ કરી રહી છે, તેમને વિશે બિલકુલ અજ્ઞાન રહો. અર્થાત્ જેને લીધે હૃદય જાગ્રત થાય, મનમાં ઉદ્યમનો સંચાર થાય, વિશ્વની સાથે મળીને એકત્રપણે કામ કરવાનો અનિવાર્ય આવેગ ઉત્પન્ન થાય—તે બધું છો દૂર જતું. વાંચવું હોય તો નવું ટીપણું વાંચો, કયે દિવસે વંતાકનો નિષેધ છે અને કયે દિવસે કાળાનો વિધિ છે તે વિશે રોજ ચર્ચા કરો. ઓટલો, મોટી કળીનો હુક્કો, તપખીર અને નિદ્રામાં જ આ ઉનાળાના બળતા બપોર ગાળો. સંતાનનાં માથામાં ચાણક્યના શ્લોક ઘુસાડીને તે માથાંને આ લોકને અને પરલોકને માટે ખોરાક બનાવી રાખો.

દાદાજી, તમે શું સાચેસાચ એમ કહો છો કે, આપણે એક સો વર્ષ પહેલાં જેવા હતા તેવાને તેવા જ રહીએ એ સારું છે, અને જરા પણ ઉન્નતિ થવાની જરૂર નથી? જ્ઞાન મેળવવાની જરૂર નથી, કારણ, રખેને પ્રબળ જ્ઞાનલાલસા જન્મીને આપણા દુર્બળ દેહને જીર્ણ કરી નાખે! લોકહિતકર ઉપદેશ સાંભળવાની જરૂર નથી, કારણ, રખેને માનવહિતને ખાતર કઠોર વ્રત પાળવા જતાં આ કઠોર તડકાના તાપમાં આપણે સુકાઈ જઈએ. મોટા માણસોનાં ચરિત્ર વાંચવાની જરૂર નથી, કારણ, રખેને આ મચ્છરના દેશમાં જન્મ્યા છતાં આપણાં દુર્બળ હૃદયમાં મોટા માણસ થવાની દુરાશા જાગે! તમે સલાહ આપો છો કે ઠંડા થાઓ, છાયામાં રહો, ઘરનાં બારણાં બંધ કરો, તરોપાનું પાણી પીઓ, નાકનાં નસકોરાંમાં તેલ મૂકો, સ્ત્રીપુત્રપરિવાર અને પડોશીઓ સાથે નિરુપદ્રવે સુખનિદ્રાની સાધના કરો.

પરંતુ હવે સલાહ આપવી વૃથા છે, ચેતવવા એ નિષ્ફળ છે. બંસીનો ધ્વનિ કાને પડ્યો છે, અમે ઘરની બહાર જવાના જ. જે બંધનથી અમે સમસ્ત માનવજાતિ સાથે જોડાયેલા છીએ, તે બંધન આજે ખેંચી રહ્યું છે. બૃહત્ માનવ આજ અમને બોલાવે છે, તેની સેવા જો ન કરી શકીએ તો અમારાં જીવન નિષ્ફળ જવાનાં છે.

અમારી પિતૃભક્તિ, માતૃભક્તિ, ભ્રાતૃપ્રેમ, વાત્સલ્ય, દામ્પત્યપ્રેમ બધું જ તે માગે છે, તેને જો વંચિત રાખીએ તો અમારો સમસ્ત પ્રેમ વ્યર્થ થાય છે, અમારાં હૃદય અતૃપ્ત રહે છે. બાલિકા સ્ત્રી વયે પહોંચતાં ધીમે ધીમે જેમ જેમ સ્વામીના પ્રેમનો મર્મ સમજવા લાગે છે, તેમ તેમ તેના હૃદયની સઘળી પ્રવૃત્તિ સ્વામીને અભિમુખ બનતી જાય છે, પછી શરીરનું કષ્ટ, જીવનનો ભય, અથવા બીજો કોઈ પણ ઉપદેશ તેને સ્વામી સેવામાંથી પાછી ફેરવી શકતો નથી, તેજ પ્રમાણે અમે માનવ પ્રેમનો મર્મ સમજવા લાગ્યા છીએ, હવે અમે માનવસેવામાં જીવન અર્પણ કરીશું, કોઈ પણ દાદાજીનો કોઈ પણ ઉપદેશ તેમાંથી અમને રોકી શકવાનો નથી. મરણ આવશે તો મરીશું, કશો ઉપાય નથી. જીવીને યે શું સુખ છે!

આનંદની વાત કરો છો? આ જ આનંદ! આ નવું જ્ઞાન, આ નવો પ્રેમ, આ નવું જીવન! આનંદનાં કશાં ચિહ્નો શું દેખાતાં નથી, જાગૃતિનાં કશાં લક્ષણ શું નજરે પડતાં નથી! બંગસમાજની ગંગામાં જુવાળ આવે છે એમ નથી લાગતું! એટલે જ સમાજનાં સર્વ અંગો આવેગથી ચંચળ બની ગયાં નથી? આપણો આ દેશ નિરાનંદનો દેશ છે, આપણા આ દેશમાં રોગ, શોક, તાપ રહેલાં છે, રોગથી, શોકથી અને તાપથી આપણે મરવા બેઠા છીએ—એટલે જ અમારે આનંદ જોઈએ છે, જીવન જોઈએ છે—એટલા માટે જ હું કહું છું કે નવો પ્રવાહ આવીને આપણા મુમૂર્ષુ હૃદયને સાજું કરો, મરવાનું જ જો હોય તો આનંદના પ્રભાવમાં જ મરીએ તો સારું!

અને મરીએ શું કામ? તમને એવી તે શી ખબર છે કે એકદમ નક્કી કરીને બેઠા છો કે આપણે મરવા જ બેઠા છીએ! તમારા ઘરડા માણસના અનુમાન પ્રમાણે મનુષ્યસમાજ ચાલતો નથી. તમને શી ખબર, માણસ એકાએક ક્યાંથી બળ પામે છે, ક્યાંથી દૈવીશક્તિ પ્રાપ્ત કરે છે? મનુષ્ય સમાજ સામાન્ય રીતે હિસાબ પ્રમાણે ચાલે છે પરંતુ કોઈ કોઈ વખત એવો જાદુ થઈ જાય છે કે પછી હિસાબનો

કશો મેળ રહેતો નથી. સામાન્ય રીતે બેને બે ચાર થાય છે, પણ એકાએક એક દહાડો બેને બે પાંચ થઈ જાય છે. ત્યારે ઘરડા માણસની આંખેથી ચશ્માં પડી જાય છે અને તે અવાક્ થઈને જોઈ રહે છે. એકાએક જ્યારે નવીન ભાવનો પ્રવાહ આવીને જાતિના હૃદયમાં વમળ પેદા કરે તે જ આ જાદુ થવાનો સમય હોય છે—ત્યારે શુંનું શું થાય તે નક્કી ન કહી શકાય. એટલે આંબાવાડિયામાં આપણા તે ક્ષુદ્ર માળામાં હવે પાછા જવું નથી!

જોઈએ તો જીવીશું કે જોઈએ તો મરીશું, એ જ સારું. મરવાની બીકે જીવ્યા કરવાની કંઈ જરૂર નથી. ક્રોમવેલ જ્યારે લોકોની ગુલામીના બંધો કાપી નાખતો હતો ત્યારે તે મરી પણ જઈ શકત જીવતો પણ રહી શકત, વૉશિંગ્ટને જ્યારે નવી પ્રજાના સ્વાતંત્ર્યનો ઝંડો ઉઠાવ્યો હતો ત્યારે તે પણ મરી પણ જઈ શકત, જીવતો પણ રહી શકત. પૃથ્વીમાં બધે જ એ પ્રમાણે કોઈ મરે છે, અને કોઈ જીવે છે—તેમાં વાંધો શો? નિરુદ્યમ એ જ ખરું મૃત્યુ છે. અમે કદાચ જીવતા રહીશું કે કદાચ મરી જઈશું—પણ તેથી કામકાજ છોડી દઈને દાદાજીના ખોળા પાસે બેસી આખો દહાડો વાર્તા નહિ સાંભળ્યા કરાય. તમને શું એવો ભય લાગે છે કે રખેને તમારા વંશમાં કોઈ દીવો દેનાર નહિ રહે? હું પૂછું છું કે અત્યારે જ કોણ દીવો દે છે? બધે જ અંધારું છે!

રજા લઉં છું, દાદાજી! આપણો હવે પત્રવ્યવહાર નહિ ચાલે, અમારી કામ કરવાની ઉંમર છે. સંસારમાં કામ આડાં વિઘ્નો કંઈ ઓછાં નથી હોતાં—ડગલે ને પગલે મુશ્કેલીઓ આવે છે, તે ઉપરાંત જો ઘરડા માણસો પાસેથી નિરાશા મળ્યા કરે તો તો જુવાની પૂરી થવા પહેલાં જ ઘરડા થઈ જવું પડે. તો તો પચાસે પહોંચવા પહેલાં જ અરણ્યાશ્રમ સ્વીકારવો પડે. સામેથી મને આહ્વાન થઈ રહ્યું છે, હું તમારા તરફ ફરીને જોઈશ નહિ. તમે કહો છો રસ્તામાં ખાડો છે, ખાબોચિયું છે, તેમાં પડી જઈને તું ગરદન ભાંગીને મરી જઈશ,

માટે ઘરને ઓટલે સાદડી પાથરીને બેસી રહેવું એ જ સારું. મને તમારી વાતમાં વિશ્વાસ નથી. હું દુર્બળ છું એ સાચું, પણ તમારા ઉપદેશથી મારામાં બળ આવતું નથી. મારા વ્રતનું પાલન કરવા માટે જોઈએ એટલી બુદ્ધિ મારામાં નથી, એ ખરું, પણ તમારા ઉપદેશથી મારામાં બુદ્ધિ આવતી નથી. એટલે મારામાં જે કંઈ બળ અને જે કંઈ બુદ્ધિ છે તે લઈને જ હું ઊપડું છું, મરવું પડશે તો ચિરજીવનસમુદ્રમાં ઝંપાપાત કરીને મરીશ.

સેવક –

શ્રીનવીનકિશોર શર્મણ :

(૯)

ચિરંજીવેષુ —

ભાઈ, તારા પત્રમાં જરા ગુસ્સો પ્રગટ થાય છે. એથી મને દુ:ખ નથી થતું, તમારા લોહીમાં તેજ છે; કોઈ કોઈવાર તમે ગરમ થઈ જાઓ છો, એ જોઈને અમને આનંદ થાય છે. અમારા જેવું ઠંડું લોહી જો તમારું હોત તો પૃથ્વીનું કામ ચાલત શી રીતે? તો તો ભૂગોળના બધા પ્રદેશો જ ધ્રુવ પ્રદેશમાં ફેરવાઈ જાત.

એવા ઘણા ઘરડા છે ખરા, જેઓ પૃથ્વી ઉપરથી યૌવનની ગરમીનો છેદ ઉડાવી દેવા માગે છે, તેઓના હૃદયની ઠંડી સર્વત્ર સમાનભાવે વ્યાપી રહે એવી તેમની ઇચ્છા હોય છે. જ્યાં સહેજ પણ ગરમી માલમ પડે, ત્યાં ત્યાં તેઓ અત્યંત ઠંડી ફૂંક મારી બધું ઠારીને હિમ જેવું કરી દેવા માગે છે. અર્થાત્ પૃથ્વી ઉપરથી કાચા વાળ બિલકુલ ઉખેડી નાખીને તેને બદલે પાકા વાળ રોપવા માગે છે. તેઓ એક વખતે જુવાન હતા તે વાત તેઓ સંપૂર્ણપણે ભૂલી જાય છે, એટલા માટે યૌવન તેમને બિલકુલ દુર્બોધ થઈ પડે છે. યૌવનનાં ગીત સાંભળીને તેઓ કાનમાં આંગળી ઘાલે છે, યૌવનનાં કામ જોઈને તેઓ માને છે કે પૃથ્વીમાં કલિયુગ આવ્યો છે. સ્યામલ

કિસલયની અસંપૂર્ણતા જોઈને ધૂળમાં પડેલું જીર્ણ પાંદડું જેમ અત્યંત શુષ્ક પીત હાસ્ય કર્યા કરે છે, તે જ પ્રમાણે અપરિણત યૌવનની સરસ શ્યામલતા જોઈને અનેક વૃદ્ધો હસ્યા કરે છે. એટલા માટે જ બાળકો અને બુઢ્ઢાઓ વચ્ચે આવું દઢ અંતર પડી ગયું છે.

અમે કંઈ, ભાઈ, સાધુ છીએ કે માત્ર થોડા ઉપદેશનો ધુમાડો દઈ દઈને તમારાં કાચાં માથાંને એક દિવસમાં પકવી નાખીએ? કામ જો કરી શકતા હોત તો વળી આમ સમાલોચના કરતા બેસત ખરા કે? તમે જુવાન છો, તમને કેટલું સુખ છે, કહે જોઉં; અમને ઉદ્યમનું સુખ નથી, કર્મ પ્રવૃત્તિનું સુખ નથી, એક માત્ર ટપકાનું સુખ છે, તે પણ સામેના દાંતને અભાવે બરાબર લઈ શકાતું નથી, એમાં પણ તમે ગુસ્સે થઈ જાઓ એ કેમ ચાલે?

કંઈ જરૂર નથી ભાઈ, મારા સંશય, મારું ડહાપણ, મારી પાસે જ છો રહેતાં. તમે નિઃસંશયપણે કામ કરો, નિર્ભયતાપૂર્વક આગળ વધો. નવાં નવાં જ્ઞાનની શોધ કરો, જગતના કલ્યાણને ખાતર જીવન અર્પણ કરી દીર્ઘજીવી થાઓ. જે પ્રવાહમાં પડ્યા છો, તેને જ અનુસરીને ઉન્નતિ તીર્થની દિશામાં દોડો, ડૂબી જશો તો શરમાવાનું કંઈ કારણ નથી, તરી જશો તો તમારો જન્મ ધરેલો સાર્થક થશે, તમારી દુઃખી જન્મભૂમિ ધન્ય થશે.

હું આટઆટલાં વર્ષો અહીં ગાળીને જતી વખતે તમને એક બે વાતો કહેતો જાઉં છું. તે સાંભળવાથી તમારું ભલું થવાનું નથી, એ વાત હું માનતો નથી. એમાંથી બધી વાત જ વેદવાક્ય છે, એમ નથી, અથવા તેમાંની બધી વાત જ આજના જમાનાને લાગુ પડશે એમ પણ નથી, પરંતુ એટલું ચોક્કસ કે તેમાં કંઈ ને કંઈ સત્ય રહેલું છે. મારી આ લાંબી જિંદગી કંઈ આખી જ વ્યર્થ, આખી જ મિથ્યા ગઈ નથી; આ સંશયઘેરા સંસારમાં મારું દીર્ઘજીવન સત્ય માર્ગ બતાવવામાં લગારે મદદગાર નહિ થાય એમ મારું મન કહેતું

નથી. આટલા માટે, હું કોઈ કડક આજ્ઞા કરવા માગતો નથી, હું એમ કહેવા માગતો નથી કે મારી બધી વાતો નહિ માનો તો તમારો નાશ થશે, હું માત્ર એટલું જ કહેવા માગું છું કે મારી વાત ધ્યાન દઈને સાંભળો, એકદમ કાનમાં આંગળી ન ઘાલી દો, ત્યાર પછી વિચાર કરો, વિવેચના કરો, જે સારું લાગે તે ગ્રહણ કરો. સામેની દિશામાં આગળ વધો, પરંતુ પાછળની સાથે વિવાદ ન કરશો. એક પ્રકારનું પ્રેમનું સૂત્ર ભૂત વર્તમાન અને ભવિષ્યને બાંધી રાખે છે.

મારો તો ભાઈ, જવાનો વખત થયો છે. 'यात्येकतोऽस्तशिखरं पतिरोषधीनामाविष्कृतारुण–पुरःसर एकतोऽर्कः ।' અમે એ અસ્તગામી ચંદ્ર છીએ, અમે રાત્રિને સમયે બંગભૂમિની નિદ્રિત અવસ્થામાં વિરાજતા હતા; ત્યારે જે એક પ્રકારની સુગંભીર શાંતિ અને સુસ્નિગ્ધ માધુર્ય હતું તેની ના પાડી શકાય એમ નથી, પણ તેટલા માટે આજ આ કર્મ–કોલાહલ જગાડતો અરુણોદય થાય છે, એને સાદર કેમ ન બોલાવીએ ? એવું શા માટે કહીએ કે તીક્ષ્ણ પ્રભાવાળા દિવસની જરૂર નથી, રાત પછી રાત જ પાછી આવો ? આવ અરુણ, આવ, તું આકાશનો કબજો લે, હું નીરવે તને માગ આપીશ. હું તારા તરફ જોઈને ક્ષીણ હાસ્ય કરીને તને આશીર્વાદ દઈને વિદાય લઉં છું. મારી નિદ્રા, મારી શાંત નીરવતા, મારી સ્નિગ્ધ હિમસિક્ત રજની મારી સાથે સાથે જ અવસાન પામો, તારો જ સમુજ્જવલ મહિમા જીવન વહેંચતો વહેંચતો જલમાં સ્થલમાં અને ચરાચરમાં વ્યાપી રહો.

આશીર્વાદક—
શ્રીષષ્ઠીચરણ દેવશર્મણઃ
(૧૮૮૫)

૧૨૯૨

# સમુદ્રયાત્રા

**બંગાળ** દેશમાં સમુદ્રયાત્રાનું આંદોલન લગભગ સમુદ્ર—આંદોલનની બરાબરી કરે એવું જ બની ગયું છે. છાપાં અને ચોપાનિયાંમાં વાણીની ભરતી આવી છે અને ફિસોટા ફિસોટા થઈ ગયા છે,—પરસ્પર આઘાતપ્રત્યાઘાતનો યે પાર રહ્યો નથી.

ચર્ચાનો વિષય એ છે કે સમુદ્રયાત્રા શાસ્ત્રસિદ્ધ છે કે શાસ્ત્ર-વિરુદ્ધ છે. સમુદ્રયાત્રા સારી છે કે ખોટી એ વિશે કશું કહેવાનું નથી. કારણ, જે બીજી રીતે સારું હોય અથવા જેમાં કંઈ ખોટું હોવાનો સંભવ નથી હોતો તે પણ શાસ્ત્ર મુજબ સારું ન પણ હોઈ શકે, એ વાત કબૂલ કરતાં આપણને લગારે શરમ આવતી નથી.

જેમાં આપણું મંગળ હોય, તે જ આપણાં શાસ્ત્રમાં પણ કહેલું હોય છે એવું આપણે જોરપૂર્વક કહી શકતા નથી. તેમ જો કહી શકતા હોત તો તો તે મંગળને નામે દલીલ કરી તેનો શાસ્ત્ર સાથે મેળ બેસાડી દેત. પહેલાં આપણે એમ બતાવત કે અમુક કાર્ય આપણે માટે સારું છે, અને આખરે બતાવત કે તેને આપણાં શાસ્ત્રની સંમતિ છે.

સમુદ્રયાત્રાની તરફેણમાં પુષ્કળ પ્રમાણો ભલેને હોય, પણ શાસ્ત્રમાં જો તેની વિરુદ્ધ એક પણ વચન હોય, તો બધાં પ્રમાણ નકામાં જવાનાં. એનો અર્થ એ કે આપણે મન સત્ય કરતાં વચન મોટું છે, માણસનાં શાસ્ત્ર આગળ જગદીશ્વરનું શાસ્ત્ર નકામું છે.

શાસ્ત્ર જ બધી વખતે બળવાન હોય છે એવું પણ નથી હોતું. ઘણા કહે છે ખરા, કે ઋષિઓમાં એવી અમાનુષિક બુદ્ધિ હતી કે તેઓએ જે આજ્ઞાઓ કરેલી છે, તેનું પાલન આપણે બધાં પ્રમાણોને તુચ્છકારીને અંધશ્રદ્ધાપૂર્વક નિર્ભયે કરી શકીએ. પરંતુ સમાજમાં ઘણી વખત શાસ્ત્રવિધિ અને ઋષિવચનનું તેઓ ઉલ્લંઘન કરે છે, અને ત્યારે લોકાચાર અને દેશાચારનું બહાનું કાઢે છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે શાસ્ત્રવિધિ અને ઋષિવાક્ય પણ નિર્ભૂલ તો નથી જ. જો નિર્ભૂલ હોત, તો લોકાચાર સહેજ પણ તેના કરતાં જુદું કરત તો લોકાચારનો દોષ કાઢવો ઉચિત ગણાત. પરંતુ દેશાચાર લોકાચાર ઉપર જો શાસ્ત્રવિધિને સુધારવાનો ભાર નાખવામાં આવે તો પછી શાસ્ત્રની અમોઘતા રહેતી નથી— તો તો આપણે સ્પષ્ટ રીતે એમ જ માનવું પડે કે શાસ્ત્રની આજ્ઞા સઘળે વખતે સઘળે સ્થળે લાગુ પડતી નથી.

એ જો ન લાગુ પડતી હોય તો પછી આપણા કર્તવ્યનો નિયામક કોણ? શુભ બુદ્ધિ પણ નહિ અને શાસ્ત્રવચન પણ નહિ. લોકાચાર. પણ લોકાચારને કોણ રસ્તો બતાવે? લોકાચાર કંઈ નિર્ભૂલ નથી હોતો, એનાં લાખો પ્રમાણ ઇતિહાસમાં પડેલાં છે. લોકાચાર જો નિર્ભૂલ હોત તો પૃથ્વીમાં આટલા બધા વિપ્લવો થાત નહિ, આટલા બધા સુધારકો પાકત નહિ.

ખાસ કરીને જે લોકસમાજમાં જીવનપ્રવાહ ચાલુ હોતો નથી, ત્યાંના જડ લોકાચાર પોતાની મેળે પોતાને સુધારી લઈ શકતા નથી. પ્રવાહનાં પાણી અવિશ્રામ ગતિવેગને પરિણામે પોતાના દૂષિત ભાગને

રોજ રોજ છોડતાં જ રહે છે. પરંતુ બંધિયાર પાણીમાં દોષ દાખલ થાય તો તે સુધરી શકતો નથી, ઉત્તરોત્તર વધતો જાય છે.

આપણો સમાજ બંધિયાર સમાજ છે. એક તો આંતરિક હજારો કાયદાઓથી બંધાયલો છે, ત્યાર પછી વળી અંગ્રેજોના કાયદાનાં પણ બહારનાં બંધનો બધી બાજુથી જકડાયલાં છે. સમાજમાં સુધારો કરવાનો સ્વદેશી રાજાને સ્વાભાવિક અધિકાર હતો. અને પહેલાંના વખતમાં તેઓ તે કામ કરતા હતા. પરંતુ અનધિકારી અંગ્રેજોએ આપણા સમાજને જે સ્થિતિમાં હતો તે ને તે સ્થિતિમાં મજબૂત રીતે બાંધી રાખ્યો છે. તેમણે પોતે પણ કોઈ નવા નિયમો પ્રચલિત કરવાની હિંમત કરી નથી, અને બહારથી પણ કોઈ નવા નિયમને દાખલ થવા દીધા નથી. શું વિધિપૂર્વકનું અને શું નહિ, એ તેમણે આંખ મીંચીને નક્કી કરી આપ્યું છે. હવે સમાજની કોઈ પણ સચેતન સ્વાભાવિક શક્તિ સહેલાઈથી કોઈ પણ પ્રકારનો ફેરફાર કરી શકતી નથી.

આવા બંધિયાર સમાજમાં જો લોકાચારને માનવો પડે તો તો એકાદ મૃત દેવતાની પૂજા કરવી પડ્યા જેવું થાય. તે તો માત્ર એક નિશ્ચલ નિશ્ચેષ્ટ જડ હાડપિંજર છે. તે કશો વિચાર કરતો નથી, અનુભવ કરતો નથી, સમયનું પરિવર્તન સમજી શકતો નથી. તેનામાં તો ડાબી કે જમણી બાજુ હાલવાની યે શક્તિ નથી. આખી હતભાગી પ્રજા, તેના બધા ભક્ત ઉપાસકો જો તેની આગળ પડીને પળે પળે પોતાનું મરણ વ્રત ઊજવે, તો પણ તે કલ્યાણ–માર્ગ તરફ સહેજ પણ આંગળી ચીંધી શકે એમ નથી.

જેઓ શાસ્ત્રમાંથી આજ્ઞાઓ ભેગી કરી કરીને લોકાચારને આઘાત કરવાનો પ્રયત્ન કરે છે, તેઓ શું કરે છે? તેઓ મરેલાને મારવા માગે છે. જેને કશી વેદનાશક્તિ જ નથી તેના પ્રત્યે અસ્ત્રપ્રયોગ કરે છે, જે અંધ છે, તેની આગળ દીવો ધરે છે. અસ્ત્ર બોદું પડે છે, દીપ શિખાનો પ્રકાશ વૃથા જાય છે.

તેમણે બીજી એક વસ્તુ જાણવી જોઈએ. શાસ્ત્ર પણ બીજા કોઈ સમયના લોકાચાર જ છે. તેઓ બીજા સમયના લોકાચારને પોતાના પક્ષમાં લઈ વર્તમાનકાળના લોકાચાર પર આક્રમણ કરવા માગે છે. તેઓ એમ કહેવા માગે છે કે બહુ પ્રાચીન કાળમાં સમુદ્રયાત્રા કરવામાં કશો વાંધો નહોતો. વર્તમાન લોકાચાર કહે છે કે ત્યારે નહિ હોય, આજે છે; એનો કશો જવાબ નથી.

આ તો એક શત્રુને નસાડવાને માટે બીજા શત્રુને બોલાવવા જેવું છે. મોગલના હાથમાંથી બચવાને માટે પઠાણના હાથમાં જાત સોંપવા જેવું છે. જેનામાં પોતાનામાં લગારે શક્તિ હોય, તે આવી જોખમભરી રમત રમે નહિ.

શું આપણામાં પોતામાં કશી શક્તિ નથી ? આપણા સમાજમાં કશો દોષ પેસે, જો તેનો કોઈ પણ નિયમ આપણી આખી પ્રજાની ઉન્નતિના માર્ગમાં આડખીલીરૂપ પોતાનું પાષાણ–મસ્તક ઊંચું કરે, તો તેને દૂર કરવા માટે શું આપણે એ શોધવું પડશે કે બહુ પ્રાચીન કાળમાં તેનો કશો વિધિનિષેધ હતો કે નહિ ? કદાચ દૈવયોગે મળી ગયો, તો થોડા દિવસ સુધી દેશમાં પંડિત પંડિત વચ્ચે અને શાસ્ત્ર શાસ્ત્ર વચ્ચે ભારે મારામારી ચાલવાની,—અને જો દૈવયોગે અનુસ્વાર વિસર્ગવાળું કોઈ અરધું વચન ન મળ્યું, તો આપણે શું એટલા બધા નિરુપાય છીએ, કે સમાજની બધી ઊણપો, બધા દોષો શિરોધાર્ય કરીને વહ્યા કરીએ, તેને પવિત્ર કહીને તેની પૂજા કરીએ ? દોષ પણ પ્રાચીન હોવાથી શું પૂજ્ય બની જાય છે ?

આપણે શું પોતાની કર્તવ્યબુદ્ધિને જોરે માથું ઊંચું કરીને કહી ન શકીએ કે પહેલાં શું હતું અને અત્યારે શું છે, એ અમે જાણવા માગતા નથી, સમાજના જે દોષ હશે તે દૂર કરીશું, જે મંગલ હશે તેને આવાહન કરીને લાવીશું ? આપણા શુભાશુભ વિવેક-જ્ઞાનને હાથપગ કાપી નાખી પાંગળું બનાવી રાખી મૂકીએ, અને

પછી એકાદ મોટો જરૂરી પ્રસંગ આવ્યો તો પછી દેશને ભારે આફત; એકાદ જૂના અનિષ્ટને દૂર કરવું હોય તો, સમસ્ત પુરાણ સંહિતા આગમ નિગમમાંથી વચનખંડ શોધી શોધીને ગાંડા થઈ જાઓ—સમાજના હિતાહિત સાથે પ્રૌઢ માણસો આવી રમત રમે એવું બીજા કોઈ દેશમાં છે ખરું કે ?

આપણી ધર્મબુદ્ધિને સિંહાસનચ્યુત કરીને, જે લોકાચારનો તેને સ્થાને અભિષેક કર્યો છે, તે વળી એવો મૂઢ અને અંધ છે કે તેને પોતાના નિયમોમાં પણ સંગતિ જાળવતાં આવડતું નથી. કેટલાય હિંદુઓ યવનોનાં જહાજમાં બેસીને ઓરિસ્સા, મદ્રાસ, લંકા ફરી આવે છે, તેમની જાતને વિશે કશો પ્રશ્ન ઊભો થતો નથી, અને આ બાજુ સમુદ્રયાત્રા વિધિસંગત નથી એમ કહીને લોકસમાજ હોહા કરી મૂકે છે. દેશમાં હજારો માણસો યવનનું અને અખાદ્ય અન્ન ખાઈને મોટા થાય છે, ખુલ્લી રીતે યવને તૈયાર કરેલો દારૂ પીએ છે, કોઈ તે તરફ નજર સુદ્ધાં કરતું નથી, પરંતુ વિલાયત જવાથી રખેને અનાચાર થાય એની બીક લાગે છે ! પણ દલીલ કરવી નકામી છે. જેને આંખ છે તેને આ બધી વસ્તુ આંખમાં આંગળી ઘાલીને બતાવવાની જરૂર નથી. પરંતુ લોકાચાર નામે મહાકાય જડપૂતળાના મસ્તકની અંદર કંઈ મગજ તો છે નહિ, તે તો માત્ર એક નિશ્ચલપાષાણપાત્ર છે. કાગડાને બિવરાવવાને માટે લોકો હાંડીને ચીતરીને ખેતરમાં ઊભી કરી મૂકે છે, તે જ પ્રમાણે લોકાચાર પણ ચીતરેલો ચાડિયો છે. જે તેની જડતા જાણે છે તે તેની ઘૃણા કરે છે, જે તેનાથી ડરે છે તેની કર્તવ્યબુદ્ધિ લોપ પામે છે.

આજકાલ અનેક પુસ્તકોમાં અને પત્રોમાં આપણા ચાલુ લોકાચારની અસંગતતાઓ બતાવવામાં આવે છે. કહેવામાં આવે છે કે એક બાજુ આપણે ફરજિયાતપણે અથવા આંધળા થઈને કેટલાય અનાચાર કરીએ છીએ, અને બીજી બાજુ, સામાન્ય આચાર વિચારમાં કેટલી બધી કડકાઈ રાખીએ છીએ ! પણ આ શબ્દો કોને કહેવામાં

આવે છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે હસવું આવે છે! બાળકો રમકડાં સાથે પણ આ જ પ્રમાણે વાત કરે છે: કોણ કહે છે કે લોકાચાર દલીલ અથવા શાસ્ત્ર માનીને ચાલે છે? તે પોતે પણ આવો મહા અપરાધ કબૂલ કરતો નથી. તો પછી તેની સાથે દલીલ શા માટે કરવી?

સમાજમાં જે કાંઈ ફેરફાર થયા છે, તે દલીલ વગર જ થયા છે. ગુરુ ગોવિન્દે, ચૈતન્યે જ્યારે આ જાતિની જંજીરથી જકડાયલા દેશમાં જાતિભેદને સહેજ શિથિલ બનાવ્યો ત્યારે તે દલીલને જોરે નહોતો બનાવ્યો. ચારિત્રને જોરે જ બનાવ્યો હતો.

આપણો જો એવો અભિપ્રાય હોય કે સમુદ્રયાત્રામાં લાભ છે, મનુના જે નિષેધ વગર કારણે ભારતવાસીઓને સદાને માટે કેવળ પૃથ્વીના એક ભાગમાં જ બાંધી રાખવા માગે છે, તે કેદની સજા બિલકુલ અન્યાયી અને અનિષ્ટકારક છે, દેશવિદેશમાં જઈને જ્ઞાન સંપાદન કરવામાંથી અને ઉન્નતિ પ્રાપ્ત કરવામાંથી કોઈ પણ પ્રાચીન વિધિ અમને વંચિત કરી શકે એમ નથી, જેમણે અમને આ સમુદ્ર-વેષ્ટિત પૃથ્વીમાં મોકલ્યા છે, તેમણે અમને આખી પૃથ્વીમાં ફરવાનો અધિકાર આપ્યો છે, તો આપણે બીજું કશું સાંભળવા માગતા નથી, કોઈ પણ શ્લોકનો ટુકડો આપણને ડર નહિ દેખાડી શકે, કોઈ પણ લોકાચાર આપણને નિષેધ નહિ કરી શકે.

બંધ તૂટ્યો પણ છે. કોઈ શાસ્ત્ર અને લોકાચારનું મોં જોઈને બેસી નથી રહ્યું. બંગગૃહમાંથી સંતાનોનાં ટોળેટોળાં સમુદ્ર પાર જાય છે, અને ક્ષીણબળ સમાજ તેની સામે કશાં પગલાં લઈ શકતો નથી. સમાજનું પ્રધાનબળ નીતિબળ જ્યારે ચાલ્યું ગયું છે, ત્યારે તેનાથી વધુ વખત કોઈ ડરવાનું નથી. જે સમાજ મિથ્યાને, કપટને માફ કરે છે, અર્ધછૂપા અનાચાર પ્રત્યે જાણી જોઈને આંખ મીંચામણાં કરે છે, જેના નિયમમાં કોઈ નૈતિક કારણ, કોઈ તાર્કિક સંગતતા

નથી, તે તદ્દન દુર્બળ ગણાય. સમાજની બધી માન્યતા જો દૃઢ હોત, જો તે અખંડ માન્યતા પ્રમાણે તે પોતાનાં બધાં કાર્યો નિયમિત કરતો હોત, તો તેનું ઉલ્લંઘન કરવું ખૂબ મુશ્કેલ થઈ પડત.

જેઓ શુભ બુદ્ધિ ઉપર આધાર રાખ્યા વગર શાસ્ત્રને નામે સમુદ્રયાત્રા કરવા માગે છે, તેઓ નબળા છે. કારણ, તેમના પક્ષમાં કોઈ દલીલ નથી, સમાજ શાસ્ત્ર પ્રમાણે ચાલતો નથી.

બીજી વાત એ કે લોકાચાર સમુદ્રયાત્રાનો નિષેધ કરે છે તેનો એક અર્થ હોય છે. હિંદુ સમાજના ઘણા નિયમો વચ્ચે પરસ્પર ગાઢ સંબંધ હોય છે. એક તોડવા જતાં બીજો એકાદ પણ તૂટી જાય છે. રીતસર સ્ત્રીશિક્ષણ જો ચાલુ કરવું હોય તો બાળલગ્નો કાઢી નાખવાં જોઈએ. બાળલગ્નો જાય એટલે ક્રમે ક્રમે ઇચ્છાવર દાખલ થાય જ. ઇચ્છાવર દાખલ કરવો હોય તો સમાજમાં ઘણા ફેરફાર અવશ્યંભાવી થઈ પડે અને જાતિભેદનાં મૂળ ધીમે ધીમે જીર્ણ થઈ જાય. પરંતુ એટલા માટે આજે સ્ત્રીશિક્ષણ કોણ બંધ કરી શકે ?

સમુદ્ર ઓળંગીને વિદેશ જવું એ પણ આપણા વર્તમાન સમાજના રક્ષણને માટે સંપૂર્ણ અનુકૂળ નથી. આપણા સમાજમાં કોઈ પણ પ્રકારની સ્વતંત્રતાને કશો અવકાશ નથી; આપણે નિશ્ચેષ્ટ, નિશ્ચલ, આંધળા થઈને સમાજના અંધારા કૂવામાં એક જ દશામાં પડી રહેવું એ જ લોકાચારની આજ્ઞા છે. મૃત્યુના જેવી શાંત સ્થિતિ બીજી એકે નથી, તે અગાધ શાંતિ પામવાને ખાતર બને એટલો આપણી જીવનશક્તિનો લોપ કરવામાં આવ્યો છે. એક આખી મહાન જાતિને સંપૂર્ણપણે નિશ્ચેષ્ટ અને નિર્જીવ કરી નાખવા માટે ઓછી તૈયારી કરવી નથી પડી. કારણ મનુષ્યત્વની અંદર એક અમર જીવનનું બીજ મૂકેલું છે, તેને જો કોઈ પણ છિદ્રમાંથી સહેજ પણ સ્વતંત્ર સૂર્યપ્રકાશ અને વૃષ્ટિધારા મળે તો તરત જ તે અંકુરિત, પલ્લવિત, વિકસિત થઈ જવાનો પ્રયત્ન કરે છે. એ બીકે આપણા હિંદુસમાજે ક્યાંય કશું છિદ્ર રાખ્યું નથી.

સમુદ્ર ઓળંગીને નવા દેશમાં, નવી સંસ્કૃતિના નવા નવા આદર્શો જોઈને આપણા મનના વિચારનાં બંધનો મુક્ત થઈ જાય એમાં શક નથી. જે બધા નિયમો આપણે વિના સંશયે જન્મ્યા ત્યારથી પાળતા આવ્યા છીએ, કદી કારણ પૂછવાનું યે સૂઝયું નથી, તેને વિશે જાતજાતની દલીલો અને તર્કો અને સંદેહો પેદા થવાના. એ માનસિક આંદોલન જ હિંદુસમાજને માટે સૌથી વધુ આશંકાનું કારણ છે. બાહ્ય રીતે મ્લેચ્છનો સંસર્ગ કરવો અથવા સમુદ્ર ઓળંગવો એમાં તો કશું જ નથી, પરંતુ અંતરમાં પેલા સ્વતંત્ર મનુષ્યત્વનો સંચાર થાય એ જ ખરેખર લોકાચાર વિરુદ્ધ છે!

પરંતુ હાય! આપણે સમુદ્ર ન ઓળંગીએ તો પણ મનુની સંહિતા અન્ય જાતિઓને સમુદ્ર ઓળંગતી અટકાવી શકી નથી. નવીન જ્ઞાન, નવીન આદર્શ, નવીન સંદેહ, નવીન શ્રદ્ધા જહાજોમાં ચઢી ચઢીને આ દેશમાં આવી પહોંચે છે. આપણી શરૂઆતમાં જ ભૂલ થયેલી છે. સમાજનાં રક્ષણ વિશે જો આપણને આટલી બધી ભીતિ હતી, આટલી બધી ચિંતા હતી, તો શરૂઆતમાં અંગ્રેજી કેળવણીથી જ આપણે આપણી જાતનું જતનપૂર્વક રક્ષણ કરવું જોઈતું હતું. પર્વતને જો મહંમદની પાસે જવાની ના પાડશો તો મહંમદ પર્વતની પાસે આવશે, એનું શું કરશો? આપણે ભલે ઇંગ્લંડ ન ગયા, પણ અંગ્રેજી કેળવણી આપણે ઘેર ઘેર આવીને પેસતી જાય છે. એણે જ બંધને ભાંગી નાખ્યો છે. આજે આટઆટલી વાક્ચાતુરી, આટઆટલી શાસ્ત્રની શોધની ધમાલ શરૂ થઈ છે, તેની, મૂળમાં જ જો આઘાત ન થયો હોત તો, કશી જરૂર પડવાની નહોતી.

પરંતુ મૂઢ લોકાચાર એવો અંધ અથવા એવો કપટી હોય છે કે તેના તરફ એની નજર જ જતી નથી. ભારે મોટા પવિત્ર હિન્દુ પણ નાનપણથી પોતાના પુત્રને અંગ્રેજી ભણાવે છે. એટલું જ નહિ, માતૃભાષાના શિક્ષણની સૂચના આવે છે ત્યારે સ્વદેશના લોકો જ તેનો પ્રધાનપણે વિરોધ કરે છે.

કારકુની કર્યા વગર પેટ ભરાતું નથી. પરીક્ષા તો પસાર કરવી જ પડવાની. પાસ ન થાય તો નોકરી તો ચૂલામાં ગઈ, લગ્ન કરવાં પણ મુશ્કેલ થઈ પડયાં છે. અંગ્રેજી ભણતરનું માન દેશના આપામર સાધારણ લોકોમાં એવું જડ ઘાલીને બેઠું છે.

પણ એ તે કેવી ભૂલ, કેવી દુરાશા! અંગ્રેજી ભણતર કેવળ કારકુનીમાં જેટલી મદદ કરશે, તેટલી જ આપણે લઈશું, બાકીનું બધું આપણા અંતરમાં દાખલ નહિ થવા પામે, એવું તે કદી બનતું હશે? દીપશિખા કેવળ પ્રકાશ આપે છે એમ નથી, તે વાટને પણ બાળે છે, તેલને પણ ખલાસ કરે છે. અંગ્રેજી ભણતર કેવળ મોટી મોટી નોકરી આપે છે, એમ નથી, આપણા લોકાચારનાં ચાલતાં આવેલાં સૂત્રોને પણ પળે પળે બાળી નાખે છે.

હવે જ્યાં સુધી આ ભણતર ચાલશે અને એના ઉપર આપણી આજીવિકાનો આધાર રહેશે, ત્યાં સુધી જેને જેટલી દલીલ કરવી હોય એટલી કર્યા કરે, શાસ્ત્ર મૃતભાષામાં ગમે એટલા નિષેધ અને ભય બતાવ્યા કરે, બંગાળીઓ સમુદ્ર ઓળંગવાના, પૃથ્વીના બધા ઉન્નતિ પથના પ્રવાસીઓનો સાથ કરી એકત્ર થઈને યાત્રા કરવાનો પ્રાણપણે પ્રયત્ન કરવાના.

૧૨૯૯ (૧૮૯૨)

# નૂતન અને પુરાતન

આપણે પુરાતન ભારતવાસીઓ છીએ; ખૂબ પ્રાચીન, ખૂબ શાંત. હું ઘણીવાર મારા પોતામાં આપણી આ જાતિગત પ્રકાંડ પ્રાચીનતા અનુભવું છું. જ્યારે ધ્યાનપૂર્વક અંતરમાં નિરીક્ષણ કરું છું, ત્યારે જોઉં છું કે ત્યાં કેવળ ચિંતન અને વિશ્રામ અને વૈરાગ્ય રહેલાં છે. જાણે અંતરમાં અને બહાર એક સુદીર્ઘ છુટ્ટી વિસ્તરેલી છે. જાણે જગતના પરોઢમાં આપણે કચેરીનાં કામ પતાવી આવ્યા છીએ, એટલે આ બળતા બપોરે જ્યારે બીજા બધા કામમાં લાગેલા છે ત્યારે આપણે બારણાં બંધ કરીને નિશ્ચિન્ત મને વિશ્રામ કરીએ છીએ; આપણે આપણો પૂરો પગાર ચૂકવી લઈ નોકરીનું રાજીનામું આપી પેન્શન ઉપર સંસાર ચલાવીએ છીએ. ખાસા સુખમાં રહીએ છીએ.

એવામાં એકાએક માલમ પડયું કે સ્થિતિ બદલાઈ ગઈ છે. લાંબા કાળનું જે બ્રહ્મત્ર મળ્યું હતું તેનો સારો દસ્તાવેજ દેખાડી ન શક્યા એટલે નવા રાજાના અમલમાં તે જપ્ત થઈ ગયું છે. એકાએક આપણે ગરીબ થઈ ગયા છીએ. દુનિયાના ખેડુતો જે પ્રમાણે વૈતરું

કરે છે અને મહેસૂલ ભરે છે તે જ પ્રમાણે આપણને પણ કરવું પડશે. પુરાણી જાતિને અચાનક નવીન પ્રયત્ન શરૂ કરવો પડ્યો છે.

માટે હવે ચિંતન રહેવા દો, વિશ્રામ રહેવા દો, ઘરખૂણાનો ત્યાગ કરો; વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિ અને નિત્યનૈમિત્તિક ગાર્હસ્થ્ય કર્મોમાં પડી રહીએ એ હવે નહિ ચાલે; કઠણ માટીનાં ઢેફાં ભાંગો, પૃથ્વીને ફળદ્રુપ બનાવો અને નવ–માનવ–રાજાનું મહેસૂલ ચૂકવો; કૉલેજમાં ભણો, હોટેલમાં ખાઓ અને ઑફિસમાં નોકરી કરો.

હાય, ભારતવર્ષના કોટની દીવાલ ભાંગી નાખીને આ ખુલ્લા વિશાળ કર્મક્ષેત્રમાં આપણને કોણે આણીને ઊભા કર્યા! આપણે ચારે કોર માનસિક બાંધ બાંધીને કાળસ્રોતને રોકી દઈ, બધું પોતાના મનને ફાવે એ રીતે ગોઠવીને બેઠા હતા. ચંચલ પરિવર્તન ભારતવર્ષની બહાર સમુદ્રની પેઠે રાત દિવસ ગર્જ્યા કરતું હતું, આપણે અટલ સ્થિરતામાં પ્રતિષ્ઠિત થઈને ગતિશીલ નિખિલ સંસારનું અસ્તિત્વ ભૂલીને બેઠા હતા. એવામાં કોણ જાણે કયા છિદ્ર વાટે ચિરઅશાંત માનવ પ્રવાહે આપણામાં પ્રવેશ કરીને બધું ધૂળધાણી કરી નાખ્યું! પુરાતનમાં નવીન ભેળવીને, વિશ્વાસમાં સંશય લાવીને, સંતોષમાં દુરાશાનું દુઃખ નાખીને બધું ઊંધુચત્તુ કરી નાખ્યું!

ધારો કે આપણી ચારે દિશાએ હિમાદ્રિ અને સમુદ્ર હજી વધારે દુર્ગમ હોત તો માણસોના એક સમૂહને એક અજ્ઞાત એકાંત પરિસ્થિતિમાં સ્થિર શાંત ભાવે એક પ્રકારની સંકુચિત પરિપૂર્ણતા મેળવવાની તક મળત. દુનિયાના ખબર તેમને ઝાઝા મળત નહિ, અને ભૂગોળ વિશે તેમની ધારણા બિલકુલ અધૂરી હોત : માત્ર તેમનાં કાવ્ય, તેમની સમાજ–વ્યવસ્થા, તેઓનાં ધર્મશાસ્ત્ર, તેમનાં દર્શન અને તત્વજ્ઞાન અપૂર્વ શોભા, સુષમા અને સંપૂર્ણતા પામત; તેઓ પૃથ્વી સિવાયના કોઈ નાના ગ્રહમાં વાસ કરતા હોય એમ લાગત; તેઓનો ઇતિહાસ, તેઓનું જ્ઞાન વિજ્ઞાન, સુખ સંપદ તેઓમાં જ

મર્યાદિત રહેત. સમુદ્રનો એક ભાગ કાળક્રમે માટીના થરથી રૂંધાઈ જઈને જેમ એક એકાંત, શાંતિમય, સુંદર, સરોવર બને છે, તે કેવળ નિસ્તરંગ ભાવે પ્રભાત સંધ્યાની વિચિત્ર વર્ણછાયાથી પ્રદીપ્ત બની જાય છે, અને અંધકાર રાત્રે શાંત નક્ષત્રના તેજમાં સ્તંભિત ભાવે ચિર રહસ્યના ધ્યાનમાં નિમગ્ન રહે છે.

કાળના વેગવાન પ્રવાહમાં, પરિવર્તન–કોલાહલના કેંદ્રસ્થળમાં, પ્રકૃતિની હજારો શક્તિઓની રણ રંગભૂમિની વચમાં સંક્ષુબ્ધ થવાથી એક પ્રકારની ખૂબ સખત કેળવણી અને સંસ્કૃતિ મળે છે, એ સાચું છે ખરું, પણ નિર્જનતા, નિસ્તબ્ધતા, અને ગંભીરતામાં ઊતરીને કોઈ પણ રત્ન મેળવી શકાતાં નથી એવું શી રીતે કહેવું.

આ મથાતા સંસાર સમુદ્રની વચમાં એ નિસ્તબ્ધતાની તક કોઈ પણ જાતિને મળતી નથી; કેવળ ભારતવર્ષને જ દૈવયોગે આખી પૃથ્વીમાં એ વિચ્છિન્નતા મળી હતી અને તેણે જ અતલસ્પર્શમાં અવગાહન કર્યું હતું, એમ લાગે છે. જગત જેમ અસીમ છે, તેમ માનવનો આત્મા પણ અસીમ છે, જેમણે તે અનાવિષ્કૃત અંતર્દેશના રસ્તાની શોધ કરી હતી તેઓને કોઈ નવું સત્ય, અને કોઈ નવો આનંદ મળ્યો નહોતો, એમ કહેવું એ તદ્દન અશ્રદ્ધાળુના જેવી વાત છે.

ભારતવર્ષ ત્યારે એક બંધ બારણાંવાળા નિર્જન રહસ્યમય પ્રયોગઘર જેવો હતો—તેમાં એક અપૂર્વ માનસિક સંસ્કૃતિની છૂપી કસણી ચાલતી હતી. યુરોપના મધ્યયુગમાં જેમ કીમિયાગરો છૂપાં ઘરમાં ભરાઈને જાત જાતનાં અદ્‌ભુત યંત્ર તંત્રો લઈને ચિરજીવન-રસ ( Elixir of Life ) આબે—હયાત શોધી કાઢવાનો પ્રયત્ન કરતા હતા, તે જ પ્રમાણે આપણા જ્ઞાનીઓએ સાવચેતીપૂર્વક આધ્યાત્મિક અમરતા પામવાના ઉપાયની શોધ કરી હતી. તેમણે એવો પ્રશ્ન પૂછ્યો હતો કે " **येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् ।** " "જેનાથી હું અમૃત ન થઈ શકું તેને લઈને મારે કરવાનું શું?"

અને અત્યંત દુઃસાધ્ય ઉપાય વડે અંતરમાં તે અમૃત રસની શોધમાં મંડ્યા હતા.

તેમાંથી શું થઈ શકત કોને ખબર છે! આલ્કેમીમાંથી જેમ કેમિસ્ટ્રી જન્મી તેમ તેમની તે તપસ્યામાંથી માનવાની શોય એક નિગૂઢ નૂતન શક્તિની શોધ થઈ શકત તે આજે કોણ કહી શકે!

પરંતુ એકાએક બારણાં ભાંગીને બહારના દુર્દાંત લોકો ભારતવર્ષની તે પવિત્ર પ્રયોગશાળામાં બળજબરીએ દાખલ થયા, અને તે શોધનું પરિણામ ફળ બધાની આગળ અણપ્રગટ્યું જ રહી ગયું. આજની નવી દુરંત સંસ્કૃતિમાં એ પ્રયોગને જોઈએ એવી શાંતિ અને ફુરસદ કદી મળશે કે કેમ, કોને ખબર છે.

પૃથ્વીના લોકોએ તે પ્રયોગશાળામાં પેસીને શું જોયું! એક જીર્ણ તપસ્વી; તેને વસ્ત્ર નથી, ભૂષણ નથી, પૃથ્વીના ઇતિહાસની ખબર નથી. તે જે વસ્તુ કહેવા માગે છે તેને માટે હજી કોઈ પ્રતીતિગમ્ય ભાષા નથી, પ્રત્યક્ષગમ્ય પ્રમાણ નથી, આયત્તગમ્ય પરિણામ નથી.

માટે હે વૃદ્ધ, હે ચિરાતુર, હે ઉદાસીન, તું ઊઠ, પોલિટિકલ ઍજિટેશન—રાજકીય ચળવળ—કર અથવા દિવસે પથારીમાં પડ્યાં પડ્યાં પોતાના પુરાતન યૌવનકાળના પ્રતાપની ઘોષણા કરીને જીર્ણ અસ્થિ આસ્ફાલન કર, જો કે એથી તારી લજ્જાનું નિવારણ થાય છે કે નહિ.

પણ મારું મન એ માટે તૈયાર થતું નથી. કેવળ માત્ર છાપાંના કાગળના શઢ ચડાવીને આ દુસ્તર સંસાર સમુદ્રમાં સફરે ચડવાની મારી હિંમત ચાલતી નથી. જ્યારે મંદ મંદ અનુકૂલ પવન વાય છે ત્યારે આ કાગળનો શઢ ગર્વથી ફુલાઈ જાય છે એ ખરું, પણ એકાએક સમુદ્રમાંથી વાવાઝોડું આવશે અને દુર્બળ દંભ શતધા છિન્ન વિચ્છિન્ન થઈ જશે.

એવું જો હોત—કે પાસે જ ક્યાંક ઉન્નતિ નામનું પાકું બંદર

હોત, ત્યાં ગમે તે ઉપાયે પહોંચી ગયા એટલે પછી બાસુંદી અને પૂરી, દીયતામ્ અને ભુજ્યતામ્, તો તો કદાચ એક વખતે સમય જોઈને આકાશનાં ચિહ્નો જોઈને અત્યંત ચતુરાઈથી પાર થઈ જવાનો પ્રયત્ન કરી જોત, પણ આપણને જ્યારે ખબર છે કે ઉન્નતિને પથે તો મુસાફરીનો અંત નથી; ક્યાંય હોડી બાંધીને ઊંઘવાનું ઠેકાણું નથી, ઊંચે કેવળ ધ્રુવનો તારો ચમકી રહ્યો છે અને સામે કેવળ તટહીન સમુદ્ર છે; વાયુ ઘણી વાર પ્રતિકૂલ હોય છે અને તરંગો હમેશાં જ પ્રબલ હોય છે, ત્યારે શું આખો વખત બેઠાં બેઠાં ફુલ્સકેપ કાગળની હોડીઓ બનાવ્યા કરવાનું મન થાય ખરું ?

આમ છતાં હોડી તરાવવાની ઇચ્છા તો છે. જ્યારે જોઈએ છીએ કે માનવપ્રવાહ ચાલ્યો જાય છે; ચારે કોર વિચિત્ર કલ્લોલ, ઉદ્દામ વેગ, પ્રબળ ગતિ, અવિશ્રામ કર્મ ચાલ્યા જ કરે છે, ત્યારે મારું પણ મન નાચી ઊઠે છે; ત્યારે એવી ઇચ્છા થાય છે કે બહુ વરસનાં ગૃહબંધન તોડી નાખીને એકદમ બહાર નીકળી પડું, પરંતુ ત્યાર પછી તરત જ ખાલી હાથ ભણી જોઈ જોઈને વિચાર કરું છું કે ભાથું ક્યાં છે ? હૃદયમાં તે અસીમ આશા, જીવનમાં તે અશ્રાન્ત બળ, શ્રદ્ધાનો તે અપ્રતિહત પ્રભાવ ક્યાં છે ? તો તો પૃથ્વીને ખૂણે આ અજ્ઞાતવાસ જ સારો, આ ક્ષુદ્ર સંતોષ અને નિર્જીવ શાંતિ જ આપણો લાભ છે.

ત્યારે બેઠો બેઠો મનને એવું કહીને સમજાવું છું કે આપણે યંત્ર બનાવી શકતા નથી, જગતનાં બધાં નિગૂઢ રહસ્યો શોધી કાઢી શકતા નથી, પરંતુ પ્રેમ વરસાવી શકીએ છીએ, ક્ષમા કરી શકીએ છીએ અને એક–બીજાને ખાતર જગ્યા કરી આપી શકીએ છીએ. દુઃસાધ્ય દુરાશા સેવીને ઘાંઘા થઈને ફરવાની શી જરૂર છે ! ભલે ને એક ખૂણે પડી રહ્યા, ભલે ને ટાઈમ્સના જગજાહેર કરનાર પાનામાં આપણું નામ ન આવ્યું.

પરંતુ દુઃખ છે, દારિદ્ર્ય છે, બળિયાના અત્યાચાર છે, નબળાને નસીબે અપમાન છે, ખૂણામાં બેસીને, માત્ર ઘરકામ અને આતિથ્ય સત્કાર કરવાથી એનો શી રીતે પ્રતિકાર કરીશું?

હાય, એ જ તો ભારતવર્ષનું દુઃસહ દુઃખ છે. આપણે કોની સાથે યુદ્ધ કરીશું? કઠોર માનવપ્રકૃતિની ચિરંતન નિષ્ઠુરતાની સાથે, ઈસુ ખ્રિસ્તની પવિત્ર રક્તધારા જે અનુર્વર કાઠિન્યને આજે પણ કોમળ બનાવી શકી નથી તે જ પાષાણુની સાથે! પ્રબળતા હમેશાં નિર્બળતાની પ્રત્યે નિર્મમ હોય છે, આપણે એ આદિમ પશુ પ્રકૃતિને શી રીતે જીતવાના હતા? સભા ભરીને? અરજી કરીને? આજે થોડી ભીખ પામીને અને કાલે થોડો માર ખાઈને? એ કદી બને જ નહિ.

ત્યારે પ્રબળના જેવા પ્રબળ થઈને? તે થઈ શકે ખરું. પણ જ્યારે વિચાર કરીને જોઈએ છીએ કે યુરોપ કેટલું પ્રબળ છે, કેટકેટલે કારણે પ્રબળ છે; જ્યારે એ દુર્દાંત શક્તિને એક વાર તનમનથી સર્વતોભાવે અનુભવીને જોઈએ છીએ, ત્યારે પછી કશી આશા બંધાય છે ખરી? ત્યારે એમ થાય છે કે આવો ભાઈ, આપણે સહિષ્ણુ થઈને રહીએ, પ્રેમ કરીએ અને ભલું કરીએ. પૃથ્વીમાં જે કાંઈ કાર્ય કરીએ તે સાચેસાચ જ કરીએ, ઢોંગ ન કરીએ. અશક્તિની મુખ્ય આફત એ છે કે તે મહાન કાર્ય કરી શકતી નથી એટલે ઢોંગ પાખંડને શ્રેયસ્કર સમજે છે. તેને ખબર નથી હોતી કે મનુષ્યત્વ મેળવવા માટે તો મહાન મિથ્યા કરતાં નાનું સત્ય પુષ્કળ વધારે મૂલ્યવાન હોય છે.

પણ ઉપદેશ દેવાનો મારો અભિપ્રાય નથી. સાચી સ્થિતિ શી છે તે જોવાનો જ હું પ્રયત્ન કરું છું. એમ કરવા માટે પુરાતન વેદ પુરાણ સંહિતા ઉઘાડી બેસીને પોતાને મનગમતા શ્લોકો ભેગા કરી એક કાલ્પનિક કાળ રચવો પડે એમ નથી, અથવા બીજી જાતિની પ્રકૃતિ અને ઇતિહાસની સાથે કલ્પનાની મદદથી પોતાને વિલીન

કરી દઈને આપણી નવી કેળવણીના નબળા પાયા ઉપર પ્રકાંડ દુરાશાનો કિલ્લો રચવાની જરૂર પડે એમ પણ નથી; એટલું જોવું પડશે કે અત્યારે આપણે કયાં છીએ. આપણે જ્યાં વસીએ છીએ ત્યાં પૂર્વમાંથી ભૂતકાળનાં અને પશ્ચિમમાંથી ભવિષ્યનાં મૃગજળ આવીને ખડાં થયાં છે, એ બંનેને જ પૂરેપૂરાં આધારપાત્ર ન ગણતાં એક વાર આપણે જોઈએ તો ખરા કે આપણે ખરેખર કઈ ભૂમિ ઉપર ઊભા છીએ.

આપણે એક અત્યંત જીર્ણ પ્રાચીન નગરમાં વસીએ છીએ; એટલું પ્રાચીન કે અહીંનો ઇતિહાસ લુપ્તપ્રાય થઈ ગયો છે; મનુષ્યના હસ્તલિખિત સ્મરણચિહ્નો શેવાળથી ઢંકાઈ ગયાં છે; એટલે એવો ભ્રમ થાય છે કે જાણે એ નગર માનવઇતિહાસની પારનું છે, એ જાણે અનાદિ પ્રકૃતિની એક પ્રાચીન રાજધાની છે. માનવ પુરાવૃત્તની રેખા લુપ્ત કરી દઈને પ્રકૃતિએ પોતાના શ્યામલ અક્ષરો એને સર્વાંગે વિચિત્ર આકારે સજાવ્યા છે. અહીં હજારો વર્ષોની વર્ષા પોતાની અશ્રુચિહ્નરેખા મૂકી ગઈ છે અને હજારો વર્ષની વસન્ત એની ભીંતોના પ્રત્યેક છિદ્રમાં પોતાના આવાગમનની તારીખ પાળે અક્ષરે અંકિત કરી ગઈ છે. એક દૃષ્ટિએ એને નગર કહી શકાય, એક દૃષ્ટિએ એને અરણ્ય કહી શકાય. અહીં કેવળ છાયા અને વિશ્રામ, ચિંતન અને વિષાદ વાસ કરી શકે છે. અહીંના ઝિલ્લિમુખરિત અરણ્ય-મર્મરમાં, અહીંની વિચિત્રભંગી જટાભારગ્રસ્ત શાખા પ્રશાખા અને રહસ્યમય પુરાતન ઇમારતોની ભીંતો વચ્ચે, લાખો છાયા કાયામયી અને કાયા માયામયી હોય એવો ભ્રમ થાય છે. અહીંની આ સતાનત મહા છાયામાં સત્ય અને કલ્પના ભાઈ બહેનની પેઠે વગર વિરોધે આશ્રય લઈને રહ્યાં છે. અર્થાત્ પ્રકૃતિનું વિશ્વકાર્ય અને માનવની માનસિક સૃષ્ટિ એ બંનેએ પરસ્પર ગૂંથાઈ જઈને જુદા જુદા આકારની છાયાકુંજ રચી છે. અહીં બાળકો રાતદિવસ રમતો રમે છે, પણ તેમને ખબર નથી કે એ રમત છે, અને પ્રૌઢ માણસો રાતદિવસ

સ્વપ્ન જુએ છે, પણ માને છે કે તે કર્મ છે. જગતનો બપોરનો તડકો છિદ્રોમાં થઈને પ્રવેશ કરીને કેવળ નાનાં માણેક જેવો દેખાય છે, પ્રબળ વાવાઝોડાં સેંકડો સાંકડાં શાખાસંકટોમાં અથડાઈ અથડાઈને મૃદુ મર્મરની પેઠે શાંત થઈ જાય છે. અહીં જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ, આશા અને નિરાશાની સીમારેખા લુપ્ત જેવી થઈ ગઈ છે, અદૃષ્ટવાદ અને કર્મકાંડ, વૈરાગ્ય અને સંસારયાત્રા સાથોસાથ જ દોડતાં રહ્યાં છે. આવશ્યક અને અનાવશ્યક, બ્રહ્મ અને માટીનાં પૂતળાં, છિન્નમૂલ શુષ્ક ભૂતકાળ અને ઉદ્ભિન્નકિશલય જીવન્ત વર્તમાન સરખો જ સમાદર પામે છે. શાસ્ત્ર જ્યાં પડેલાં છે તે પડેલાં જ રહે છે, અને શાસ્ત્રને ઢાંકી દઈને જ્યાં હજારો પ્રથા–કીટના પ્રાચીન રાફડા બંધાયા છે ત્યાં પણ કોઈ અલસ ભક્તિપૂર્વક હાથ અડાડતો નથી. ગ્રંથના અક્ષર અને ગ્રંથકીટનાં છિદ્રો બંને અહીં સમાન સંમાનનાં શાસ્ત્ર લેખાય છે. અહીંના પીંપળાએ ફાડી નાખેલા ભગ્ન મંદિરમાં દેવતા અને ઉપદેવતા એકત્ર આશ્રય લઈને વિરાજે છે.

શું અહીં તમારા જગતયુદ્ધનાં સૈન્યશિબિર સ્થાપવાનું સ્થાન છે! અહીંના તૂટેલા પાયા શું તમારાં યંત્રો અને કારખાનાં, તમારા અગ્નિશ્વસિત સહસ્રબાહુ લોહદાનવોનાં કારાગાર બાંધવાને યોગ્ય છે! તમારા ચંચળ ઉદ્યમના વેગથી એની પ્રાચીન ઈંટોને ભોંયભેગી કરી શકશો ખરા, પરંતુ ત્યાર પછી પૃથ્વીની આ અતિ પ્રાચીન શય્યાશાયી જાતિ ક્યાં જઈને ઊભી રહેશે? આ નિશ્લિષ્ટ નિબિડ મહા નગરારણ્ય ભાંગી જતાં હજારો મૃત વર્ષોનો જે એક વૃદ્ધ બ્રહ્મદૈત્ય અહીં સદા એકાંતમાં વસતો હતો તે પણ એકાએક નિરાશ્રય થઈ પડશે.

એમણે ઘણા દિવસ થયાં કદી પોતાને હાથે ઘર બાંધ્યાં નથી, એ ટેવ એમને છે જ નહિ, એનો એમના અત્યંત ચિંતનશીલ પુરુષોને મહા ગર્વ છે. તેઓ જે વાત વિશે લેખિનીપુચ્છ આસ્ફાલન કરે છે તે વાત ખૂબ સાચી છે, તેનો પ્રતિવાદ કરવાની કોઈની તાકાત

નથી. સાચે જ, અતિ પ્રાચીન આદિપુરુષનું વાસસ્થાન એમને કદી છોડવું પડ્યું નથી. સમય ગયો તેમ તેમ સ્થિતિમાં અનેક પલટા આવ્યા, અનેક નવી સગવડ અગવડ પેદા થઈ, પરંતુ એ બધાંયને ખેંચી લઈ જઈને—મરેલાંને ને જીવતાંને, સગવડને અને અગવડને પ્રાણપણે તે પિતામહ–પ્રતિષ્ઠિત એક જ પાયામાં સામેલ કરવામાં આવ્યાં છે. અગવડની ખાતર એમણે કદી સ્પર્ધાભાવે પોતાને હાથે નવું ઘર બાંધ્યું હોય અથવા જૂનાની મરામત કરી હોય એવો આરોપ એમના દુશ્મનોને મોઢે પણ સાંભળવામાં આવતો નથી. જ્યાં છાપરામાં છિદ્ર પડ્યું હોય ત્યાં બેદરકારીથી ઊગેલા કોઈ વડની શાખાએ કદાચ છાયા પાડી હશે, ઘણા વખતથી જામેલા માટીના થરે કદાચ છિદ્ર પૂરી દીધું હશે.

આ વનલક્ષ્મી વિહોણા ઘન વનમાં આ પુરલક્ષ્મી વિહોણી ભગ્ન પુરીમાં આપણે ધોતિયું અને ચાદર પહેરીને અત્યંત મૃદુ મંદ ભાવે વિચરણ કરીએ છીએ, આહાર પછી કિંચિત્ નિદ્રાનું સેવન કરીએ છીએ, છાયામાં બેસીને ગંજીફા સોગઠાં રમીએ છીએ, જે કંઈ અસંભવિત હોય અથવા સાંસારિક કામની બહારનું હોય તેને ઝટઝટ માની લેવાનું આપણને ગમે છે, જે કંઈ કામને ઉપયોગી હોય અને નજરે દેખાય એવું હોય તેના પ્રત્યે મનનો અવિશ્વાસ કેમે કર્યો પૂરો દૂર થતો નથી, અને એમાં પણ જો કોઈ છોકરો સહેજ પણ ચાંચલ્ય બતાવે તો આપણે બધા મળીને માથાં ધુણાવીને કહીએ છીએ, सर्वमत्यन्त गर्हितम्.

આવે વખતે તમે ક્યાંથી એકાએક આવીને અમારા જીર્ણ પંજરમાં બે ત્રણ પ્રબળ ગોદા મારીને કહો છો, " ઊઠો, ઊઠો; તમારા શયનગૃહમાં અમારે ઑફિસ ખોલવી છે. તમે ઊંઘતા હતા એટલે કંઈ આખી દુનિયા નહોતી ઊંઘતી. આજ સુધીમાં જગતમાં ઘણા ફેરફાર થઈ ગયા છે. પેલો ઘંટ વાગે, અત્યારે પૃથ્વીનો મધ્યાહ્ન કાળ છે, અત્યારે કામનો વખત છે. "

એ સાંભળીને અમારામાંના કોઈ કોઈ હાંફળા ફાંફળા બનીને ઊઠીને ક્યાં છે કામ, ક્યાં છે કામ કરતા ઘરને ચારે ખૂણે ઘાંઘા થઈને ફરે છે અને એ દરમિયાન જ જેઓ કંઈક સ્થૂલકાય છે, સ્ફિત સ્વભાવના છે, તેઓ સોડ વાળીને કહે છે, 'કોણ છે? કામની વાત કરે છે? તે અમે શું કામના માણસ નથી એમ તમારું કહેવું છે? એ તમારી ભારે ભૂલ છે! ભારતવર્ષ સિવાય કર્મસ્થાન બીજે ક્યાંય છે જ નહિ. તમે જોતા કેમ નથી, માનવ ઇતિહાસના પ્રથમ યુગમાં અહીં જ આર્યો અનાર્યોનું યુદ્ધ થયું હતું; અહીં જ કેટકેટલાં રાજ્યો સ્થપાયાં હતાં, કેટકેટલા નીતિધર્મોનો ઉદય થયો હતો, કેટકેટલી સંસ્કૃતિઓના સંગ્રામ ખેલાયા હતા, એટલે માત્ર અમે જ કામના માણસો છીએ, અમને હવે કામ કરવાનું કહેશો નહિ. જો તમને વિશ્વાસ નહિ આવતો હોય તો બલકે એક કામ કરોને. તમારી તીક્ષ્ણ ઐતિહાસિક કોદાળી લઈને ભારતભૂમિના યુગયુગથી જામેલા વિસ્મૃતિના થરો ઉખાડીને જુઓ કે માનવસંસ્કૃતિના પાયામાં ક્યાં અમારા હાથનાં ચિહ્નો પડેલાં છે. અમે ત્યાં સુધી ફરી જરા ઊંઘી લઈએ.'

આવી રીતે આપણામાંના કોઈ કોઈ અર્ધ અચેતન, જડ, મૂઢ, દાંભિક ભાવે સહેજ ઊઘડેલી, ઊંઘથી લાલ બનેલી આંખે આળસ ભર્યા અસ્પષ્ટ રુષ્ટ હુંકારથી જગતના દિવસના અજવાળા પ્રત્યે અવજ્ઞા દર્શાવે છે, અને કોઈ કોઈ ઊંડી આત્મગ્લાનિ સાથે શિથિલ-સ્નાયુ અચેતન ઉદ્યમને વારંવાર આઘાત કરીને જગાડવાનો પ્રયત્ન કરે છે. અને જેઓ જાગ્રત સ્વપ્ન સેવનારા છે, જેઓ ચિંતન અને કર્મની વચ્ચે અસ્થિર ચિત્તે ઝોલાં ખાય છે, જેઓ પુરાતનની જીર્ણતા જોઈ શકે છે અને નવીનની અપૂર્ણતા સમજી શકે છે, તે હતભાગીઓ વારંવાર માથું હલાવીને કહે છે—

હે નવીન લોકો, તમે જે નવી પ્રવૃત્તિ કરવાની શરૂઆત કરી દીધી છે, તેનો હજી યે અંત આવ્યો નથી, હજી તેમાં સાચું શું ને

ખોટું શું એ નક્કી થયું નથી, માનવ અદૃષ્ટની ચિરંતન સમસ્યાઓમાંથી તો એકેનો હજી નિકાલ થયો નથી.

તમે ખૂબ જાણ્યું છે, ખૂબ મેળવ્યું છે, પણ સુખ પામ્યા છો શું ? અમે વિશ્વસંસારને માયા કહીને બેઠા છીએ અને તમે એને ધ્રુવ સત્ય કહીને વૈતરાં કરી કરીને મરો છો, તે તમે શું અમારા કરતાં વધારે સુખી થયા છો ? તમે રોજ રોજ નવી નવી જરૂરિયાતો ઊભી કરી દરિદ્રોનું દારિદ્ય ઉત્તરોત્તર વધારો છો, ઘરના સ્વાસ્થ્યજનક આશ્રયમાંથી અવિશ્રામ કર્મની ઉત્તેજનામાં ખેંચી લઈ જાઓ છો, કર્મને જ સમસ્ત જીવનનો સ્વામી બનાવી ઉન્માદને વિશ્રામને સ્થાને બેસાડ્યો છે, તમે ચોક્કસ જાણો છો કે તમારી ઉન્નતિ તમને ક્યાં લઈ જાય છે ?

અમે બરાબર જાણીએ છીએ કે અમે ક્યાં આવ્યા છીએ. અમે ઘરમાં થોડી જરૂરિયાતો અને સ્નેહથી પરસ્પરની સાથે બંધાઈને નિત્યનૈમિત્તિક ક્ષુદ્ર નિકટ–કર્તવ્યો કર્યે જઈએ છીએ. અમારી જે કંઈ થોડી સુખ સંપત્તિ છે તે ગરીબ તવંગર, દૂરનાં અને પાસેનાં સગાં સંબંધીઓ, અતિથિ અનુચર અને ભિક્ષુકો બધાં મળીને વહેંચી લઈએ છીએ; શકય એટલાં માણસો શકય એટલાં સુખમાં જીવન વિતાવીએ છીએ, કોઈ કોઈને છોડવા માગતું નથી, અને જીવન સંગ્રામના માર્યા કોઈને કોઈનેય છોડી દેવાની ફરજ પડતી નથી.

ભારતવર્ષે સુખ માગ્યું જ નહોતું. સંતોષ માગ્યો હતો, અને તેણે તેની સર્વતોભાવે સર્વત્ર પ્રતિષ્ઠા કરી છે. હવે તેને કશું કરવાનું રહ્યું નથી. બલકે તે પોતાના વિશ્રામખંડમાં બેસીને તમારો ગાંડો જીવનઉત્પ્લવ જોઈને તમારી સંસ્કૃતિના અંતિમ પરિણામ વિશે મનમાં ને મનમાં સંશય અનુભવી શકે એમ છે. તેને એમ લાગવાનો સંભવ છે કે જતે દહાડે આખરે તમારે જ્યારે એક દિવસ કામ બંધ કરવું પડશે ત્યારે શું આમ ધીરેથી આમ સ્વાભિક રીતે આવા વિશ્રામમાં

તમે ઊતરી શકશો ખરા? અમારી પેઠે આવું કોમળ, આવું સહૃદય પરિણામ મેળવી શકશો ખરા? ઉદ્દેશ્ય જેમ ક્રમે ક્રમે લક્ષ્યમાં નિઃશેષ થઈ જાય છે, ગરમ દિવસ જેમ સૌંદર્યથી પરિપૂર્ણ થઈને સંધ્યાના અંધકારમાં અવગાહન કરે છે, તેવી મધુર સમાપ્તિ પામી શકશો ખરા કે? કે પછી યંત્ર જેમ એકાએક ખોટકાઈ પડે છે, ઉત્તરોત્તર વધારે ને વધારે વરાળ અને ગરમી ભેગી કરી કરીને અંજીન જેમ એકાએક ફાટી જાય છે, એક જ પાટા ઉપર ચાલતી બે સામ સામેથી આવતી ગાડીઓ પરસ્પર અથડાઈને જેમ અકસ્માત્ ઊંધી વળી જાય છે, તેમ પ્રબળ વેગથી એક પ્રકારની અકસ્માત થયા જેવી સમાપ્તિને પામશો?

ગમે તેમ હો, તમે અત્યારે અજાણ્યા સમુદ્રમાં અણશોધાયલા કિનારાની શોધમાં નીકળ્યા છો, એટલે તમારે માર્ગે તમે જાઓ, અમારા ઘરમાં અમે રહીએ, એ જ સારું છે.

પણ માણસ રહેવા ક્યાં દે છે? તમે જ્યારે વિશ્રામ કરવા માગતા હો છો, ત્યારે પૃથ્વીના મોટા ભાગના લોકો થાકયા નથી હોતા. ગૃહસ્થ જ્યારે નિદ્રાતુર હોય છે, ત્યારે ઘરબાર વિનાના લોકો ગમે તેમ રસ્તામાં રખડતા હોય છે.

તે ઉપરાંત એ પણ યાદ રાખવું જોઈએ કે પૃથ્વીમાં જ્યાં આવીને તમે થંભી જશો ત્યાંથી જ તમારા નાશની શરૂઆત થશે. કારણ તમે જ કેવળ અટકી જશો બીજા કોઈ અટકી જવાના નથી. જગત્પ્રવાહની સાથે સમાનગતિએ જો નહિ ચાલી શકો તો પ્રવાહનો સમસ્ત સચલ વેગ તમારી ઉપર આવીને આઘાત કરશે, તમારા એકદમ ફુરચે ફુરચા ઊડી જશે અથવા ધીમે ધીમે ક્ષય પામતાં પામતાં કાલસ્રોતને તળિયે અલોપ થઈ જશો. જોઈએ તો અવિશ્રામ ચાલ ચાલ કરો, અને જીવન–ચર્ચા કરો, નહિ તો વિશ્રામ કરો અને વિલુપ્ત થઈ જાઓ, પૃથ્વીનો એવો નિયમ છે!

એટલે આપણે જગતમાં લુપ્તપ્રાય બની રહેલા છીએ એમાં

કોઈને કશું કહેવાનું નથી, તો એ તે વિશે જ્યારે વિલાપ કરીએ છીએ ત્યારે એવી રીતે કરીએ છીએ કે પહેલાં જે નિયમનો ઉલ્લેખ કરવામાં આવ્યો તે સાધારણ રીતે લાગુ પડે છે ખરો, પરંતુ આપણે એમાં જ એવી એક સગવડ કાઢી લીધી હતી કે આપણને ઘણા દિવસ સુધી એ લાગુ પડયો નહતો. જેમ સામાન્ય રીતે એમ કહી શકાય કે જરા મૃત્યુ એ જગતનો નિયમ છે, પણ યોગીઓએ જીવનશક્તિનો નિરોધ કરીને મરેલા જેવા થઈ જીવતા રહેવાનો એક માર્ગ શોધી કાઢયો હતો. સમાધિ અવસ્થામાં જેમ તેમની વૃદ્ધિ નહોતી તેમ તેમનો ક્ષય પણ નહોતો. જીવનની ગતિને રોધવાથી જ મૃત્યુ આવે છે. પરંતુ જીવનની ગતિને રોધીને જ તેઓ ચિરજીવન મેળવતા.

આપણી જાતિ વિશે પણ એ જ વાત ઘણે અંશે લાગુ પડે છે. બીજી જાતિઓ જે કારણે મરી જાય છે તે જ કારણને ઉપાય બનાવી લઈ આપણી જાતિએ દીર્ઘજીવનનો માર્ગ શોધી કાઢયો હતો. આકાંક્ષાનો આવેગ જ્યારે ક્ષય પામે છે, શ્રાંત ઉદ્યમ જ્યારે શિથિલ બની જાય છે, ત્યારે જાતિ વિનાશ પામે છે. આપણે મહામહેનતે દુરાકાંક્ષાને ક્ષીણ અને ઉદ્યમને જડ બનાવી દઈ સમભાવે આયુષ્યનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો હતો.

કંઈક અંશે એમાં સફળ પણ થયા હતા એમ લાગે છે: ઘડિયાળનો કાંટો આપોઆપ જ જ્યાં અટકી જાય છે ત્યાં જ સમયને પણ કૌશલપૂર્વક અટકાવી દેવામાં આવ્યો હતો. પૃથ્વીમાંથી જીવનને ઘણે અંશે દેશપાર કરીને એવા એક મધ્ય આકાશમાં અદ્ધર રાખી મૂકવામાં આવ્યું હતું જ્યાં પૃથ્વીની ધૂળ ઝાઝી પહોંચતી નહિ, સદા તે નિર્લેપ, નિર્મલ, નિરાપદ રહેતું.

પણ એક લોકવાયકા એવી ચાલી છે કે થોડા સમય પહેલાં કોઈ એક અરણ્યમાંથી એક દીર્ઘજીવી યોગમગ્ન યોગીને કલકત્તામાં લાવવામાં આવ્યો હતો. અહીં બહુ ઉપદ્રવે તેની સમાધિમાં ભંગ

પાડયો એટલે તેનું મરણ નીપજ્યું! આપણી જાતીય યોગનિદ્રાનો પણ તે જ પ્રમાણે બહારના લોકોએ બહુ ઉપદ્રવ કરીને ભંગ કર્યો છે. હવે બીજી જાતિઓની સાથે તેને કશો ભેદ રહ્યો નથી, માત્ર તફાવત એટલો રહ્યો છે કે લાંબો વખત બહારના વિષયોમાં નિરુદ્યમ રહેવાને પરિણામે જીવનપ્રયત્નની તેને ટેવ રહી નથી. યોગમાંથી તે એકદમ ગોલયોગ (ધાંધલ)માં આવી પડયો છે.

પરંતુ થાય શું! હવે હાલ તુરત તો સાધારણ નિયમ પ્રમાણે ચાલુ રીતે આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન કરવો પડશે. દીર્ઘ જટા અને નખ કાપીને નિયમિત સ્નાનાહાર કરીને કંઈક વસ્ત્રાભૂષણ પહેરી હાથપગ ચલાવવામાં પ્રવૃત્ત થવું પડશે.

પરંતુ હમણાં સ્થિતિ એવી થઈ છે કે આપણે જટા નખ કાપી નાખ્યાં છે ખરાં, સંસારમાં પ્રવેશ કરીને લોકોની સાથે ભળવાનું શરૂ કર્યું છે ખરું, પરંતુ મનનો ભાવ હજી બદલી શકયા નથી. હજીયે આપણે કહીએ છીએ કે આપણા પિતૃપુરુષો કેવળ માત્ર હરડેનું સેવન કરી નગ્નદેહે મહત્ત્વને પામ્યા હતા, એટલે અમારી આગળ વસ્ત્રાલંકાર, આહારવિહાર ચલનચાલનનો આટલો બધો સમાદર શાનો હોય? એમ કહીને આપણે ધોતિયાંની પાટલી ફેલાવીને પીઠ ઉપર નાખી બારણા સામે બેસી કર્મક્ષેત્ર પ્રત્યે અલસ ઉદાસીન દૃષ્ટિપાત કરતા વાયુસેવન કર્યા કરીએ છીએ.

એટલું આપણને યાદ નથી કે યોગાસન પર જે પરમ સન્માન-યોગ્ય ગણાય તે સમાજમાં જંગલીપણું ગણાય. પ્રાણ ન હોય તો દેહ જેમ અપવિત્ર ગણાય, તેમ ભાવ ન હોય તો બાહ્ય અનુષ્ઠાન પણ અપવિત્ર ગણાય.

તમારા મારા જેવા માણસો જેઓ તપસ્યા પણ કરતા નથી, હવિષ્ય પણ ખાતા નથી, બૂટમોજાં પહેરીને ટ્રામમાં બેસીને પાન ચાવતા ચાવતા નિયમિત ઑફિસમાં ઇસ્કૂલમાં જઈએ છીએ, જેને

પગથી તે માથા સુધી તીરી તીરીને તપાસીએ તોયે કેમે કરી ખાત્રી થતી નથી કે આ બીજા યાજ્ઞવલ્કય, વશિષ્ઠ, ગૌતમ, જરત્કારુ, વૈશમ્પાયન અથવા ભગવાન કૃષ્ણદ્વૈપાયન છે; જે વિદ્યાર્થીઓને જોઈને હજી સુધી કોઈને એવો ભ્રમ થયો નથી કે આ લોકો વાલખિલ્ય તપસ્વીઓ છે; એક દિવસ ત્રણ સંધ્યા સમયે સ્નાન કરી એક હરડે મોંમાં મૂકે તો જેમને પછી ઉપરાઉપરી થોડા દિવસ ઑફિસ કે કૉલેજમાં ગેરહાજર રહેવાની જરૂર પડે, તેમણે આવો બ્રહ્મચર્યનો બાહ્યાડંબર કરવો, પૃથ્વીના ઘણા ખરા ઉદ્યોગપરાયણ મનુષ્યો પ્રત્યે નાનું નાક ચડાવવું, એ માત્ર અદ્દ્ભુત, અસંગત, હાસ્યકર જ નહિ પણ સંપૂર્ણપણે હાનિકારક છે.

અમુક અમુક કામના અમુક અમુક નિયમ હોય છે. પહેલવાન લંગોટ પહેરીને માટી ચોપડીને છાતી ફુલાવીને ફરે, તો રસ્તાના લોકો તેને વાહવા વાહવા કરે છે, તેનો છોકરો જે તદ્દન માયકાંગલો અને લાચાર હોય, અને મૅટ્રિક સુધી ભણીને આજ પાંચ પાંચ વરસ થયાં કેવળ બેંગોલ સેક્રેટરિયેટની ઑફિસમાં એપ્રેન્ટિસશિપ કરતો હોય, તે પણ જો લંગોટ પહેરે, ધૂળ ચોપડે, અને ઊઠતાં બેસતાં તાલ ઠોકે અને ભાઈ સાહેબને જો કારણ પૂછવામાં આવે તો કહે કે મારા બાપ પહેલવાન હતા, તો બીજા લોકોને ગમે તેટલી મજા પડે, તેના સ્નેહી સંબંધીઓને તેને વિશે વિશેષ ચિંતા થયા વગર રહે નહિ. એટલા માટે કાં તો સાચેસાચ જ તપસ્યા કરો, અથવા તપસ્યાનો આડંબર છોડી દો.

જૂના જમાનામાં બ્રાહ્મણોનો એક જુદો જ વર્ગ હતો, તેમના ઉપર એક વિશેષ કામનો ભાર હતો. તે કામને માટે વિશેષ ઉપયોગી થવાને માટે તેઓએ પોતાની આસપાસ કેટલાંક આચરણ અનુષ્ઠાનની સીમા–રેખા આંકી હતી. ખૂબ સાવચેતી પૂર્વક તેઓ પોતાના ચિત્તને સીમારેખાની બહાર વિખરાવા દેતા નહિ. દરેક કામને જ આવી એક ઉપયોગી સીમા હોય છે, જે બીજા કામને બાધારૂપ થઈ પડે છે.

કંદોઈની દુકાનમાં વકીલ પોતાનો ધંધો ચલાવવા જાય તો હજારો મુશ્કેલીઓ નડ્યા વિના રહે જ નહિ, અને ભૂતપૂર્વ વકીલની ઑફિસમાં જો કંઈ કારણસર કંદોઈની દુકાન ખોલવી પડે તો ટેબલ ખુરશી કાગળપત્ર અને હારની હાર ગોઠવેલા લૉરિપોર્ટ પ્રત્યે મમતા બતાવવી પોસાય ખરી ?

વર્તમાન કાળમાં બ્રાહ્મણનું તે વિશેષત્વ રહ્યું નથી. કેવળ અધ્યયન, અધ્યાપન અને ધર્માલોચનામાં તેઓ રોકાયલા રહ્યા નથી. તેઓમાંના મોટા ભાગના નોકરી કરે છે, કોઈ તપસ્યા કરતું દેખાતું નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર જાતિ વચ્ચે કશું કાર્યનું જુદાપણું જોવામાં આવતું નથી, એવી પરિસ્થિતિમાં બ્રાહ્મણ્યની વાડમાં પુરાઈ રહેવામાં કશી સગવડ કે સાર્થકતા નજરે પડતી નથી.

પરંતુ હમણાં એવું થઈ ગયું છે કે બ્રાહ્મણ ધર્મ કેવળ બ્રાહ્મણને જ બાંધે છે એમ નથી, શૂદ્રો,—શાસ્ત્રનાં બંધન જેમને માટે કદી દૃઢ હતાં જ નહિ તેઓ—પણ કોઈ એક તર્કે પેલી વાડમાં દાખલ થઈને બેઠા છે, હવે કેમે કર્યા જગ્યા છોડવા તૈયાર નથી.

પહેલાંના જમાનામાં બ્રાહ્મણોએ કેવળ જ્ઞાન અને ધર્મનો અધિકાર ગ્રહણ કરેલો હતો એટલે સ્વાભાવિક રીતે જ શૂદ્રોની ઉપર સમાજનાં અનેકવિધ ક્ષુદ્ર કામોનો ભાર હતો, એટલે તેમના ઉપરથી આચારવિચાર યંત્રતંત્રનાં હજારો બંધનના પાશ ઉઠાવી લઈ તેમની હેરફેરને ખૂબ અવ્યાહત રાખવામાં આવી હતી. અત્યારે ભારતવ્યાપી એક પ્રકાંડ કરોળિયાના જાળામાં બ્રાહ્મણ શૂદ્ર બધા જ હાથે પગે બંધાઈને મડદાંની જેમ નિશ્ચલ પડેલા છે. નથી તો તેઓ પૃથ્વીનું કામ કરતા, નથી તેઓ પારમાર્થિક યોગસાધના કરતા. પહેલાં જે જે કામો હતાં તે પણ બંધ થઈ ગયાં છે, અને આજે જે કામ આવશ્યક થઈ પડ્યાં છે તેમાં પણ પગલે પગલે અડચણ નાખવામાં આવે છે.

એટલે આપણે સમજવું જોઈએ કે અત્યારે આપણે જે સંસારમાં

અચાનક આવી પડ્યા છીએ ત્યાં પ્રાણ અને મનનું રક્ષણ કરવું હોય તો સર્વદા ક્ષુદ્ર ક્ષુદ્ર આચારવિચાર વિશે ચૂંધી કરી કરીને વસ્ત્રનો છેડો ઊંચો કરીને, નાકનું ટેરવું ચઢાવીને ખૂબ સાવચેતીથી પૃથ્વી ઉપર ચાલ્યે ચાલવાનું નથી,—જાણે આ વિશાલ વિશ્વસંસાર એક ઊકરડો ન હોય; શ્રાવણ મહિનાનો કાચો રસ્તો, પવિત્ર વ્યક્તિના કમલચરણને માટે અયોગ્ય છે. હવે જો પ્રતિષ્ઠા જોઈતી હોય તો મનની વિશાળ ઉદારતા, સર્વાંગીણ નિરામય સ્વસ્થતા, શરીર અને બુદ્ધિની બલિષ્ઠતા, જ્ઞાનની વિશાલતા, અને વિશ્રામહીન તત્પરતા હોવી જોઈએ.

સાધારણ પૃથ્વીનો સ્પર્શ પ્રયત્નપૂર્વક ટાળીને મહામાન્ય પોતાની જાતને સદા ધોઈ માંજીને ઢાંકી ઢૂંકીને બીજા બધાને હલકા કહી તેમની ઘૃણા કરી આપણે જે રીતે ચાલતા હતા, તેને આધ્યાત્મિક બાબુગીરી કહે છે—એ જાતની અતિ વિલાસિતાથી મનુષ્યત્વ ધીમે ધીમે અકર્મણ્ય અને વંધ્ય થઈ જાય છે.

જડ વસ્તુને જ કાચના આવરણમાં ઢાંકી રાખી શકાય. જીવને પણ જો અત્યંત સ્વચ્છ રાખવાને માટે નિર્મલ સ્ફટિકના આચ્છાદનમાં રાખવામાં આવે તો ધૂળને તો અટકાવી શકાય એ ખરું, પણ તેની સાથોસાથ સ્વાસ્થ્ય પણ અટકે, મલિનતા અને જીવન બંનેને જ યથાસંભવ ઓછાં કરવામાં આવે.

આપણા પંડિતો કહે છે કે આપણે જે એક પ્રકારની આશ્ચર્યકારક આર્ય પવિત્રતા મેળવી છે તે બહુ સાધનાનું ફળ છે, તે બહુ પ્રયત્નપૂર્વક સાચવવા જેવી વસ્તુ છે; એટલા માટે જ આપણે મ્લેચ્છ યવનોના સંસર્ગનો બધી રીતે ત્યાગ કરવાનો પ્રયત્ન કરીએ છીએ.

આ વિશે બે વાત કહેવાની છે. એક તો આપણે બધા જ ખાસ કરીને પવિત્રતાનું સેવન કરતા હોઈએ છીએ એમ નથી હોતું, છતાં માનવજાતિના મોટા ભાગને અપવિત્ર માનીને એક ખોટો અન્યાય,

અમૂલક અહંકાર, પરસ્પરમાં અનર્થક અંતર ઊભું કરવામાં આવે છે. એ પવિત્રતાને નામે આ વિજાતીય માનવની ઘૃણા આપણા ચરિત્રમાં કીડાની જેમ જે કાર્ય કરે છે, તેનો ઘણા અસ્વીકાર કરે છે, તેઓ અમ્લાન મુખે કહે છે, કે અમે ક્યાં ઘૃણા કરીએ છીએ? અમારા તો શાસ્ત્રમાં જ લખેલું છે કે वसुधैव कुटुम्बकम्. શાસ્ત્રમાં શું લખેલું છે, અને બુદ્ધિમાનની વ્યાખ્યા પ્રમાણે તેનો શો અર્થ થાય, તેનો વિચાર કરવાનો નથી, પરંતુ આચારમાં શું પ્રગટ થાય છે, અને તે આચરણનું મૂળ કારણ ગમે તે હો, તેના ઉપરથી સામાન્ય માનવ–ઘૃણા ઉત્પન્ન થાય છે કે નહિ, અને કોઈ એક જાતિના આપામાર સામાન્ય લોકો બીજી બધી જાતિને વગર વિચારે ઘૃણા કરવાને અધિકારી છે કે નહિ તેનો જ વિચાર કરી જોવાનો છે.

બીજી એક વાત—જડ વસ્તુ જ બાહ્ય મલિનતાથી કલંકિત થાય છે. શોખનાં કપડાં જ્યારે પહેરીને ફરીએ છીએ ત્યારે ખૂબ સાવચેતીથી ચાલવું પડે છે. રખેને ધૂળ લાગે, પાણી લાગે, કોઈ જાતનો ડાઘ લાગે, એ બીક ખૂબ સાવચેતીથી બેસવું પડે છે. પવિત્રતા જો પોશાક હોય તો જ આમ બી બીને ચાલવું પડે કે રખેને આ અડી જશે તો કાળી થઈ જશે, પેલાની હવા લાગશે તો ડાઘ પડી જશે. આવી એક જાતની પોશાકી પવિત્રતા ધારણ કરીને સંસારમાં રહેવું એ કેવી વિષમ વિપત્તિ કહેવાય! જનસમાજના રણક્ષેત્રમાં, કર્મક્ષેત્રમાં અને રંગભૂમિમાં એ સુવ્યવસ્થિત પવિત્રતાને સંભાળીને ચાલવું અત્યંત કઠણ થઈ પડે છે એટલે પવિત્રતાની વાઈ વળગેલો અભાગી જીવ પોતાનું હરવા ફરવાનું ક્ષેત્ર અત્યંત સંકુચિત કરી નાખે છે, પોતાને કપડાં લત્તાંની પેઠે હમેશાં પેટીમાં મૂકી રાખે છે, મનુષ્યનો સંપૂર્ણ વિકાસ કદી એનાથી સાધી શકાતો નથી.

આત્માની આંતરિક પવિત્રતાના પ્રભાવથી બાહ્ય મલિનતાની કેટલેક અંશે ઉપેક્ષા કર્યા વિના ચાલતું નથી. અત્યંત રૂપ માટે મથનાર

વ્યક્તિ વર્ણ બગડવાની બીકે પૃથ્વીની ધૂળ, માટી, વરસાદ, તડકો અને પવન એ બધાંથી હમેશાં ડરીને ચાલે છે, અને માખણનું પૂતળું બનીને નિરાપદ સ્થાને વિરાજે છે. તે ભૂલી જાય છે કે વર્ણની સુકુમારતા તો સૌંદર્યનું એક બાહ્ય ઉપાદાન છે. પરંતુ સ્વાસ્થ્ય તો તેની એક પ્રધાન આભ્યંતરિક પ્રતિષ્ઠાભૂમિ છે—જડ વસ્તુને એ સ્વાસ્થ્યની જરૂર હોતી નથી એટલે તેને ઢાંકી રાખવામાં કંઈ નુકસાન નથી. પરંતુ આત્માને જો મૃત ન માનતા હો, તો થોડે અંશે મલિનતાનો ભય હોવા છતાં તેના સ્વાસ્થ્ય ખાતર, તેને બળ મળે એટલા ખાતર તેને સાધારણ જગતના સંસર્ગમાં લાવવાની જરૂર છે.

આધ્યાત્મિક બાબુગીરી શબ્દ મેં શા માટે વાપર્યો હતો તે હવે સમજાશે. વધારે પડતી બાહ્ય સુખપ્રિયતાને જ વિલાસિતા કહે છે, તેજ પ્રમાણે વધારે પડતી બાહ્ય પવિત્રતાપ્રિયતાને આધ્યાત્મિક વિલાસિતા કહે છે. ખાવામાં સૂવામાં બેસવામાં જરા આઘું પાછું થતાં જ જે સુકુમાર પવિત્રતા ખંડિત થઈ જાય છે તે બાબુગીરીનું જ અંગ ગણાય. અને દરેક પ્રકારની બાબુગીરી જ મનુષ્યત્વના બળવીર્યનો નાશ કરનાર હોય છે.

સંકુચિતતા અને નિર્જીવતા ઘણે ભાગે સહીસલામત હોય છે એ વાતનો અસ્વીકાર થઈ શકે એમ નથી. જે સમાજમાં માનવ પ્રકૃતિનો સમ્યક્ વિકાસ અને જીવનનો પ્રવાહ હોય છે, તે સમાજને પુષ્કળ ઉપદ્રવ સહન કરવા પડે છે, એ વાત સાચી છે. જ્યાં જીવન વધારે હોય છે, ત્યાં સ્વાધીનતા વધારે હોય છે, અને ત્યાં વૈચિત્ર્ય પણ વધારે હોય છે. ત્યાં સારું અને માઠું બંને પ્રબળ હોય છે. જો માણસના દાંત નખ ઉખાડી નાખી, આહાર ઓછો કરી દઈ બે વેળ ચાબુકનો ભય બતાવવામાં આવે તો એક જાતનાં ચાલવાની શક્તિ વગરનાં અતિ નિરુપદ્રવી પાળેલાં પ્રાણી બની જાય, જીવ સ્વભાવનું વૈચિત્ર્ય બિલકુલ લોપ પામે, અને જોઈને એવું લાગે કે ભગવાને

આ પૃથ્વીને એક વિશાળ પિંજરરૂપે સરજેલી છે, જીવોની આવાસ-ભૂમિ બનાવેલી નથી.

પરંતુ સમાજની જે બધી પ્રાચીન ધાવો છે તે એમ માને છે કે તંદુરસ્ત બાળક તોફાની હોય છે, અને તોફાની બાળક ક્યારેક દોડાદોડ કરે છે, ક્યારેક બહાર જવા માગે છે, તેને લઈને ભારે ઝંઝટ પેદા થાય છે, માટે તેના મોઢામાં થોડું અફીણ મૂકી તેને જો મૃતપ્રાય કરી રાખવામાં આવે તો જ ખાસે નિશ્ચિંત મને ઘરકામ કરી શકાય.

સમાજ જેમ જેમ ઉન્નતિ પામતો જાય છે તેમ તેમ તેની જવાબદારી અને કર્તવ્યની જટિલતા સ્વાભાવિક રીતે જ વધતી જાય છે:—જો આપણે એમ કહીએ કે અમે આટલાં બધાંને નહિ પહોંચી વળી શકીએ, અમારામાં એટલો ઉદ્યમ નથી, શક્તિ નથી; જો આપણાં માતપિતા કહે કે પુત્રપુત્રીઓ લાયક ઉમ્મરનાં થાય ત્યાં સુધી અમે એમને મનુષ્યત્વ આપવા અશક્ત છીએ પણ માણસને માટે જેટલું વહેલું સંભવિત હોય (એટલું જ નહિ, અસંભવિત કહીએ તો યે ચાલે) તેટલા વહેલાં અમે માતાપિતા થવા તૈયાર છીએ; જો આપણા વિદ્યાર્થીઓ કહે કે સંયમ અમારે માટે અસાધ્ય છે, શરીર મનની સંપૂર્ણતા મેળવવાને માટે રાહ જોવાને અમો છેક જ અસમર્થ છીએ, અકાળે અપવિત્ર દાંપત્ય અમારે માટે અત્યંત આવશ્યક છે અને હિંદુપણું પણ એ જ આજ્ઞા કરે છે—અમારે નથી જોઈતી ઉન્નતિ, નથી જોઈતી ઝંઝટ—અમારું તો આ પ્રમાણે જ ખાસું ચાલ્યું જશે, તો નિરુત્તર રહેવું પડે. પરંતુ એટલી વાત તો કહેવી જ પડે કે હીનતાને હીનતા તરીકે જાણવી એ પણ સારું છે, પરંતુ બુદ્ધિને જોરે નિર્જીવતાને સાધુતા અને અશક્તિને સર્વશ્રેષ્ઠતા તરીકે સાબિત કરીએ તો સદ્‌ગતિનો માર્ગ બિલકુલ બધી મેરથી બંધ થઈ જાય.

સર્વાંગીણ મનુષ્યત્વ પ્રત્યે જો આપણને શ્રદ્ધા અને વિશ્વાસ

હોય તો આ બધી ચર્ચા ઊપડતી જ નથી. તો તો કૌશલસાધ્ય વ્યાખ્યાદ્વારા પોતાને ભોળવીને કેટલાક સંકુચિત બાહ્ય સંસ્કારમાં પોતાને પૂરી મૂકવાનું મન જ થતું નથી.

આપણે જ્યારે ખરેખર એક જાતિના નામને શોભાવે એવી જાતિ હતા, ત્યારે આપણી પાસે યુદ્ધ, વાણિજ્ય, શિલ્પ, વિદેશમાં આવજા, બીજી પ્રજાઓની સાથે વિવિધ વિદ્યાની આપલે, દિગ્વિજયી બળ અને વિચિત્ર ઐશ્વર્ય—એ બધું હતું. આજે અનેક વર્ષોના અને અનેક ભેદોના અંતરેથી કાળના સીમા પ્રાંત ઉપર આપણે તે ભારત સંસ્કૃતિને પૃથ્વીથી ખૂબ દૂર આવેલું એક તપઃપૂત હોમધૂમરચિત અલૌકિક સમાધિ રાજ્ય હોય એમ જોઈ શકીએ છીએ, અને આપણા આ આજના સ્નિગ્ધચ્છાય કર્મહીન નિદ્રાલસ નિસ્તબ્ધ ગામડાની સાથે તેનું કેટલુંક ઐક્ય અનુભવીએ છીએ, પરંતુ તે કદી યે સાચું નથી.

આપણે જે કલ્પના કરીએ છીએ કે આપણી સંસ્કૃતિ કેવળ આધ્યાત્મિક હતી; આપણા ઉપવાસક્ષીણ પૂર્વજો પ્રત્યેક જણ એકલા એકલા બેસી પોતાના જીવાત્માને હાથમાં લઈ આખો વખત તેને સરાણ પર ચડાવ્યા કરતા હતા, તેને બિલકુલ કર્માતીત અતિ સૂક્ષ્મ જ્યોતિની રેખા જેવા બનાવી દેવાનો પ્રયત્ન કરતા હતા, એ કેવળ કલ્પના જ છે.

આપણી તે સર્વાંગસંપન્ન પ્રાચીન સંસ્કૃતિ ઘણા દિવસ થયાં પંચત્વને પામી ગઈ છે, આપણો વર્તમાન સમાજ તેની જ પ્રેતયોનિ માત્ર છે. આપણા અવયવોના સરખાપણાને આધારે આપણે માનીએ છીએ કે આપણી પ્રાચીન સંસ્કૃતિને પણ આ જ પ્રમાણે દેહનો લેશ પણ હતો નહિ, ફક્ત એક પ્રકારની આધ્યાત્મિકતા હતી. તેમાં પૃથ્વી પાણી કે તેજનો સ્પર્શ સુદ્ધાં નહોતો; કેવળ થોડા વાયુ અને વ્યોમ હતાં.

એક મહાભારત વાંચીએ તો ય ખબર પડી જાય કે આપણી

તે જમાનાની સંસ્કૃતિમાં જીવનનો આવેગ કેટલો બળવાન હતો. તેમાં કેટલાં પરિવર્તન, કેટલા સમાજવિપ્લવ, કેટલી વિરોધી શક્તિઓનો સંઘર્ષ જોવામાં આવે છે. તે સમાજ કોઈ પણ એક પરમ બુદ્ધિમાન શિલ્પચતુર વ્યક્તિનો સ્વહસ્તરચિત અતિ સુંદર વ્યવસ્થિત સમભાવ-યુક્ત યંત્રનો સમાજ નહોતો. તે સમાજમાં એક બાજુએ લોભ, હિંસા, ભય, દ્વેષ, અસંયત અહંકાર અને બીજી બાજુએ વિનય, વીરત્વ, આત્મત્યાગ, ઉદાર મહત્ત્વ અને અપૂર્વ ભલમનસાઈ મનુષ્ય ચરિત્રને સર્વદા વલોવી નાખીને જાગ્રત રાખતાં હતાં. તે સમાજમાં બધા પુરુષો સજ્જન, બધી સ્ત્રીઓ સતી, બધા બ્રાહ્મણો તપ:પરાયણ નહોતા. તે સમાજમાં વિશ્વામિત્ર ક્ષત્રિય હતા, દ્રોણ, કૃપ, પરશુરામ બ્રાહ્મણ હતા, કુંતી સતી હતી, ક્ષમાપરાયણ યુધિષ્ઠિર ક્ષત્રિય પુરુષ હતા, અને શત્રુરક્તલોલુપા તેજસ્વિની દ્રૌપદી રમણી હતી ! તે વખતનો સમાજ સારું અને ખોટું, અંધકાર અને પ્રકાશ—એ બધાંને લીધે જીવનનાં લક્ષણોવાળો હતો; માનવ-સમાજ અંકિત, વિભક્ત, સંયત, સમાહિત કલાકૃતિ જેવો નહોતો. અને તે વિપ્લવસંક્ષુબ્ધ, વિચિત્ર માનવ વૃત્તિના સંઘાતદ્વારા સદાજાગ્રત શક્તિપૂર્ણ સમાજમાં આપણી પ્રાચીન વ્યૂઢોરસ્ક શાલપ્રાંશુ સંસ્કૃતિ ઉન્નત મસ્તકે વિહરતી હતી.

તે પ્રબળ વેગવાન સંસ્કૃતિને આજે આપણે બિલકુલ નિરીહ, નિર્વિરોધ, નિર્વિકાર, નિરાપદ, નિર્જીવ કલ્પી લઈને કહીએ છીએ કે અમે તે જ સભ્ય જાતિના છીએ, અમે તે જ આધ્યાત્મિક આર્યો છીએ; અમે તો માત્ર જપતપ કરીશું, પક્ષાપક્ષી કરીશું, સમુદ્રયાત્રાનો નિષેધ કરી, બીજી જાતિઓને અસ્પૃશ્ય વર્ગમાં ગણી, અમે તે મહાન પ્રાચીન હિંદુ નામને સાર્થક બનાવીશું.

પરંતુ એના કરતાં જો સત્ય વહાલું ગણીએ, માન્યતા પ્રમાણે કાર્ય કરીએ, ઘરનાં છોકરાંને ઢગલાબંધ જૂઠમાં ગોળમટોળ બોજારૂપ ન બનાવતાં સત્યનું શિક્ષણ આપી સરલ, સબળ, દૃઢ બનાવીને

ઉન્નત મસ્તકે ઊભા રહેતાં કરી શકીએ, જો મનમાં એવી નિરભિમાન ઉદારતા સેવી શકીએ કે ચારે કોરથી જ્ઞાન અને મહત્ત્વને આનંદ અને વિનયપૂર્વક આદરમાન સાથે બોલાવી લાવીએ, જો સંગીત, શિલ્પ, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિવિધ વિદ્યાની આલોચના કરી, દેશ વિદેશમાં મુસાફરી કરી, પૃથ્વીમાં બધું તીરીતીરીને (ઝીણવટપૂર્વક) જોઈને પોતાને બધી દિશામાં સ્વતંત્ર અને વિકસિત કરી શકીએ, તો હું જેને 'હિંદુવેડા' કહું છું તે ટકશે કે કેમ એ કહી શકતો નથી, પરંતુ પ્રાચીન કાળમાં જે સજીવ, સચેષ્ટ, તેજસ્વી હિંદુ સંસ્કૃતિ હતી તેની સાથે આપણું ઘણી બાબતમાં ઐક્ય સાધી શકીશું.

અહીં મને એક તુલના સૂઝે છે. વર્તમાન કાળમાં ભારતવર્ષની પ્રાચીન સભ્યતા ખાણમાંના પથ્થરિયા કોલસા જેવી છે. એક સમયે જ્યારે તેમાં વધઘટનો અને આપલેનો નિયમ ચાલુ હતો ત્યારે તે વિપુલ અરણ્યરૂપે જીવતો હતો. ત્યારે તેમાં વસંતવર્ષાનો સજીવ સમાગમ અને ફલપુષ્પપલ્લવનો સ્વાભાવિક વિકાસ થતો હતો. અત્યારે હવે તેનામાં વૃદ્ધિ નથી, ગતિ નથી એટલે કંઈ તે બિનજરૂરી છે એમ નથી. તેમાં અનેક યુગની ગરમી અને પ્રકાશ ગુપ્ત ભાવે વિરાજે છે પરંતુ આપણે મન તે અંધકારમય અને શીતલ છે. આપણે તેમાંથી કેવળ રમતમાં ગાઢા કાળા રંગના અહંકારના સ્તંભો રચીએ છીએ. કારણ, પોતાના હાથમાં જો અગ્નિશિખા ન હોય તો કેવળ માત્ર ગવેષણાદ્વારા પુરાણકાળના તળિયામાં બખોલો ખોદી ગમે એટલા પ્રાચીન ખનીજ પિંડો ભેગા કરી આણો પણ તે નકામા છે. તે પણ આપણે ભેગા કરતા નથી. અંગ્રેજોની રાણીગંજની દુકાનેથી ખરીદી લાવીએ છીએ. તેમાં કંઈ દુઃખ નથી. પણ આપણે શું કરીએ છીએ? અગ્નિ તો છે નહિ, માત્ર ફૂંક મારીએ છીએ, કાગળ હલાવીને પવન નાખીએ છીએ, અને કોઈ કોઈ વળી તેને કપાળે સિંધુર ચોપડી સામે બેસી ભક્તિપૂર્વક ઘંટડી હલાવે છે.

પોતામાં સજીવ મનુષ્યત્વ હોય તો જ પ્રાચીન અને આધુનિક મનુષ્યત્વને, પૂર્વ અને પશ્ચિમના મનુષ્યત્વને, પોતાના કામમાં લઈ શકાય.

મરેલો માણસ જ્યાં પડયો હોય સંપૂર્ણપણે ત્યાંનો જ ગણાય. જીવતો માણસ તો દશે દિશાના કેન્દ્રમાં રહેલો છે; તે ભિન્નતામાં ઐક્ય અને વિપરીતની વચમાં સેતુ સ્થાપી બધાં સત્યો ઉપર પોતાનો અધિકાર વિસ્તારે છે; એક બાજુ ઢળી પડયા વગર દશે દિશામાં ફેલાવું એને જ તે પોતાની સાચી ઉન્નતિ માને છે.

૧૨૯૮. (૧૮૯૧)

# નવવર્ષ*

હાલમાં આપણે મન કામનું ગૌરવ અત્યંત વધારે છે. હાથ આગળ હોય કે દૂર હોય, દિવસે હોય કે રાતે હોય, કામ કરવું જ જોઈએ. શું કરીએ, શું કરીએ—ક્યાં મરવું જોઈએ—ક્યાં આત્મત્યાગ કરવો જોઈએ, એની જ આપણે અશાંત ચિત્તે શોધ કરીએ છીએ. યુરોપમાં ઝૂંસરી સોતા મરવું એ એક ગૌરવની વાત ગણાય છે. કાર્ય, અકાર્ય, અકારણ કાર્ય, ગમે તેમ કરીને પણ જીવનના છેલ્લા શ્વાસ સુધી દોડધામ કરીને ધાંધલ ધમાલ કરીને મરવું જોઈએ! આ કર્મની ચગડોળના ફેરનો નશો જ્યારે કોઈ એક જાતિને ચડે છે, ત્યારે પૃથ્વીમાં પછી શાંતિ રહેતી નથી. ત્યારે દુર્ગમ હિમાલયના શિખર ઉપર જે ચમરી આજ સુધી નિરુદ્વેગે જીવન ગાળતી આવી હતી, તેઓ એકાએક શિકારીની ગોળીથી પ્રાણત્યાગ કરે છે. વિશ્વાસુ દિલનાં સીલ અને પેંગ્વિન પક્ષી આજ સુધી જનશૂન્ય તુષારની મરુ ભૂમિમાં નિર્વિરોધે પ્રાણ ધારણ કરવાનું સુખ ભોગવતાં આવ્યાં હતાં,—એકાએક તે નિરુપદ્રવી પ્રાણીઓનાં રક્તથી અકલંક શુભ્ર

*બોલપુર શાંતિનિકેતન આશ્રમમાં વાંચેલો.

નીહાર રંગાઈ જાય છે. કોણ જાણે કયાંથી વણિકની તોપ શિલ્પ-નિપુણ પ્રાચીન ચીનના કંઠમાં અફીણના ગોળા વરસાવે છે,—અને આફ્રિકાનું એકાંત અરણ્યસમાચ્છન્ન કૃષ્ણત્વ સંસ્કૃતિના વજ્રથી વિદીર્ણ થઈને આર્તસ્વર કરી પ્રાણત્યાગ કરે છે.

અહીં આશ્રમમાં નિર્જન પ્રકૃતિની વચમાં સ્થિર થઈને બેસીએ તો અંતરમાં સ્પષ્ટ એવો અનુભવ થાય કે હોવું એ જ જગતનો ચરમ આદર્શ છે, કરવું એ નહિ. પ્રકૃતિમાં કર્મનો પાર નથી, પરંતુ તે કર્મને પડદા પાછળ રાખી તે પોતાને હોવામાં જ પ્રગટ કરે છે. પ્રકૃતિના મુખ તરફ જ્યારે જ્યારે જોઈએ છીએ ત્યારે ત્યારે તે અક્લિષ્ટ અક્લાન્ત, માલમ પડે છે, જાણે તે કોઈના નિમંત્રણથી શણગાર સજીને વિસ્તીર્ણ નીલાકાશમાં આરામથી બેઠી છે. એ નિખિલ-ગૃહિણીનું રાંધણિયું કયાં છે, ખાંડણિયું કયાં છે, કયા ભંડારમાં એનાં નાનાવિધ આકારનાં વાસણો એક ઉપર એક ખડકેલાં છે? એના જમણા હાથમાંની કડછી સાણસી પણ આભરણ હોય એવો ભ્રમ થાય છે, એનું કામ લીલા જેવું લાગે છે, એનું ચાલવું નૃત્ય અને પ્રયત્ન તે ઔદાસીન્ય જેવાં લાગે છે. ઘૂમતાં ચક્રોને નીચે છુપાવી રાખી સ્થિતિને જ ગતિની ઉપર રાખી, પ્રકૃતિ પોતાને સદાકાળ પ્રકાશિત રાખે છે—ઊંચે શ્વાસે કર્મના વેગથી પોતાને અસ્પષ્ટ થવા અને ભેગાં થતાં કામોના ઢગલામાં પોતાને ઢંકાઈ જવા દેતી નથી.

એ કર્મની ચારે બાજુ અવકાશ રાખવો, ચાંચલ્યને ધ્રુવ શાંતિ-દ્વારા શોભાયમાન બનાવી રાખવું,—એ જ પ્રકૃતિની નિત્યનૂતનતાનું રહસ્ય છે. કેવળ નૂતનતા જ નહિ, એ જ તેનું બળ છે.

ભારતવર્ષે પોતાના અંતઃકરણમાં પોતાના તપ્તતામ્ર આકાશ પાસેથી, પોતાના શુષ્ક ધૂસર વેરાન પ્રદેશો પાસેથી, પોતાના જ્વલ-જ્જટામંડિત વિરાટ મધ્યાહ્નની પાસેથી, પોતાની નિકષકૃષ્ણ નિઃશબ્દ રાત્રિની પાસેથી આ ઉદાર શાંતિ, આ વિશાળ સ્તબ્ધતા મેળવી છે. ભારતવર્ષ કર્મનું ગુલામ નથી.

બધી પ્રજાઓનો સ્વભાવગત આદર્શ એક નથી હોતો—એ વિશે દુઃખ કરવાનું મને કશું કારણ જણાતું નથી. ભારતવર્ષે માણસને ઉલ્લંઘી જઈને કર્મને મોટું બનાવી દીધું નથી. ફલાકાંક્ષાહીન કર્મને માહાત્મ્ય આપી તેણે ખરું જોતાં કર્મને સંયત બનાવી દીધું છે. ફળની આકાંક્ષા ઉખાડી નાખીએ એટલે કર્મનો ઝેરી દાંત જ ભાંગી જાય છે. એ રીતે માણસને, કર્મની ઉપર પણ પોતાને જાગ્રત કરવાનો અવકાશ મળે છે. 'હોવું' એ જ આપણા દેશનું ચરમ લક્ષ્ય છે, 'કરવું' એ તો ઉપલક્ષ્ય માત્ર છે.

વિદેશ સાથેના સંઘાતને લીધે આ પ્રાચીન સ્તબ્ધતા ખળભળી ઊઠી છે. એથી આપણા બળમાં વધારો થાય છે એવું હું માનતો નથી. એથી આપણી શક્તિનો ક્ષય થાય છે. એથી રોજ રોજ આપણી નિષ્ઠા વિચલિત, આપણું ચારિત્ર છિન્નભિન્ન, આપણું ચિત્ત વિક્ષિપ્ત અને આપણા પ્રયત્ન વ્યર્થ થાય છે. પહેલાંના સમયમાં ભારતવર્ષની કાર્યપ્રણાલી અતિ સહજ, સરલ, અતિ પ્રશાંત, અને છતાં અત્યંત દૃઢ હતી. તેમાં આડંબર નામે નહોતો, તેમાં શક્તિનો નકામો અપવ્યય નહોતો. સતી સ્ત્રી અનાયાસે જ સ્વામીની ચિતામાં ચડી જતી, સૈનિક સિપાઈઓ અકાતરતાપૂર્વક જ ચણા ચાવીને લડાઈ કરવા જતા, આચારનું રક્ષણ કરવા માટે બધી અગવડોને વેઠવી, સમાજના રક્ષણને માટે વધારેમાં વધારે દુઃખ ભોગવવું અને ધર્મના રક્ષણને માટે પ્રાણ પાથરવા, એ ત્યારે અત્યંત સહજ હતું. નિસ્તબ્ધતાની એ ભીષણ શક્તિ હજી પણ ભારતવર્ષમાં સંચિત રહેલી છે; આપણે પોતે જ એને ઓળખી શકીએ. દારિદ્ર્યનું જે કઠોર બળ, મૌનનો જે સ્તંભિત આવેગ, નિષ્ઠાની જે કઠોર શાંતિ અને વૈરાગ્યનું જે ઉદાર ગાંભીર્ય છે, તેને શિક્ષણથી ચંચલ બનેલા આપણે કેટલાક યુવકો વિલાસથી, અવિશ્વાસથી, અનાચારથી, અનુકરણથી, હજી યે ભારતવર્ષમાંથી દૂર કાઢી શક્યા નથી. સંયમદ્વારા, વિશ્વાસદ્વારા, ધ્યાનદ્વારા આ મૃત્યુભયહીન આત્મસમાહિત શક્તિ ભારતવર્ષની મુખશ્રીમાં

મૃદુતા અને મજ્જામાં કાઠિન્ય, લોકવ્યવહારમાં કોમલતા અને સ્વધર્મ-રક્ષામાં દઢતા અર્પી રહી છે. શાંતિના કાર્યમાં રહેલી આ વિપુલ શક્તિનો અનુભવ કરવો પડશે, સ્તબ્ધતાના આધારભૂત આ પ્રકાંડ કાઠિન્યને ઓળખવું પડશે. અનેક દુર્ગતિમાં અનેક શતાબ્દિઓ સુધી ભારતવર્ષની આ અંતરનિહિત શક્તિ જ આપણું રક્ષણ કરતી આવી છે, અને વખત આવ્યે આ દીનહીન વેશવાળી, ભૂષણહીન, વાણીહીન, નિષ્ઠાદઢિષ્ઠ શક્તિ જ જાગ્રત થઈને સમસ્ત ભારતવર્ષ ઉપર પોતાના અભયવરદ હસ્ત ફેલાવશે.—અંગ્રેજી કોટ, અંગ્રેજની દુકાનનો અસબાબ, અંગ્રેજી માસ્તરની વાક્છટાની અવિકલ નકલ ક્યાંય રહેવાનાં નથી, કશા કામમાં આવવાનાં નથી. આપણે આજે અવજ્ઞાપૂર્વક જેના તરફ જોતા સુદ્ધાં નથી, જેને જાણી પણ શકતા નથી, અંગ્રેજી સ્કૂલની બારીમાં બેસી જેનો શણગાર વિનાનો આભાસ સુદ્ધાં નજરે પડતાં વેંત આપણે લાલ લાલ થઈ જઈને મોં ફેરવી લઈએ છીએ, તે જ સનાતન બૃહત્ ભારતવર્ષ છે, તે આપણા વક્તાઓના વિલાયતી પટતાલે સભાએ સભામાં નાચતું ફરતું નથી,—તે આપણી નદીઓને તીરે, રુદ્ર આતપાકીર્ણ, વિસ્તીર્ણ, ધૂસર વગડામાં કૌપીન ધારણ કરીને, તૃણાસન ઉપર એકલું મૌન બેઠું છે. તે બલિષ્ઠ ભીષણ છે, દારુણ સહિષ્ણુ છે, ઉપવાસ વ્રતધારી છે—તેના કૃશ પંજરની અંદર પ્રાચીન તપોવનનો અમૃત, અશોક, અભય હોમાગ્નિ આજે યે સળગ્યા કરે છે. અને આજકાલનો અનેકવિધ આડંબર, આસ્ફાલન, કરતાળી, મિથ્યાવચન, જે આપણાં પોતાનાં રચેલાં છે, જેને સમસ્ત ભારત-વર્ષમાં આપણે એક માત્ર સત્ય, એક માત્ર બૃહત્ તરીકે માનીએ છીએ, જે મુખર છે, જે ચંચલ છે, જે ઉદ્વેલિત પશ્ચિમ સમુદ્રે ઉદ્ગીર્ણ કરેલો ફેનરાશિ છે—તે, જો કદી વાવઝોડું આવ્યું, તો દશે દિશામાં ઊડીને અદૃશ્ય થઈ જશે, ત્યારે જોશો કે આ અવિચલિત-શક્તિ સન્યાસીનાં દીપ્ત ચક્ષુ આવા દુર્દિનમાં પણ ઝગારા મારતાં હશે, તેનું પિંગલ જટાજૂટ ઝંઝામાં કંપાયમાન થતું હશે—જ્યારે વાવાઝોડાની

ગર્જનાથી અતિ વિશુદ્ધ ઉચ્ચારનું અંગ્રેજી ભાષણ સંભળાવાનું નથી, ત્યારે એ સંન્યાસીના કઠિન દક્ષિણ બાહુના લોહવલયની સાથે તેના લોહદંડનો ઘર્ષણઝંકાર સમસ્ત મેઘમંદ્રને પણ ઢાંકી દઈને ગાજી ઊઠશે. એ સંગહીન એકાંતવાસી ભારતવર્ષને આપણે ઓળખીશું, જે સ્તબ્ધ છે તેની આપણે ઉપેક્ષા કરીશું નહિ, જે મૌન છે, તેના પ્રત્યે અવિશ્વાસ સેવીશું નહિ, જે વિદેશની વિપુલ વિલાસ સામગ્રી તરફ અવજ્ઞાની નજરે જુએ છે, તેની આપણે દરિદ્ર ગણીને ઉપેક્ષા કરીશું નહિ; હાથ જોડીને તેની સામે આવીને બેસીશું, અને મૂંગા મૂંગા તેની ચરણરજ માથે ચડાવી સ્તબ્ધભાવે ઘેર આવી વિચાર કરીશું.

આજે નવા વરસને દિવસે આ શૂન્ય વગડામાં ભારતવર્ષનો બીજો એક ભાવ આપણે હૃદયમાં ગ્રહણ કરીશું. તે છે ભારતવર્ષનું એકાકિત્વ. એ એકાકિત્વનો અધિકાર બહુ મોટો અધિકાર છે. એ મહેનત કરીને મેળવવો પડે છે. એ મેળવવો અને સાચવવો મુશ્કેલ છે. પિતામહો એ એકાકિત્વ ભારતવર્ષને આપી ગયા છે. મહાભારત રામાયણની પેઠે એ આપણી જાતીય સંપત્તિ છે.

બધા દેશમાં જ એકાદ અજાણ્યો વિદેશી મુસાફર અપૂર્વ પહેરવેશ પહેરીને આવે તો સ્થાનિક લોકોનું કુતૂહલ જાણે ઉન્મત્ત બની જાય છે—તેને ઘેરી વળીને, તેને પ્રશ્નો પૂછીને, આઘાત કરીને, સંદેહ લાવીને તેને અકળાવી મૂકે છે. ભારતવાસી ખૂબ સહજ ભાવે તેના તરફ જુએ છે—તેનાથી એને આઘાત લાગતો નથી, અને તેને એ આઘાત કરતો નથી. ચીની પરિવ્રાજક ફાહિયાન, હ્યુએન સાંગ જેવી રીતે અનાયાસે આત્મીયની જેમ ભારતનો પ્રવાસ કરી ગયા હતા, તેવી રીતે યુરોપમાં કદી કરી શક્ત નહિ. ધર્મનું ઐક્ય બહાર દેખાતું નથી,—જ્યાં ભાષા, આકૃતિ, પહેરવેશ બધું જ જુદું હોય, ત્યાં કુતૂહલના નિષ્ઠુર આક્રમણને પદે પદે ઉલ્લંઘીને ચાલવું અસાધ્ય થઈ પડે છે. પરંતુ ભારતવાસી એકાકી છે, આત્મ સમાહિત છે, તે પોતાની

ચારે બાજુએ એક પ્રકારની ચિરસ્થાયી નિર્જનતા વહન કરીને ફરે છે, એટલે કોઈ એકદમ તેના શરીર ઉપર આવી પડતું નથી. અપરિચિત વિદેશીને તેની પાસે થઈને જવાને પુષ્કળ જગ્યા મળે છે. જેઓ હમેશાં ભીડ કરીને, દળ બાંધીને, રસ્તો રોકીને બેસી રહે છે, તેઓને આઘાત કર્યા વિના અને તેમની પાસેથી આઘાત પામ્યા વિના નવા માણસને ચાલવાનો સંભવ જ હોતો નથી. તેને બધા પ્રશ્નોના ઉત્તર આપીને બધી પરીક્ષામાં પસાર થઈને પછી એક પગલું આગળ ભરવું પડે છે. પરંતુ ભારતવાસી જ્યાં રહે છે ત્યાં તે કોઈ પણ પ્રકારની બાધા ઊભી કરતો નથી, તેને જગ્યાની ખેંચ નથી, તેના એકાકિત્વનો અવકાશ કોઈ ઝૂંટવી લઈ શકે એમ નથી. ગ્રીક હો, આરબ હો, ચીની હો, તે ઝાંખરાની પેઠે કોઈને અટકાવતો નથી, વનસ્પતિની પેઠે પોતાની નીચે ચારે દિશામાં અબાધિત સ્થાન રાખી મૂકે છે, કોઈ આશ્રય લે તો છાયા આપે છે, ચાલ્યું જાય તો કશું બોલતો નથી.

આ એકાકિત્વનું મહત્ત્વ જેના ચિત્તને આકર્ષી શકતું નથી, તે ભારતવર્ષને બરાબર ઓળખી નહિ શકે. અનેક શતાબ્દીઓ થયાં પ્રબળ વિદેશી ઉન્મત્ત વરાહની પેઠે ભારતવર્ષને એક છેડાથી બીજા છેડા સુધી દંતાળી વડે ચીરતા ફરતા હતા, ત્યારે પણ ભારતવર્ષ પોતાના વિસ્તીર્ણ એકાકિત્વ દ્વારા પરિરક્ષિત હતો—કોઈ તેના મર્મ-સ્થાનમાં આઘાત કરી શક્યું નહોતું. ભારતવર્ષને યુદ્ધ કે વિરોધ કર્યા વગર પણ પોતામાં પોતાને અતિ સહજ રીતે સ્વતંત્ર રાખતાં આવડે છે, તેથી તેને આજ સુધી અસ્ત્રધારી પ્રહરીની જરૂર પડી નથી. કર્ણ જે રીતે સહજ કવચ લઈને જન્મ્યો હતો, તેજ પ્રમાણે ભારત-વર્ષની પ્રકૃતિ પણ એક પ્રકારના સહજ વેષ્ટનથી આવૃત છે—બધા પ્રકારના વિરોધ વિપ્લવમાં પણ એક પ્રકારની દુર્ભેદ્ય શાંતિ તેની સાથે સાથે અચલ થઈને ફરે છે—એટલે તે ભાંગી પડતો નથી, કોઈ તેને ગળી જઈ શકતું નથી, તે ઉન્મત્ત ભીડમાં પણ એકાકી વિરાજે છે.

યુરોપમાં સૌ ભોગમાં એકાકી હોય છે, કર્મમાં દલબદ્ધ હોય છે. ભારતવર્ષનું એથી ઊલટું છે. ભારતવર્ષ ભાગ પાડીને ભોગ ભોગવે છે, પણ કર્મ કરતી વખતે એકાકી હોય છે. યુરોપમાં ધનસંપત્તિ, આરામસુખ વ્યક્તિગત હોય છે, પરંતુ તેનાં દાન–ધ્યાન, સ્કૂલ–કૉલેજ, ધર્મચર્ચા, વેપારવણજ, એ બધું સમૂહગત હોય છે. આપણાં સુખ–સંપત્તિ એકલાનાં નથી હોતાં, આપણાં દાન–ધ્યાન, અધ્યાપન, આપણાં કર્તવ્ય એકલાનાં હોય છે.

આ ભાવનાનો પ્રયત્નપૂર્વક નાશ કરવો પડશે એવી પ્રતિજ્ઞા કરવાનો કશો અર્થ નથી, કરવાથી પણ કંઈ વિશેષ ફળ મળ્યું નથી, મળવાનું પણ નથી. એટલું જ નહિ, વેપારવણજમાં મોટી મૂડી એક જગ્યાએ ઢગલો કરીને તેના વણછાથી નાની નાની શક્તિઓને બળજબરીએ વ્યર્થ બનાવી દેવી એ મને શ્રેયસ્કર લાગતું નથી. ભારતવર્ષના વણકરો જે મરી ગયા, તે એકત્ર થવાની અણઆવડતને પરિણામે નહિ, પણ તેમના યંત્રની પ્રગતિના અભાવે. સાળ જો સારી હોય અને પ્રત્યેક વણકર જો કામ કરે, રોજી મેળવીને ખાય, સંતુષ્ટ ચિત્તે જીવન ગુજારે, તો સમાજમાં સાચા દારિદ્ર્યનું અને ઈર્ષ્યાનું વિષ ભેગું થઈ શકે નહિ, અને મૅંચેસ્ટર પોતાનાં જટિલ યંત્રો અને કારખાનાં વડે પણ એમનો વધ કરી શકે નહિ. યંત્ર–તંત્રને અત્યંત સરલ અને સહજ કરી નાખી કામ બધાને આવડે એમ કરવું, અન્નને બધાને માટે સુલભ બનાવવું એ પ્રાચ્ય આદર્શ છે. આ વાત આપણે યાદ રાખવી પડશે.

આમોદ શું, શિક્ષણ શું, કે પરોપકારનાં કામ શું, બધાંને જ અત્યંત જટિલ અને દુઃસાધ્ય બનાવી મૂકીએ તો સ્વાભાવિક રીતે જ અમુક વર્ગના હાથમાં પડવું પડે. એને લીધે કર્મની તૈયારી અને ઉત્તેજના ઉત્તરોત્તર એટલાં મોટાં થઈ પડે કે માણસ ઢંકાઈ જાય. નિષ્ઠુર હરીફાઈનાં માર્યાં મજૂરો યંત્રથી પણ અધમ બની જાય

છે. બહારથી સંસ્કૃતિનું વિશાળ આયોજન જોઈને આપણે સ્તંભિત થઈ જઈએ છીએ—પણ તેના તળિયામાં જે નિદારુણ નરમેધયજ્ઞ રાત દિવસ ચાલતો હોય છે, તે છૂપો રહે છે. પરંતુ વિધાતાની આગળ તે છૂપો રહેતો નથી—કોઈકોઈ વાર થતા સામાજિક ભૂકંપોદ્વારા તેના પરિણામની ખબર મળતી રહે છે. યુરોપમાં મોટો પક્ષ નાના પક્ષને પીસી નાખે છે, મોટો રૂપિયો નાના રૂપિયાને ઉપવાસથી ક્ષીણ કરી નાખીને આખરે ટીકડીની પેઠે આંખ મીંચીને ગળી જાય છે.

કામના ઉદ્યમને અમર્યાદ રીતે વધારી દેવાથી, કામને મોટાં કરી નાખવાથી, કામ કામમાં લડાઈ ઊભી કરવાથી, જે અશાંતિ અને અસંતોષનું વિષ વલોવાઈને ઉપર આવે છે, તેની ચર્ચા અત્યારે જવા દઈએ. હું વારંવાર વિચાર કરીને જોઉં છું કે આ બધાં કાળા ધુમાડાના શ્વાસ કાઢનાર રાક્ષસી કારખાનાંઓની અંદર, બહાર અને ચારે કોર માણસોને જે રીતે ટોળે વળીને રહેવું પડે છે, તેને લીધે તેઓનો નિર્જનતાનો સહજ અધિકાર,—એકાકિત્વની આબરૂ સચવાતી નથી. નથી રહેતો સ્થાનનો અવકાશ, નથી રહેતો કાળનો અવકાશ, કે નથી રહેતો ધ્યાનનો અવકાશ. આવી રીતે પોતાની સોબત પોતાને બિલકુલ અનભ્યસ્ત થઈ પડવાને લીધે કામમાંથી સહેજ પણ વખત મળતાં દારૂ પીને પ્રમોદથી ગાંડા બનીને બળપૂર્વક પોતાના હાથમાંથી છુટકારો મેળવવાના પ્રયત્નો થાય છે. નીરવ રહેવાની, શાંત રહેવાની, આનંદમાં રહેવાની શક્તિ જ કોઈનામાં રહેતી નથી.

જે શ્રમજીવીઓ છે, તેમની આ દશા છે. જેઓ ભોગી છે, તેઓ ભોગની નવી નવી ઉત્તેજનાથી થાકી ગયેલા હોય છે. નિમંત્રણ, રમત, નૃત્ય, ઘોડદોડ, શિકાર, પ્રવાસ—એ બધાંના વાવાઝોડા આગળ સૂકાં પાંદડાંની પેઠે રાતદિવસ તે લોકો પોતાને ઘૂમરી ફેરવતા હોય છે. એ વંટોળની ગતિમાં કદી કોઈ પોતાને કે જગતને બરાબર જોઈ

શકતું નથી. બધું જ અત્યંત ઝાંખું દેખાય છે. જો એક ક્ષણને માટે પણ તેનું પ્રમોદચક્ર અટકી જાય તો તે ક્ષણભરનો પોતાનો સાક્ષાત્કાર અને બૃહત્ જગતનું મિલન તેને અત્યંત દુ:સહ લાગે છે.

ભારતવર્ષે ભોગની નિબિડતાને સગાંવહાલાં, અડોશી પડોશીઓમાં ફેલાવી દઈને હળવી કરી દીધી છે, અને કર્મની જટિલતાને પણ સરળ બનાવી દઈ માણસે માણસે વહેંચી નાખી છે. એને લીધે ભોગમાં, કર્મમાં અને ધ્યાનમાં દરેક જણને મનુષ્યત્વ કેળવવાનો પૂરતો અવકાશ રહે છે. ધંધાદારી માણસ હોય તે પણ મન દઈને કથા સાંભળે છે, ક્રિયાકર્મ કરે છે; શિલ્પી હોય તે પણ નિશ્ચિન્ત મને રાગ કાઢીને રામયણ વાંચે છે. આ અવકાશનો વિસ્તાર ઘરને, મનને, સમાજને પાપની ગાઢી વરાળથી મોટે ભાગે નિર્મળ રાખે છે, દુષિત વાયુને ગોંધી રાખતો નથી, અને મલિનતાના ઉકરડાને એક શરીરની પાસે જ ભેગો થવા દેતો નથી. પરસ્પરની હરીફાઈમાંથી હૂંસાતૂંસીમાંથી જે દુશ્મનાવટનો દાવાનલ ભભૂકી ઊઠે છે તે ભારતવર્ષમાં શાંત રહે છે.

ભારતવર્ષના આ એકાકી રહીને કામ કરવાના વ્રતને જો આપણે દરેક જણ સ્વીકારીએ, તો આ વખતનું નવવર્ષ આશિષ–વર્ષણથી અને કલ્યાણની ફસલથી પરિપૂર્ણ બની જશે. દળ રચવા માટે, પૈસા ભેગા કરવા માટે, સંકલ્પને ફુલાવીને મોટો બનાવી દેવા માટે લાંબો વખત રાહ જોયા વિના, જે જ્યાં હોઈએ ત્યાં જ પોતાના ગામમાં, વગડામાં, ઘરમાં સ્થિરશાંત ચિત્તે, ધીરજપૂર્વક, સંતોષ સાથે, પુણ્ય કર્મ, મંગળ કર્મ કરવાની શરૂઆત કરી દઈએ; આડંબરના અભાવથી ક્ષોભ પામ્યા વિના, દરિદ્ર આયોજનથી સંકોચ પામ્યા વિના, દેશી રીતથી શરમાયા વિના, ઝૂંપડીમાં રહીને, ભોંય ઉપર બેસીને, ઉપરણું ઓઢીને સહજ ભાવે કામમાં મંડી પડીએ; ધર્મની સાથે કર્મને, કર્મની સાથે શાંતિને જડી રાખીએ; ચાતક પક્ષીની પેઠે વિદેશીના કરતાલીવર્ષણ

તરફ ઉન્મુખ થઈને જોઈ ન રહીએ; તો ભારતવર્ષના અંદરના સાચા બળથી આપણે બળવાન થઈશું. બહારથી આઘાત મળી શકે, બળ ન મળે; આપ સમાન બળ નહિ. ભારતવર્ષ જ્યાં પોતાના બળથી પ્રબળ છે, તે સ્થાન શોધી કાઢીને તેના ઉપર જો આપણે અધિકાર જમાવી શકીએ, તો ક્ષણમાં આપણી બધી શરમ દૂર થઈ જાય.

ભારતવર્ષે નાનાં મોટાં, સ્ત્રી પુરુષ, બધાંને જ માન આપ્યું છે. અને તે માન દુરાકાંક્ષા દ્વારા મળે એવું રાખ્યું નથી. વિદેશીઓ બહારથી આ જોઈ શકતા નથી. જે વ્યક્તિ જે બાપીકા ધંધામાં જન્મ્યો હોય, જે કામ જેને માટે સુલભતમ હોય, તેનું પાલન કરવામાં જ તેનું ગૌરવ છે—તેમાંથી ભ્રષ્ટ થવામાં જ તેનું અપમાન છે. આ ગૌરવ જ મનુષ્યત્વને ધારણ કરી રાખવાનો એક માત્ર ઉપાય છે. દુનિયામાં અવસ્થાની અસમાનતા રહેવાની જ, ઊચ્ચ અવસ્થા બહુ થોડા લોકોના નસીબમાં હોય છે— બાકી બધા જ જો સારી સ્થિતિના માણસોની સાથે પોતાના ભાગ્યની સરખામણી કરી મનમાં ને મનમાં અપમાન અનુભવ્યા કરે, તો તેઓ પોતાની દીનતાને પરિણામે સાચેસાચ જ ક્ષુદ્ર બની જાય છે. વિલાયતના શ્રમજીવીઓ પ્રાણપણે કામ કરે છે એ ખરું, પરંતુ તે કામ તેમને અપમાનથી બચવાનું સાધન આપતું નથી. તે પોતાને હીન માને છે એટલે સાચેસાચ જ હીન બની જાય છે. આવી રીતે યુરોપના પંદર આની માણસો દીનતાથી, ઈર્ષ્યાથી, વ્યર્થ પ્રયાસથી અકળાઈ રહેલા હોય છે. યુરોપિયન પ્રવાસી પોતાને ત્યાંના ગરીબ અને નીચલા થરના લોકો ઉપરથી આપણા ગરીબ અને નીચલા થરના લોકોનો વિચાર કરે છે—તે એમ માને છે કે આ લોકો પણ તેઓના જેવાં જ દુઃખ અને અપમાન અનુભવે છે. પરંતુ એવું બિલકુલ છે જ નહિ. ભારતવર્ષમાં કર્મભેદ, શ્રેણીભેદ તદ્દન સ્પષ્ટ છે, એટલે જ ઉચ્ચ શ્રેણીના માણસો પોતાની વિશિષ્ટતા સાચવવાને માટે નીચલી શ્રેણીના લોકોને અપમાનિત કરીને તેમનો બહિષ્કાર કરતા નથી. બ્રાહ્મણના

છોકરાને પણ વાળંદ–દાદા હોય છે. વાડો બિનતકરાર સચવાઈ રહે છે એટલે જ પરસ્પરની વચ્ચે આવજા, માણસ માણસ વચ્ચે હૃદયનો સંબંધ કોઈ પણ જાતની બાધા વગર બંધાય છે—મોટાઓની આત્મીયતાનો ભાર નાનાઓનાં હાડકાં કચડી નાખતો નથી. પૃથ્વીમાં જો નાનામોટાની અસમાનતા અવસ્યંભાવિ જ હોય, જો સ્વાભાવિક રીતે જ સર્વત્ર જ સર્વ પ્રકારના નાના માણસોની સંખ્યા જ વધારે અને મોટાઓની સંખ્યા જ ઓછી હોય, તો સમાજના આ મોટા ભાગને જ અપમાનની લજ્જામાંથી બચાવી લેવા માટે ભારતવર્ષે જે ઉપાય શોધી કાઢયો છે, તે જ શ્રેષ્ઠ છે, એમ કબૂલ કરવું પડશે.

યુરોપમાં આ અપમાનની અસર એટલે સુધી વ્યાપેલી છે કે, ત્યાં આધુનિક સ્ત્રીઓનો એક પક્ષ પોતે સ્ત્રીઓ છે એટલા ખાતર જ શરમ અનુભવે છે. ગર્ભ ધારણ કરવો, સ્વામી સંતાનની સેવા કરવી, એ તેમને શરમાવા જેવું લાગે છે. માણસ મોટો છે, અમુક કામ મોટું નથી; મનુષ્યત્વ સાચવીને જે કોઈ કામ કરવામાં આવે તેમાં અપમાન નથી;—દારિદ્ર્ય લજ્જાકર નથી, સેવા લજ્જાકર નથી, હાથે કામ કરવું એ લજ્જાકર નથી,—બધાં જ કામોમાં, બધી જ સ્થિતિમાં સહેલાઈથી માથું ઊંચું રાખી શકાય છે, એ ભાવનાને યુરોપમાં સ્થાન નથી મળ્યું. એટલા માટે સશક્ત અને અશક્ત બધા જ સર્વશ્રેષ્ઠ થવાને માટે સમાજમાં પુષ્કળ નિષ્ફળતા, અપાર વૃથા કર્મ અને આત્મઘાતી ઉદ્યમ પેદા કર્યા કરે છે. ઘરમાંથી કચરો કાઢવો, પાણી ભરવું, મસાલો વાટવો, સગાં અને અતિથિની સેવા કર્યા પછી છેવટે પોતે જમવું, એ યુરોપની દૃષ્ટિએ અત્યાચાર અને અપમાન છે, પરંતુ આપણે મન એ ગૃહલક્ષ્મીનો ઊંચો અધિકાર છે,—એમાં જ તેનું પુણ્ય, તેનું સન્માન રહેલું છે. વિલાયતમાં આ બધાં કામોમાં જેઓ હમેશાં રત રહે છે, તેઓ હલકા ગણાય છે અને માન ગુમાવી બેસે છે, એવું સાંભળ્યું છે. કારણ, કામને હલકું ગણ્યા પછી જો નિરુપાયે તે કરવું પડે તો માણસ પોતે હલકો પડે છે. આપણી

ગૃહલક્ષ્મીઓ જેમ જેમ સેવાના કામમાં રત રહે છે, બધાં તુચ્છ કામો પણ પુણ્યકર્મ ગણીને કરે છે, અસામાન્યતાહીન સ્વામીને દેવતા ગણીને તેની ભક્તિ કરે છે, તેમ તેમ તેઓ શ્રી–સૌંદર્ય–પવિત્રતાથી શોભી ઊઠે છે, તેમના પુણ્ય તેજથી ચારે કોરથી હલકાઈ બહેબાકળી બનીને ભાગી જાય છે.

યુરોપ એવું કહે છે કે, બધા માણસને બધું થવાનો અધિકાર છે,—એ માન્યતામાં જ માણસનું ગૌરવ છે. પરંતુ વસ્તુતઃ જ બધાને બધું થવાનો અધિકાર નથી, એ અત્યંત સાચી વાત સવિનય શરૂઆતમાં જ માની લેવી સારી. વિનયપૂર્વક માની લઈએ એટલે ત્યાર પછી કશું અપમાન રહેતું નથી. રામના ઘરમાં શ્યામનો કશો અધિકાર નથી, એ વાત ચોક્કસ જ છે. એટલે જ રામના ઘરમાં કારભાર કરવા ન મળે તો યે શ્યામને તેમાં લગારે શરમાવાનું નથી. પણ શ્યામના મગજમાં જો એવી મૂર્ખામી ઘુસે કે રામના ઘરમાં એક ચક્રે રાજ્ય કરવું એ જ તેને ઉચિત છે, અને તે વૃથા પ્રયત્નમાં તે વારંવાર નિષ્ફળ નિવડ્યા કરે, તો જ તેના રોજના અપમાનનો અને દુઃખનો કંઈ પાર નહિ રહે. આપણા દેશમાં પોતાના સ્થાનની ચોક્કસ મર્યાદામાં બધાને જ પોતપોતાના ચોક્કસ અધિકારનું માન અને શાંતિ મળી રહે છે, એટલે જ નાનો માણસ તક મળતાં જ મોટાને ખસેડવા દોડતો નથી, અને મોટો પણ નાનાને હમેશાં સર્વ પ્રયત્ને દૂર ને દૂર રાખતો નથી.

યુરોપ કહે છે, આ સંતોષ જ, આ જિગીષાનો અભાવ જ, પ્રજાના મૃત્યુનું કારણ છે. એ યુરોપીય સંસ્કૃતિના મૃત્યુનું કારણ છે એ વાત ખરી, પરંતુ આપણી સંસ્કૃતિનો તો એ જ પાયો છે. જે માણસ વહાણમાં હોય તેને માટે જે નિયમ હોય, તે જ નિયમ જે માણસ ઘરમાં હોય તેને માટે હોઈ શકે નહિ. યુરોપ જો એમ કહે કે સંસ્કૃતિ માત્ર સમાન છે અને તે વૈચિત્ર્યહીન સંસ્કૃતિનો આદર્શ

કેવળ યુરોપમાં જ છે, તો તેનું તે ધૃષ્ટતાભર્યું વચન સાંભળતાં વેંત ઝટપટ આપણાં ધનરત્નને ભાંગેલાં સૂપડાંમાં ભરી રસ્તા પર ફેંકી દેવાં એ સંગત નથી.

વસ્તુતઃ સંતોષની વિકૃતિ હોઈ શકે છે, એટલે કંઈ અત્યાકાંક્ષાની વિકૃતિ નથી હોતી, એવું કોણ માનશે ? સંતોષથી જડત્વ આવતાં તેને લીધે કામમાં શિથિલતા આવે છે એ વાત જો સાચી હોય, તો અત્યાકાંક્ષાનો વેગ વધી જતાં પુષ્કળ અનાવશ્યક અને નિદારુણ અકાર્યો ઊભાં થાય છે, એ વાત કેમ ભૂલી શકાય ? પહેલાથી જો રોગને લીધે મૃત્યુ થતું હોય તો બીજાથી અપઘાતથી મૃત્યુ થાય છે. એ વસ્તુ યાદ રાખવાની જરૂર છે કે સંતોષ અને આકાંક્ષા બંનેની જ માત્રા વધી જાય તો વિનાશનું કારણ જન્મે.

એટલે એ ચર્ચાને છોડી દઈ એટલું તો સ્વીકારવું જ પડશે કે સંતોષ, સંયમ, શાંતિ, એ બધાં ઉચ્ચતર સંસ્કૃતિનાં અંગો છે. એમાં હરીફાઈરૂપી ચકમકની ઠોકાઠોકીનો અવાજ અને તણખાનો વરસાદ નથી, પરંતુ હીરાનું સ્નિગ્ધ–નિઃશબ્દ તેજ છે. તે અવાજને અને તણખાને આ ધ્રુવ તેજ કરતાં મૂલ્યવાન માનવું એ કેવળ જંગલીપણું છે. યુરોપીય સંસ્કૃતિની શાળામાંથી પણ જો એ જંગલીપણું જન્મે તો યે તે જંગલીપણું જ રહેવાનું.

આપણી પ્રકૃતિના નિભૃતતમ (સૌથી એકાંત) ખંડમાં જે અમર ભારતવર્ષ વિરાજે છે, તેને આજે નવા વર્ષને દિવસે આપણે પ્રણામ કરી આવ્યા. આપણે જોયું કે તે ફલલોલુપ કર્મની અનંત તાડનાથી મુક્ત થઈને શાંતિના ધ્યાનાસન ઉપર વિરાજમાન છે, અવિરામ જનતાના જડ દબાણમાંથી મુક્ત થઈને પોતાના એકાકિત્વમાં તેણે આસન જમાવેલું છે, અને હરીફાઈના નિબિડ સંઘર્ષ અને ઈર્ષ્યાકાલિમાથી મુક્ત થઈને તે પોતાના અવિચળ ગૌરવથી પરિવેષ્ટિત છે. આ કર્મની વાસના, જનસંઘર્ષના આઘાત અને જિગીષાની

ઉત્તેજનામાંથી મુક્તિ,—એણે જ સમસ્ત ભારતવર્ષને બ્રહ્મને માર્ગે, ભયહીન શોકહીન મૃત્યુહીન પરમ મુક્તિને માર્ગે, સ્થાપન કર્યું છે. યુરોપમાં જેને 'ફ્રીડમ' કહે છે, તે મુક્તિ આની આગળ બિલકુલ ક્ષીણ છે. તે મુક્તિ ચંચળ, દુર્બળ, ભીરુ હોય છે, તેમાં ધૃષ્ટતા હોય છે, નિષ્ઠુરતા હોય છેઃ—તે પારકા પ્રત્યે આંધળી હોય છે, તે ધર્મને પોતાની સમાન માનતી નથી, અને સત્યને પણ પોતાના દાસત્વમાં વિકૃત કરવા માગે છે. તે હમેશાં બીજાને આઘાત કરે છે, એટલા માટે બીજાના આઘાતના ભયથી રાતદહાડો ઢાલ અને બખ્તર ચઢાવીને, અસ્ત્ર અને શસ્ત્ર સજીને બેસી રહે છે—તે આત્મરક્ષણને ખાતર પોતાના પક્ષના મોટા ભાગના લોકોને ગુલામીની જંજીરમાં જકડી રાખે છે—તેના અસંખ્ય સૈનિકો મનુષ્યત્વભ્રષ્ટ ભીષણ યંત્ર સમા હોય છે. એ રાક્ષસી 'ફ્રીડમ' કોઈ પણ વખતે ભારતવર્ષની તપસ્યાનું અંતિમ લક્ષ્ય હતું જ નહિ—કારણ, આપણા સામાન્ય લોકો બીજા બધા દેશો કરતાં સાચી રીતે સ્વતંત્ર હતા. હજી પણ આધુનિક કાળનો ધિક્કાર વરસતો હોવા છતાં યે એ 'ફ્રીડમ' આપણા જનસમાજના પુરુષાર્થનું ચરમતમ લક્ષ્ય બનવાનું નથી. ભલેને ન બનતું—એ 'ફ્રીડમ'ના કરતાં વધારે ઉન્નત, વધારે વિશાળ જે મહત્તા, જે મુક્તિ ભારતવર્ષની તપસ્યાનું ધન છે, તેને જો ફરીથી સમાજમાં આપણે આવાહન કરીને લઈ આવીએ,—અંતરમાં જો આપણે પામીએ, તો ભારતવર્ષના નગ્નચરણની રજથી પૃથ્વીના મોટા મોટા રાજમુકુટો પાવન થશે.

અહીં જ હું નવવર્ષનું ચિંતન પૂરું કરું છું. આજે પુરાતન કાળમાં પ્રવેશ કર્યો હતો, કારણ પુરાતન કાળ જ ચિરનૂતનતાનો અક્ષય ભંડાર છે. આજે વનલક્ષ્મીએ નવકિસલયનાં ઉત્સવવસ્ત્ર પહેર્યા છે, એ વસ્ત્ર આજનાં નથી—જે ઋષિ કવિઓએ ત્રિષ્ટુભ્ છંદમાં તરુણી ઉષાની વંદના કરી છે તેઓએ પણ એ જ સુંદર કોમળ પીતહરિત વસ્ત્રમાં વનશ્રીને એકાએક સજતાં જોઈ છે—ઉજ્જયિનીના પુરોદ્યાનમાં

કાલિદાસની મુગ્ધ દૃષ્ટિની સામે એ જ સમીર-કંપિત કુસુમગંધી અંચલ નવસૂર્યનાં કિરણોમાં ઝળહળતો હતો. નૂતનતામાં ચિરપુરાતનનો અનુભવ કરીએ ત્યારે જ અમેય યૌવન સમુદ્રમાં આપણું જીર્ણજીવન સ્નાન કરી શકે. આજના આ નવવર્ષમાં ભારતનાં હજારો પુરાતન વર્ષને અનુભવી શકીએ તો જ આપણી દુર્બળતા, આપણી લજ્જા, આપણી લાંછના, આપણી દ્વિધા દૂર થઈ જશે. ઉછીનાં આણેલાં ફૂલ પાંદડાંથી છોડને શણગારીએ તો તે આજ રહે, કાલ નહિ રહે. એ નૂતનતાની અચિર પ્રાચીનતા અને વિનાશ કોઈ રોકી નહિ શકે. નવું બળ, નવું સૌંદર્ય આપણે બીજેથી ઉછીનું લાવી સજવા જઈએ, તો એ ઘડી પછી જ તે કદ્રૂપતાની માળારૂપે આપણા લલાટનો ઉપહાસ કરાવશે; ધીમે ધીમે તેના ઉપરથી પુષ્પપત્ર ખરી પડીને કેવળ બાંધવાની દોરી જ રહી જશે. વિદેશનો પહેરવેશ, ભાવભંગી આપણા શરીર ઉપર જોતજોતામાં મલિન, શ્રીહીન બની જાય છે—વિદેશની કેળવણી રીતિનીતિ આપણા મનમાં જોતજોતામાં નિર્જીવ અને નિષ્ફળ થઈ જાય છે, કારણ, તેની પાછળ લાંબા સમયનો ઇતિહાસ નથી—તે અસંલગ્ન છે, અસંગત છે, તેનાં મૂળિયાં તૂટી ગયેલાં છે. આજને નવે વર્ષે આપણે ભારતવર્ષના ચિરપુરાતનમાંથી જ આપણી નવીનતા ગ્રહણ કરીશું—સાંજે જ્યારે વિશ્રામનો ઘંટ વાગશે, ત્યારે પણ તે ખરી નહિ પડે—ત્યારે તે અમ્લાનગૌરવ માલા આશીર્વાદની સાથે આપણા પુત્રને લલાટે બાંધી દઈને તેને નિર્ભયચિત્ત સબલહૃદયે વિજયને માર્ગે મોકલીશું! જય થશે, ભારતવર્ષનો જય થશે! જે ભારત પ્રાચીન છે, જે પ્રચ્છન્ન છે, જે વિશાળ છે, ઉદાર છે, જે નિર્વાક્ છે, તેનો જ જય થશે,—આપણે—જેઓ અંગ્રેજી બોલીએ છીએ, અવિશ્વાસ સેવીએ છીએ, ખોટું બોલીએ છીએ, ધમપછાડા મારીએ છીએ, આપણે વર્ષે વર્ષે

'મિલિ મિલિ જાઓબ સાગર લહરી સમાના'

સાગરની લહરીની પેઠે અલોપ થઈ જઈશું. તેથી નિસ્તબ્ધ ભારતને

કશું નુકસાન થવાનું નથી. ભસ્મચર્ચિત મૌની ભારત ચતુષ્પથ ઉપર મૃગચર્મ બિછાવીને બેઠો છે—આપણે જ્યારે આપણી બધી વાચાળતા પૂરી કરીને પુત્રપુત્રીઓને કોટફ્રૉક પહેરાવી દઈને વિદાય થઈશું, ત્યારે તે શાંતચિત્તે આપણા પૌત્રોને માટે પ્રતીક્ષા કરતો રહેશે. તે પ્રતીક્ષા વ્યર્થ નહિ જાય, તેઓ આ સંન્યાસીની સંમુખ હાથ જોડીને આવીને કહેશે, "પિતામહ, અમને મંત્ર આપો."

તેઓ કહેશે—"ૐ ઇતિ બ્રહ્મ."

તેઓ કહેશે—"ભૂમૈવ સુખં નાલ્પે સુખમસ્તિ."

તેઓ કહેશે—"આનન્દં બ્રહ્મણોવિદ્વાન્ ન બિભેતિ કદાચન."

# ભારતવર્ષનો ઇતિહાસ

**ભારતવર્ષનો** જે ઇતિહાસ આપણે વાંચીએ છીએ અને મોઢે કરીને પરીક્ષા આપીએ છીએ, તે ભારતવર્ષના નિશીથકાળના એક દુઃખસ્વપ્નની વાત માત્ર છે. ક્યાંથી કયા લોકો આવ્યા, કાપાકાપી મારામારી શરૂ થઈ ગઈ, બાપદીકરા વચ્ચે, ભાઈ ભાઈ વચ્ચે સિંહાસન માટે તાણાતાણી ચાલવા લાગી, એકાદ ટોળું કદાચ જાય તો કોણ જાણે ક્યાંથી બીજું એકાદ ટોળું ઊભું જ હોય—પઠાણ, મોગલ, પોર્ટુગીઝ, ફ્રેંચ, અંગ્રેજ, બધાએ મળીને આ સ્વપ્નને ઉત્તરોત્તર જટિલ બનાવી મૂક્યું છે.

પરંતુ આ રક્તવર્ણે રંજિત પરિવર્તમાન સ્વપ્ન–દૃશ્ય–પટ દ્વારા ભારતવર્ષને ઢાંકીને જોઈએ તો સાચા ભારતવર્ષને જોઈ ન શકાય. ભારતવાસી ક્યાં છે? આ બધો ઇતિહાસ તેનો કશો જવાબ આપતો નથી. જાણે ભારતવાસી છે જ નહિ—માત્ર જેઓએ કાપાકાપી—ખૂનામરકી કરી છે, તેઓ જ છે.

તે વખતના દુર્દિનમાં પણ આ કાપાકાપી—મારામારી જ ભારતવર્ષના પ્રધાનતમ બનાવો હતા, એમ નથી. વાવાઝોડાના દિવસોમાં

વાવાઝોડું એ જ સર્વપ્રધાન ઘટના હોય છે, એવું તેની ગર્જન છતાં યે સ્વીકારી શકાય એમ નથી,—તે દિવસોમાં પણ એ ધૂળથ ઢંકાયલા આકાશની વચમાં ગામડાના ઘરે ઘરમાં જે જન્મમૃત્ સુખદુ:ખનો પ્રવાહ ચાલતો હોય છે, તે ઢંકાઈ ગયેલો હોવા છત માણસને મન તે જ મુખ્ય હોય છે. પરંતુ પરદેશી પ્રવાસીઓન આગળ તો આ વાવાઝોડું જ પ્રધાન થઈ પડે છે, આ ધૂળનો કોટ જ તેની નજર આગળથી બીજું બધું ઢાંકી દે છે; કારણ, તે ઘરની અંદ નથી હોતો, તે ઘરની બહાર હોય છે. એ જ કારણે પરદેશીએ લખેલ ઇતિહાસમાં એ ધૂળની વાત—વાવાઝોડાની વાત જ મળે છે, ઘરન વાત લગારે મળતી નથી. તે ઇતિહાસ વાંચતાં એમ લાગે છે ભારતવર્ષ ત્યારે હતો નહિ, કેવળ મોગલ પઠાણોની ગર્જનાથી ગાજતે વાવંટોળ શુષ્ક પત્રોની ધજા ઉડાવીને ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથ પશ્ચિમ ઘૂમ્યા કરતો હતો.

પરંતુ જ્યારે વિદેશ હતો ત્યારે પણ સ્વદેશ તો હતો જ, નહ તો આ બધા ઉપદ્રવની વચમાં કબીર, નાનક, ચૈતન્ય, તુકારામ, એ બધાને કોણે જન્મ દીધો? તે વખતે કેવળ દિલ્લી અને આગ્રા જ હતાં, એમ નથી—કાશી અને નવદ્વીપ પણ હતાં. તે વખતે સાચ ભારતવર્ષમાં જે જીવન-પ્રવાહ વહેતો હતો, જે પુરુષાર્થના લોઢ ઊછ ળતા હતા, જે સામાજિક ફેરફારો થઈ રહ્યા હતા, તેનું વર્ણ ઇતિહાસમાં મળતું નથી.

પરંતુ વર્તમાન પાઠ્યપુસ્તકની બહાર રહેલા તે ભારતવર્ષન સાથે જ આપણે સંબંધ છે. એ સંબંધનું બહુ કાલવ્યાપી ઐતિહાસિ સૂત્ર વિલુપ્ત થઈ જાય તો આપણા હૃદયને કોઈ આશ્રયસ્થાન રહે નહિ આપણે ભારતવર્ષના વાંદા કે નકામા છોડ નથી,—સેંકડો શતાબ્દી ઓમાં થઈને આપણાં લાખો મૂળિયાં ભારતવર્ષના મર્મસ્થાનને કબજો કરીને બેઠાં છે. પરંતુ દુર્ભાગ્યક્રમે આપણને એવો ઇતિહાસ

વાંચવો પડે છે કે બરાબર એ જ વસ્તુ આપણાં બાળકો ભૂલી જાય છે. એવું લાગે છે કે ભારતવર્ષમાં આપણે જાણે કોઈ છીએ જ નહિ, આગંતુકો જ જાણે સર્વસ્વ છે.

પોતાના દેશની સાથે પોતાનો સંબંધ આવો નજીવો છે એવું જાણીએ તો ક્યાંથી આપણે પ્રાણ ખેંચવાના હતા? આવી પરિસ્થિતિમાં વિદેશને સ્વદેશને સ્થાને બેસાડતાં આપણા મનમાં સંકોચ સુદ્ધાં થતો નથી—ભારતવર્ષના અગૌરવથી આપણને પ્રાણ જવા જેવી શરમ પણ લાગી શકતી નથી. આપણે અનાયાસે કહીએ છીએ કે પહેલાં અમારે કશું જ નહોતું, અને હવે અમારે ખાવાનું, પીવાનું, પહેરવાનું, ઓઢવાનું, આચાર, વ્યવહાર બધું જ પરદેશીઓ પાસેથી ભીખ માગીને લેવું પડશે.

જે દેશો ભાગ્યવાન છે, તેઓને ચિરંતન સ્વદેશ દેશના ઇતિહાસમાં જ મળી રહે છે—નાનપણમાં ઇતિહાસ જ દેશની સાથે તેમનો પરિચય કરાવી દે છે. આપણી બાબતમાં આથી બરાબર ઊલટું જ છે. દેશના ઇતિહાસે જ આપણા સ્વદેશને ઢાંકી રાખ્યો છે. મહમદની ચડાઇથી લૉર્ડ કર્ઝનના સામ્રાજ્ય-ગર્વનાં વચનો સુધીની જે કાંઈ ઇતિહાસની વાત છે, તે હિંદુસ્તાનને માટે તો વિચિત્ર માયાજાળ સમી છે—તે સ્વદેશ વિશેની આપણી દૃષ્ટિને મદદ કરતી નથી, દૃષ્ટિને માત્ર ઢાંકે છે. તે એવે ઠેકાણે કૃત્રિમ પ્રકાશ ફેંકે છે કે જેથી આપણા દેશની બાજુ જ આપણી આંખને અંધારી લાગે છે. તે અંધકારમાં નવાબના વિલાસભવનના દીવાના પ્રકાશમાં નર્તકીનાં રત્નોનાં આભૂષણ ઝળહળી ઊઠે છે; બાદશાહના સુરાપાત્રનો રાતો ફીણનો ઊભરો ઉન્મત્તતાની ઉજાગરાથી લાલ બનેલી આંખો જેવો દેખાય છે—તે અંધકારમાં આપણાં પ્રાચીન દેવમંદિરો માથાં ઢાંકી દે છે અને સુલતાન-પ્રેયસીઓની શ્વેત સંગેમરમરની કારીગરીથી ખચિત કબરોનાં શિખરો નક્ષત્રલોકને ચુંબન કરવા જાય છે. તે અંધકારમાં ઘોડાના ડાબ-

લાના અવાજ, હાથીઓની ગર્જના, અશ્વોના ખણુખણાટ, સુદૂર વ્યાપી શિબિરની હિલોળા લેતી પાંડુરતા, કિનખાબનાં પાથરણાંઓની સોનેરી છટા, મસજિદના ફીણના પરપોટાના ઘાટના પાષાણમંડપો, ખોજા પ્રહરીઓથી રક્ષાયેલા પ્રાસાદઅંતઃપુરના રહસ્યનિકેતનનું નિસ્તબ્ધ મૌન,—એ બધું જ વિચિત્ર શબ્દ અને વર્ણ અને ભાવદ્વારા જે પ્રકાંડ ઇન્દ્રજાળ રચે છે, તેને ભારતનો ઇતિહાસ કહેવાથી શો લાભ ? તેણે ભારતવર્ષની પુણ્યમંત્રની પોથીને એક અપૂર્વ અરેબિયન નાઇટ્સની નવલકથા વડે વીંટી રાખી છે.—તે પોથીને કોઈ ઉઘાડતું નથી, પેલી અરેબિયન નવલકથાની જ લીંટીએ લીંટી છોકરાઓ ગોખી કાઢે છે. ત્યાર પછી પ્રલયરાત્રે એ મોગલ સામ્રાજ્ય જ્યારે મરવા પડયું, ત્યારે સ્મશાનભૂમિમાં દૂરથી આવેલાં ગીધડાંઓમાં માંહેમાંહે જે ચાતુરી, છેતરપિંડી, મારામારી શરૂ થઈ ગઈ તે પણ શું ભારતવર્ષનો ઇતિહાસ ગણાય ? અને ત્યાર પછીથી પાંચ પાંચ વરસના ખાનામાં વહેંચેલો શેતરંજની બાજી સમો અંગ્રેજી અમલ આવે છે, એમાં તો ભારતવર્ષ એથી પણ વધારે ક્ષુદ્ર લાગે છેઃ—ખરું જોતાં શેતરંજમાં ને એમાં ફેર એટલો કે એનાં ઘર કાળા અને ધોળા વચ્ચે સરખે ભાગે વહેંચાયેલાં નથી, એમાં પંદર આની ભાગ સફેદ છે. આપણે પેટનાં અન્નના બદલામાં સારી રાજ્યવ્યવસ્થા, સારો ન્યાય, સારી કેળવણી બધું જ એક વિશાળ વ્હાઈટ વે લેડલોની દુકાનેથી ખરીદીએ છીએ—બીજી બધી દુકાનો બંધ છે. એ કારખાનાનું ન્યાયથી માંડીને વેપાર સુધીનું બધું જ સારું હોઈ શકે, પરંતુ એમાં કારકુનોના ઓરડાના એક ખૂણામાં આપણા ભારતવર્ષનું સ્થાન તદ્દન નજીવું છે.

ઇતિહાસ બધા દેશમાં સરખો જ હોય, એ વહેમને છોડયે જ છૂટકો. જે માણસ રોથચાઇલ્ડનું જીવન વાંચી ગયો છે, તે ખ્રિસ્તનું જીવન વાંચતી વખતે તેમના હિસાબની ચોપડી અને ઓફિસની ડાયરી શોધવાનો, અને જો ન મળે તો તેનામાં અવજ્ઞા પેદા થવાની અને તે કહેવાનો કે જેની પાસે પૈસાની યે મૂડી નહોતી, તેનું વળી જીવન-

ચરિત્ર શાનું? તે જ પ્રમાણે ભારતવર્ષના રાજકીય દફતરમાંથી તેના રાજવંશની વંશાવલિ અને જયપરાજ્યનાં કાગળિયાં ન મળે એટલે જેઓ ભારતવર્ષના ઇતિહાસ વિશે હતાશ બની જાય છે, અને કહે છે કે જ્યાં 'પોલિટિકસ' નથી, ત્યાં વળી 'હિસ્ટરી' શાની? તેઓ ડાંગરના ખેતરમાં વંતાક શોધવા જાય છે, અને ન મળે એટલે મનના દુઃખથી ડાંગરને પાકમાં જ ગણતા નથી; બધાં ખેતરમાં પાક એક ન હોય, એમ જાણીને જે માણસ યોગ્ય સ્થળે યોગ્ય વસ્તુની આશા રાખે, તે જ ડાહ્યો કહેવાય.

ઇસુ ખ્રિસ્તની હિસાબની ચોપડી જોઈને તેમના પ્રત્યે અવજ્ઞા જન્મે પણ ખરી, પરંતુ તેમના બીજા ગુણો જોઈએ તો હિસાબના બધા ચોપડા કશી વિસાતના રહેતા નથી. તે જ પ્રમાણે રાજકીય બાબતમાં ભારતવર્ષ દીન છે એમ જાણવા છતાં બીજી વિશેષ બાબતોનો વિચાર કરીએ તો તે દીનતા તુચ્છ છે એમ બતાવી શકાય. ભારત-વર્ષની તે આગવી બાજુથી તેને ન જોતાં, આપણે બાળપણથી તેને નીચો પાડીએ છીએ અને જાતે નીચા પડીએ છીએ. અંગ્રેજનો બાળક જાણે છે કે તેના બાપદાદાએ અનેક યુદ્ધો જીતેલાં છે, દેશો કબજે કરેલા છે, અને વેપાર જમાવેલા છે, એટલે તે પણ પોતાને રણગૌરવ, ધનગૌરવ, રાજ્યગૌરવનો અધિકારી બનાવવા ઇચ્છે છે. આપણે જાણીએ છીએ કે આપણા બાપદાદાઓએ દેશો જીત્યા નહોતા, અને વેપાર વિસ્તાર્યો નહોતો—એ જણાવવાને માટે જ ભારતવર્ષનો ઇતિહાસ રચાયેલો છે. તેમણે શું કર્યું હતું એ આપણે જાણતા નથી, એટલે આપણે શું કરવું એની પણ આપણને ખબર નથી. એટલે પારકાની નકલ કરવી પડે છે. એને માટે કોને દોષ દેવો? નાનપણથી આપણે જે પદ્ધતિએ જે શિક્ષણ પામીએ છીએ, તેને લીધે રોજ રોજ દેશની સાથે આપણો વિચ્છેદ થતો જાય છે, અને ધીમે ધીમે દેશની વિરુદ્ધ આપણામાં વિદ્રોહની ભાવના જાગે છે.

આપણા દેશના ભણેલા માણસો પણ ક્ષણે ક્ષણે હતબુદ્ધિની જેમ

બોલી ઊઠે છે કે દેશ તમે કોને કહો છો, આપણા દેશની વિશેષતા શી છે, તે ક્યાં છે, તે ક્યાં હતી? પ્રશ્ન પૂછવાથી એનો જવાબ મળતો નથી. કારણ એ વસ્તુ એટલી સૂક્ષ્મ છે, એટલી વિશાળ છે, કે એ કેવળ યુક્તિદ્વારા સમજી નહિ શકાય. અંગ્રેજ શું કે ફ્રેંચ શું, કોઈ પણ દેશનો માણસ પોતાના દેશની ખાસિયત શી, દેશનું મૂળ મર્મસ્થાન ક્યાં આવેલું છે, તે એક શબ્દમાં વ્યક્ત નહિ કરી શકે—તે દેહમાં રહેલા પ્રાણની પેઠે પ્રત્યક્ષ સત્ય છે, છતાં પ્રાણની પેઠે તેની સંજ્ઞા અને સ્વરૂપનો નિર્ણય કરવો એ મુશ્કેલ છે. તે નાનપણથી આપણા જ્ઞાનની અંદર, પ્રેમની અંદર, કલ્પનાની અંદર અનેક અદૃશ્ય માર્ગે થઈને જુદે જુદે સ્વરૂપે દાખલ થાય છે. તે પોતાની વિચિત્ર શક્તિદ્વારા નિગૂઢ રીતે આપણને ઘડીને તૈયાર કરે છે—આપણા ભૂતકાળ સાથે આપણા વર્તમાનકાળને અંતર પડી જવા દેતી નથી—તેની કૃપાથી જ આપણે મોટા થયા છીએ, છિન્નભિન્ન થઈ ગયા નથી. એ વિચિત્ર ઉદ્યમશાળી ગુપ્ત પુરાતન શક્તિને સંશયી જિજ્ઞાસુની આગળ આપણે સંજ્ઞા વડે બે ચાર શબ્દોમાં શી રીતે વ્યક્ત કરીએ?

ભારતવર્ષની મુખ્ય સાર્થકતા શી, એનો જો કોઈ સ્પષ્ટ ઉત્તર માગે તો તે ઉત્તર છે; ભારતવર્ષનો ઇતિહાસ તે ઉત્તરનું જ સમર્થન કરશે. ભારતવર્ષ સદાકાળ એક જ પ્રયત્ન કરતો આવ્યો લાગે છે, કે ભેદોમાં એકતા સ્થાપવી. જુદા જુદા માર્ગોને એક જ લક્ષ્યને અભિમુખ બનાવી દેવા, અને અનેકમાં એકનો જ નિઃસંશયપણે અંતરતરરૂપે અનુભવ કરવો,—બહાર જે બધાં પાર્થક્યો—પૃથક્તાઓ જણાય છે, તેનો નાશ કર્યા વગર તેની અંદર રહેલા નિગૂઢ ઐક્યને પામવું.

આ એકને પ્રત્યક્ષ અનુભવવું, અને ઐકાંતિક વિસ્તારનો પ્રયત્ન કરવો, ભારતવર્ષને માટે અત્યંત સ્વાભાવિક છે. તેના એ સ્વભાવે જ તેને હમેશાં રાજકીય ગૌરવ પ્રત્યે ઉદાસીન રાખ્યું છે. કારણ, રાજ-

કીય ગૌરવના મૂળમાં વિરોધની ભાવના રહેલી છે. જેઓ પરને પૂરેપૂરા દિલથી અત્યંત પર નહિ અનુભવે, તેઓ રાજકીય ગૌરવને જીવનનું ચરમ ધ્યેય નહિ માની શકે. પારકાની વિરુદ્ધ પોતાની પ્રતિષ્ઠા કરવાના જે પ્રયત્ન, એ જ 'પોલિટિકલ' ઉન્નતિનો પાયો છે—અને પારકાની સાથે પોતાનો સંબંધ બાંધવો અને પોતામાં રહેલા વિચિત્ર વિભાગ અને વિરોધમાં સામંજસ્ય સ્થાપવાનો પ્રયત્ન કરવો, એ જ ધર્મનૈતિક અને સામાજિક ઉન્નતિનો પાયો છે. યુરોપની સંસ્કૃતિએ જે ઐક્યનો આશરો લીધો છે, તે વિરોધમૂલક છે. ભારતવર્ષની સંસ્કૃતિએ જે ઐક્યનો આશરો લીધો છે તે મિલનમૂલક છે. યુરોપના પોલિટિકલ ઐક્યની અંદર જે વિરોધનો ફાંસો રહેલો છે, તે તેને પારકાની વિરુદ્ધ બાંધી રાખી શકે, પરંતુ તેને પોતાનામાં સામંજસ્ય સ્થાપી નહિ આપી શકે. આથી વ્યક્તિ વ્યક્તિમાં, રાજા પ્રજામાં, ગરીબ અને તવંગરમાં તેણે સદા વિચ્છેદ અને વિરોધ જાગતા જ રાખ્યા છે. તેઓ બધા મળીને પોતપોતાના ચોક્કસ અધિકાર દ્વારા સમગ્ર સમાજને ઉપાડે છે, એવું નથી, તેઓ પરસ્પરની પ્રતિકૂલ છે—જેથી કોઈ પણ પક્ષનું બળ વધી ન જાય, એનો જ બીજો પક્ષ સાવચેત રહીને જીવતોડ પ્રયત્ન કર્યા કરે છે. પરંતુ બધા મળીને જ્યાં ધક્કાધક્કી કરે છે, ત્યાં બળનું સામંજસ્ય હોઈ શકે નહિ—ત્યાં જતે કાળે જનસંખ્યા યોગ્યતા કરતાં વધારે શ્રેષ્ઠતા મેળવે છે અને વાણિજ્યની ધનસંહતિ ગૃહસ્થના ધનભંડારોની ઉપર વિજય મેળવે છે—આવી રીતે સમાજનું સામંજસ્ય નાશ પામે છે અને આ બધાં વિષમ, વિરોધી અંગોને કોઈ પણ પ્રકારે થીંગડાં મારીને રાખવા માટે સરકાર આખો વખત કાયદા પર કાયદા ઘડ્યા કરે છે! આ અવશ્યંભાવી છે, કારણ, વિરોધ જેનું બીજ હોય, તેનો પાક પણ વિરોધ જ આવવાનો; વચલા ગાળામાં જે પરિપુષ્ટ પલ્લવિત વસ્તુ જોવામાં આવે છે, તે આ વિરોધ ફળનું જ પ્રાણવાન બળવાન વૃક્ષ હોય છે.

ભારતવર્ષે અણુસરખાંને પણ સંબંધનાં બંધનથી બાંધવાનો પ્રયત્ન કર્યો છે. જ્યાં યથાર્થ પાર્થક્ય હોય, ત્યાં તે પાર્થક્યને યથાયોગ્ય સ્થળે ગોઠવીને—મર્યાદામાં રાખીને પછી જ તેને એકતા અર્પી શકાય. બધાએ એક થઈ જવું એવો કાયદો કરવાથી બધા એક થઈ જતા નથી. જેઓ એક થવાના ન હોય, તેઓમાં સંબંધ બાંધવાનો ઉપાય એ છે કે તેઓને જુદા જુદા અધિકારમાં વહેંચી નાખવા. જુદા હોય એને બળજબરીએ એક કરવાથી તેઓ એક દહાડો બળપૂર્વક છૂટા પડી જાય છે, અને તે છૂટા પડતી વખતે પ્રલય થાય છે. ભારતવર્ષ મિલન સાધવાનું આ રહસ્ય જાણતું હતું. ફ્રાંસની રાજ્યક્રાંતિએ શરીરબળથી માનવનાં બધાં પાર્થક્યોને લોહી વડે ભૂંસી નાખીશ એવો ધૃષ્ટતાભર્યો દાવો કર્યો હતો—પણ પરિણામ ઊલટું જ આવ્યું છે—યુરોપમાં રાજશક્તિ, ધનશક્તિ, જનશક્તિ, ધીમે ધીમે અત્યંત વિરોધી બનતી જાય છે. ભારતવર્ષનું લક્ષ્ય એ હતું કે સૌને ઐક્યસૂત્રે બાંધવા, પરંતુ તેનો ઉપાય જુદો જ હતો. ભારતવર્ષે સમાજની બધી હરીફ વિરોધી શક્તિઓને સીમાબદ્ધ અને વિભક્ત કરી નાખી સમાજ–શરીરને એક અને નાનાવિધ કર્મને ઉપયોગી બનાવ્યું હતું—પોતપોતાના અધિકારનું વારંવાર ઉલ્લંઘન કરવાનો પ્રયત્ન કરી વિરોધ અને અવ્યવસ્થા જગાડવા દીધાં નહોતાં. પરસ્પર હરીફાઈને માર્ગે જ સમાજની બધી શક્તિને રાતદિવસ સંગ્રામપરાયણ બનાવી મૂકી ધર્મ–કર્મ–ગૃહ બધાંને જ ચગડોળે ચડાવી આવિલ (મલિન) બનાવી, ઉદ્‌ભ્રાંત કરી મૂક્યાં નહોતાં. ઐક્યનિર્ણય, મિલનસાધના, અને શાંતિ અને સ્થિતિમાં પરિપૂર્ણ વિકાસ અને મુક્તિ પામવાનો અવકાશ, એ જ ભારતવર્ષનું લક્ષ્ય હતું.

વિધાતા ભારતવર્ષમાં જુદી જુદી જાતિઓને ખેંચી લાવ્યા છે. ભારતવર્ષના આર્યને જે શક્તિ મળેલી છે, તેનું પરિશીલન કરવાની તક ભારતવર્ષને પ્રાચીન કાળથી જ મળેલી છે. ઐક્યમૂલક સંસ્કૃતિ

એ જ માનવજાતિની ચરમ સંસ્કૃતિ છે. ભારતવર્ષ લાંબા વખતથ અનેક ઉપાયે તેનો પાયો નાખતું આવ્યું છે. પરાયા ગણીને એણે કોઈને દૂર કાઢયા નથી, અનાર્ય ગણીને એણે કોઈનો બહિષ્કા કર્યો નથી, અસંગત કહીને એણે કશાયનો ઉપહાસ કર્યો નથ ભારતવર્ષે બધું જ ગ્રહણ કર્યું છે, બધાંનો જ સ્વીકાર કર્યો છે. આટલ બધું ગ્રહણ કરવા છતાં પોતાનું રક્ષણ કરવું હોય તો આ બધ ઢગલાબંધ સામગ્રીમાં પોતાની વ્યવસ્થા, પોતાનો નિયમ સ્થાપિત કરવો જોઈએ—સાઠમારીના મેદાનમાં જેમ પશુઓને એક બીજ ઉપર છોડી મૂકે છે તેમ કર્યે નહિ ચાલે. એ બધાંને યોગ્ય નિયમ પ્રમાણે વિભાગ કરી જુદાં પાડી એક મૂળ ભાવનાદ્વારા બાંધવ જોઈએ. ઉપકરણ ગમે ત્યાંનાં હોય, આ વ્યવસ્થા ભારતવર્ષની છે એ મૂળ ભાવના ભારતવર્ષની છે. યુરોપ પારકાને દૂર કાઢીને, તેમને ઉચ્છેદ કરીને સમાજને સલામત રાખવા ઇચ્છે છે; અમેરિકા, ઑસ્ટ્રે લિયા, ન્યૂઝિલેંડ, કેપ-કોલોનીમાં એનો પરિચય આજસુધી આપણને મળ્યા કરે છે. એનું કારણ એ છે કે તેના પોતાના સમાજમ કોઈ ચોક્કસ વ્યવસ્થાની ભાવના નથી, તેના પોતાના જ જુદા જુદા સંપ્રદાયોને તે યથોચિત સ્થાન આપી શક્યું નથી, અને જેઓ સમાજના અંગ છે, તેઓમાં ઘણાખરા સમાજને બોજારૂપ થઈ પડ્યા છે—એવી સ્થિતિમાં બહારના લોકોને તે સમાજ પોતાનામાં કયે ઠેકાણે આશ્રય આપવાનો હતો? પોતાનાં માણસો જ જ્યાં ઉપદ્રવ કરવા તૈયાર થયાં હોય ત્યાં બહારના લોકોને કોઈ જગ્યા આપવા ઇચ્છતું નથી. જે સમાજમ વ્યવસ્થા હોય, ઐક્યના નિયમ હોય, બધાને સ્વતંત્ર સ્થાન અને અધિકાર હોય તે સમાજમાં પારકાને પોતાનું સ્થાન કરી લેવું સહેલું પડે છે. કાં તો પારકાને કાપીને મારીને હાંકી કાઢીને પોતાના સમાજનું અને સંસ્કૃતિનું રક્ષણ કરો અથવા પારકાને પોતાના નિયમો વડે સંયમમાં રાખી સુઘટિત વ્યવસ્થામાં સ્થાન કરી આપો, આ બે રીત છે. યુરોપે પહેલી રીત સ્વીકારી

આખી દુનિયા સાથે વિરોધ જગાડી મૂક્યો છે; ભારતવર્ષે બીજી રીત સ્વીકારી બધાને જ ક્રમેક્રમે ધીરેધીરે પોતાના કરી લેવાનો પ્રયત્ન કર્યો છે. જો ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોય, જો ધર્મને માનવ સંસ્કૃતિના ચરમ આદર્શ તરીકે નક્કી કરવામાં આવે, તો ભારતવર્ષની રીતને જ શ્રેષ્ઠ ગણવી પડે.

પારકાને પોતીકા બનાવવા માટે પ્રતિભાની જરૂર પડે છે. બીજામાં પ્રવેશ કરવાની શક્તિ અને બીજાને સંપૂર્ણ પોતાના કરી લેવાનું જાદુ, એ પ્રતિભાની આગવી મૂડી છે. ભારતવર્ષમાં આપણે એ પ્રતિભા જોઈ શકીએ છીએ. ભારતવર્ષે નિઃસંકોચપણે બીજાઓમાં પ્રવેશ કર્યો છે, અને અનાયાસે બીજાની સામગ્રી પોતાની કરી લીધી છે. પરદેશીઓ જેને મૂર્તિપૂજા કહે છે, તેને જોઈને ભારતવર્ષ ડરી નહોતું ગયું. તેણે નાક નહોતું ચડાવ્યું. ભારતવર્ષે પુલિન્દ, શબર, વ્યાધ વગેરે પાસેથી પણ બીભત્સ સામગ્રી લઈને તેમાં પોતાની ભાવનાનો વિસ્તાર કર્યો છે—તેની મારફતે પણ પોતાની આધ્યાત્મિકતાને વ્યક્ત કરી છે. ભારતવર્ષે કશાનો જ ત્યાગ કર્યો નથી, અને ગ્રહણ કરીને બધું જ પોતાનું બનાવી દીધું છે.

આ ઐક્યવિસ્તાર અને વ્યવસ્થાની સ્થાપના કેવળ સમાજ વ્યવસ્થામાં જ નહિ પણ ધર્મનીતિમાં પણ જોવા મળે છે. ગીતામાં જ્ઞાન, પ્રેમ અને કર્મ વચ્ચે જે સંપૂર્ણ સામંજસ્ય સ્થાપવાનો પ્રયત્ન જોઈએ છીએ તે ભારત વર્ષની વિશેષતા છે. યુરોપમાં 'રિલીજિયન' નામે જે શબ્દ છે તેનો હિન્દુસ્તાનની ભાષામાં અનુવાદ કરવો અસંભવિત છે—કારણ, ભારતવર્ષે ધર્મમાં માનસિક વિચ્છેદ થતો રોકચો છે—આપણી બુદ્ધિ–માન્યતા–આચરણ, આપણો ઇહકાલ–પરકાલ, એ બધું મળીને જ ધર્મ થાય છે. ભારતવર્ષે તેને ખંડિત કરીને કોઈને પોશાકી અને કોઈને હમેશનો બનાવ્યો નથી. હાથનું જીવન, પગનું જીવન, માથાનું જીવન, પેટનું જીવન એ જેમ જુદાં

નથી, તેમ માન્યતાનો ધર્મ, આચરણનો ધર્મ, રવિવારનો ધર્મ, બાકીના છ દિવસનો ધર્મ—એમાં ભારતવર્ષે ભેદ પેદા કર્યો નથી. ભારતવર્ષનો ધર્મ તો સમસ્ત સમાજનો જ ધર્મ છે—તેનાં મૂળ ધરતીની અંદર અને માથું આકાશમાં છે—તેનાં મૂળને અને માથાને જુદાં જુદાં કરીને ભારતવર્ષે જોયાં નથી—ધર્મને ભારતવર્ષે દ્યુલોક-ભૂલોક-વ્યાપી, માનવના સમસ્ત જીવનવ્યાપી એક બૃહત્ વનસ્પતિ રૂપે જોયો છે.

પૃથ્વીના સંસ્કૃત સમાજમાં ભારતવર્ષ અનેકને એક કરવાના આદર્શરૂપે વિરાજે છે, તેના ઇતિહાસમાંથી આજ વસ્તુ સાબિત થશે. એકનો વિશ્વમાં અને પોતાના આત્મામાં અનુભવ કરીને તે જ એકને અનેકમાં સ્થાપન કરવું, જ્ઞાનદ્વારા શોધી કાઢવું, કર્મદ્વારા પ્રતિષ્ઠિત કરવું, પ્રેમદ્વારા ઉપલબ્ધ કરવું, અને જીવનદ્વારા તેનો પ્રચાર કરવો—જાત જાતનાં વિઘ્નોમાં વિપત્તિઓમાં દુર્ગતિમાં અને સુગતિમાં ભારતવર્ષ એ જ કરી રહ્યો છે. ઇતિહાસદ્વારા જ્યારે ભારતના એ ચિરંતન ભાવનો આપણે અનુભવ કરીશું ત્યારે આપણા વર્તમાનનો ભૂતકાળ સાથેનો વિચ્છેદ લુપ્ત થઈ જશે.

૧૩૦૯ (૧૯૦૨)

# દેશી રાજ્ય

દેશ પરદેશના લોકો કહે છે કે હિંદુસ્તાનનાં દેશી રાજ્યો પાછળ પડતાં જાય છે. જગતની ઉન્નતિના યાત્રાપથમાં પાછળ પડી જવું એ સારું નથી, એ વાતનો સૌ કોઈ સ્વીકાર કરશે, પરંતુ આગળ વધવાના બધા જ ઉપાયો કંઈ સરખા મંગલકર હોતા નથી. પોતાની શક્તિથી જ આગળ વધવું એ જ સાચી પ્રગતિ કહેવાય—એમ કરવા જતાં જો ધીમે ધીમે જવાય, તો તે પણ સારું. બીજી વ્યક્તિની કેડ ઉપર કે પીઠ ઉપર ચડીને આગળ જવાનું કશું મહત્ત્વ જ નથી, કારણ, ચાલવાની શક્તિ મળે એ જ સાચો લાભ હોય છે, માત્ર આગળ જવું એ લાભ નથી. બ્રિટિશ રાજ્યમાં આપણે જે કંઈ આગળ વધી શક્યા છીએ, તેમાં આપણી કૃતાર્થતા કેટલી! ત્યાંનાં રાજવ્યવસ્થા, સંરક્ષણ, કાયદા વગેરે ગમે એટલાં સારાં હોય તો યે તે કંઈ ખરેખર આપણાં નથી. માણસ ભૂલ–ત્રુટિ–ક્ષતિ–ક્લેશમાં થઈને જ પૂર્ણતાને માર્ગે આગળ વધે છે. પરંતુ આપણને ભૂલ કરવા દેવા જેટલી ધીરજ બ્રિટિશરાજમાં છે નહિ. એટલે તેઓ આપણને ભિક્ષા આપી શકે છે, શિક્ષા આપી શકતા નથી. તેઓનું

પોતાનું જે કંઈ છે, તેની સગવડ આપણને આપી શકે છે, પરંતુ તેનો અધિકાર આપી શકતા નથી. ધારો કે કલકત્તા મ્યુનિસિપાલિટીના પહેલાંના કમિશનરોને શહેરના કામમાં સ્વતંત્રતા મળી હતી છતાં તેઓ જોઈએ એટલી કાબેલિયત બતાવી શક્યા નહોતા, એ અપરાધથી અકળાઈ જઈને રાજ્યકર્તાઓએ તેમની સ્વતંત્રતા છીનવી લીધી. કદાચ એમ બને, કે અત્યારે કલકત્તાનું શહેરનું કાર્ય પહેલાં કરતાં સારું ચાલતું હશે, પરંતુ આ પ્રમાણે સારું ચાલે એ જ સૌથી સારું, એમ હું નથી કહી શકતો. આપણી પોતાની શક્તિથી એના કરતાં ખરાબ ચાલે તે પણ આપણે માટે એના કરતાં સારું છે. આપણે ગરીબ છીએ અને અનેક બાબતોમાં અશક્તિમાન છીએ; આપણા દેશની વિદ્યાપીઠોનું શિક્ષણકાર્ય ધનવાન અને જ્ઞાનવાન ઇંગ્લંડની વિદ્યાપીઠો સાથે સરખાવી શકાય એવું નથી. એટલા માટે શિક્ષણ ખાતામાં દેશી માણસોના અધિકાર ઘટાડી નાખીને રાજા જો પોતાના જોરે કેમ્બ્રિજ ઑક્સફર્ડની નકલી મૂર્તિ ઊભી કરે તો તેમાં આપણું કેટલું કલ્યાણ થવાનું હતું?—આપણે ગરીબને લાયક વિદ્યાલય જો ઊભું કરી શકીએ, તો તે જ આપણી સંપત્તિ છે. જે સારી વસ્તુ મારા અધિકારની સારી વસ્તુ નથી, તે સારી વસ્તુને પોતાની માનવી એ જ માણસને માટે ભારે આફતરૂપ છે. થોડા દિવસ પહેલાં, એક બંગાળી ડેપ્યુટિ મૅજિસ્ટ્રેટ દેશી રાજ્યવ્યવસ્થા પ્રત્યે અત્યંત અવજ્ઞા પ્રગટ કરી હતી—ત્યારે હું સ્પષ્ટ જોઈ શક્યો કે તેઓ એમ માને છે કે બ્રિટિશરાજ્યની સુવ્યવસ્થા બધી જ કેમ જાણે તેમની સુવ્યવસ્થા ન હોય;—તેઓ તો કેવળ ભારવાહી છે, તેઓ યંત્રી નથી, પણ યંત્રનો એક સામાન્ય ભાગ માત્ર છે, એ વાતનું જો તેમને ભાન હોત, તો દેશી રાજ્યવ્યવસ્થા પ્રત્યે આવી ધૃષ્ટતાપૂર્વક અવજ્ઞા પ્રગટ ન કરી શકત. બ્રિટિશ રાજ્યમાં આપણને જે મળે છે, તે આપણું નથી, એ સત્ય બરાબર સમજવું આપણે માટે મુશ્કેલ થઈ પડ્યું છે, એ કારણે જ આપણે રાજાની પાસેથી ઉત્તરોત્તર નવા નવા અધિકારની માગણી કર્યા કરીએ

છીએ અને ભૂલી જઈએ છીએ,—કે અધિકાર મળવો અને અધિકારી થવું એ બેમાં ફેર છે.

દેશી રાજ્યની ભૂલ ત્રુટિ મંદગતિમાં પણ આપણે સાંત્વન લેવા જેવી વાત એટલી કે તેમાં જે કંઈ લાભ છે, તે સાચે જ આપણો પોતાનો લાભ છે. તે પારકાના ખભા ઉપર ચડવાનો લાભ નથી, પણ એ તો પોતાને પગે ચાલવાનો લાભ છે. એ જ કારણે આપણા બંગાળ દેશના આ નાનકડા ત્રિપુરરાજ્ય પ્રત્યે ઉત્સુક દૃષ્ટિ નાખ્યા વિના મારાથી રહેવાતું નથી. એ કારણથી જ અહીંની રાજ્યવ્યવસ્થામાં જે કાંઈ અભાવ અને વિઘ્નો જોવામાં આવે છે, તેને હું આપણા આખા બંગાળ દેશનું દુર્ભાગ્ય માનું છું. એ જ કારણથી રાજ્યવ્યવસ્થામાં જો કંઈ અસંપૂર્ણતા અથવા વ્યવસ્થાનો અભાવ માલમ પડે, તો તેને વિશે સ્પષ્ટતાપૂર્વક ચર્ચા કરવાનો મને ઉત્સાહ થતો નથી,—મારું માથું નીચું નમી જાય છે, એ જ કારણથી, જો મારા જાણવામાં આવે કે તુચ્છ સ્વાર્થપરતા પોતાના સામાન્ય લાભને ખાતર, તત્કાલની ક્ષુદ્ર સગવડને ખાતર, રાજશ્રીના મંદિરના પાયાને શિથિલ કરી નાખતાં પણ સંકોચ પામતી નથી, તો તે અપરાધને હું નાના સરખા રાજ્યની એક નાની સરખી ઘટના ગણીને નિશ્ચિંત રહી શકતો નથી. આ દેશી રાજ્યની શરમને જ જો યથાર્થરૂપે આપણું ગૌરવ ન સમજીએ, તો દેશ વિશે આપણી ગેરસમજ થાય છે.

મેં પહેલાં જ કહ્યું છે, કે ભારતીય પ્રકૃતિને જ વીર્યદ્વારા બળવાન બનાવીશું ત્યારે જ આપણે સાચી રીતે ઉત્કર્ષ પામવાની આશા રાખી શકીશું. બ્રિટિશ રાજ ઇચ્છે તો યે આ બાબતમાં આપણને મદદ કરી શકે એમ નથી. તેઓ પોતાના મહત્ત્વને જ એક માત્ર મહત્ત્વ સમજે છે—એ કારણથી શુભ હેતુથી પણ તેઓ આપણને જે શિક્ષણ આપે છે, તેને લીધે આપણે સ્વદેશની અવજ્ઞા કરતાં શીખીએ છીએ. આપણામાં જે લોકો 'પેટ્રિયટ'—દેશભક્ત

તરીકે પ્રખ્યાત છે, તેઓમાંના ઘણા ખરા આ અવજ્ઞા કરનારાઓમાં અગ્રણી છે. આવી રીતે જેઓ ભારતની અંતઃકરણપૂર્વક અવજ્ઞા કરે છે, તેઓ જ ભારતને વિલાયત બનાવી દેવા ઉત્સુક છે—સદ્‌ભાગ્યે તેઓની એ અસંભવિત આશા કોઈ કાળે સફળ થવાની નથી.

આપણા દેશનાં રાજ્યો પાછળ પડી જાય કે બીજું ગમે તે થાય, પણ અહીં જ આપણે સ્વદેશનું સાચું સ્વરૂપ જોવાની ઇચ્છા રાખીએ છીએ. વિકૃતિ અને અનુકૃતિનો રોગચાળો અહીં નહિ ફેલાય એટલી જ આપણે અંતરથી આશા રાખીએ છીએ. બ્રિટિશ રાજ આપણી ઉન્નતિ ઇચ્છે છે, પરંતુ તે ઉન્નતિ બ્રિટિશ મત પ્રમાણે થવી જોઈએ.એ સ્થિતિમાં તો જલપદ્મની ઉન્નતિની પદ્ધતિ સ્થલપદ્મને લાગુ કરવામાં આવે છે, પરંતુ દેશી રાજ્ય સ્વભાવના અવ્યાહત નિયમ પ્રમાણે દેશની ઉન્નતિના ઉપાય નક્કી કરશે, એ જ આપણી કામના છે.

એનું કારણ એ નથી કે ભારતની સંસ્કૃતિ જ સૌ સંસ્કૃતિમાં શ્રેષ્ઠ છે. યુરોપની સંસ્કૃતિ માનવજાતિને જે સંપત્તિ આપી રહી છે, તે મહામૂલી છે, એ બાબત શંકા પ્રકટ કરવી એ ધૃષ્ટતા છે.

આથી યુરોપની સંસ્કૃતિનો-તે નિકૃષ્ટ છે માટે ત્યાગ કરવો પડશે, એવું મારું કહેવું નથી—તે આપણને માટે અસ્વાભાવિક છે માટે જ, અસાધ્ય છે માટે જ સ્વદેશી આદર્શ તરફ આપણે મન દેવું પડશે—બંને આદર્શોની તુલના કરી વિવાદ કરવાની મારી ઇચ્છા નથી, તો પણ એટલું તો કહેવું જ પડશે કે બંનેય આદર્શો માનવને માટે અત્યંત આવશ્યક છે.

પેલે દિવસે અહીંના એક સર્જન મને પૂછતા હતા કે, ગવર્મેન્ટ આર્ટસ્કૂલની ગેલરીમાંથી વિલાયતી ચિત્રો વેચી નાખ્યાં એ સારું થયું?

મેં એનો જવાબ એવો આપ્યો હતો કે સારું જ થયું છે. એનું કારણ એ નથી કે, વિલાયતી ચિત્રકળા ઉત્તમ વસ્તુ નથી. પરંતુ તે ચિત્રકળાને આટલી સોંઘી રીતે શીખીએ એ ન ચાલે. આપણા

દેશમાં તે ચિત્રકળાનો સાચો આદર્શ ક્યાં મળવાનો હતો? એક લખનૌ ઠુમરી અને 'હિલિમિલિ પનિયા' સાંભળીને જો કોઈ વિલાયતવાસી અંગ્રેજ ભારતીય સંગીત કલા શીખી લેવા ઇચ્છે, તો મિત્રની એ ફરજ છે કે તેને રોકે. વિલાયતના બજારનો કેટલોક સોંઘો કચરો અને સાથે સાથે એકાદ બે સારાં ચિત્રો નજર સામે રાખીને આપણે એ ચિત્રવિદ્યાનો ખરો આદર્શ કેવી રીતે પામવાના હતા? એ રીતે આપણે જે કંઈ શીખીએ છીએ, તે કેટલું નિકૃષ્ટ છે, તે પણ પૂરું સમજવાનો કશો ઉપાય આપણા દેશમાં નથી. જ્યાં કોઈ વસ્તુ આખી છે નહિ, કેવળ કેટલાંક અસંબદ્ધ દૃષ્ટાંતો જ છે, ત્યાં તે વસ્તુનો પરિચય મેળવવાનો પ્રયત્ન કરવો એ વિડંબના કહેવાય. આ અધૂરું શિક્ષણ આપણી દૃષ્ટિ બગાડી નાંખે છે,—પારકાના દેશનું સારું તો શીખી જ શકતા નથી, પોતાના દેશનું સારું જોવાની શક્તિ પણ ચાલી જાય છે.

આર્ટસ્કૂલમાં દાખલ થયા છીએ, પણ આપણા દેશમાં શિલ્પ કલાનો આદર્શ શો છે, તે તો આપણે જાણતા જ નથી. જો શિક્ષણ દ્વારા એનો પરિચય મળતો હોત તો તો સાચેસાચ એક શક્તિ પામવાની તક મળત. કારણ, એ આદર્શ દેશની અંદર જ છે—એકવાર જો આપણી આંખ ખૂલી જાય, તો એને આપણા આખા દેશમાં, થાળીમાં, વાટકામાં, લોટામાં, ટોપલામાં, છાબડીમાં, મંદિરમાં, મઠમાં, વસ્ત્રમાં, ભૂષણમાં, પટમાં, ઘરની ભીંતોમાં વિવિધ અંગોથી પરિપૂર્ણ એક સમગ્ર મૂર્તિરૂપે જોઈ શકત, એના પ્રત્યે આપણા સચેષ્ટ ચિત્તને પ્રયોજી શકત, પૈતૃક સંપત્તિ મેળવીને તેને વેપારમાં વાપરી શકત.

આ કારણથી, આપણી વિદ્યાર્થી અવસ્થામાં વિલાયતી ચિત્રોનો મોહ બળપૂર્વક ભાંગી નાખવો સારો. નહિ તો પોતાના દેશમાં શું છે, તે જોવાનું મન થતું નથી, હમેશાં અવજ્ઞાથી અંધ બનીને જે ધન ઘરની પેટીમાં છે, તેને ખોઈ બેસવું પડે છે.

અમે જોયું છે કે જાપાનના એક સુવિખ્યાત ચિત્રરસજ્ઞ પંડિત આપણા દેશની કીડાઓએ કરડેલી કેટલીક પટની છબિઓ જોઈને વિસ્મયથી રોમાંચિત થઈ ગયા હતા—તેઓ એક પટ અહીંથી લઈ ગયા છે, તે ખરીદવાને માટે જાપાનના અનેક ગુણજ્ઞોએ તેમને ખૂબ કિંમત આપવા કહી હતી, પરંતુ તેમણે તે વેચ્યો નહિ.

અમે એ પણ જોઈએ છીએ કે યુરોપના ઘણા રસજ્ઞો આપણી અજાણી દુકાનો અને બજારો ફેંદી ફેંદીને મેલા ફાટેલા કાગળના ચિત્રપટ બહુમૂલ્ય સંપત્તિની પેઠે ભેગા કરીને લઈ જાય છે. તે બધાં ચિત્રો જોઈને આપણા આર્ટસ્કૂલના વિદ્યાર્થીઓ નાક ચડાવે છે. એનું કારણ શું? એનું કારણ એ કે જેઓ કલાવિદ્યા સાચેસાચ શીખ્યા હોય છે તેઓ વિદેશનાં અપરિચિત રીતિનાં ચિત્રોનું સૌંદર્ય પણ બરાબર જોઈ શકે છે—તેમનામાં એક પ્રકારની કલાદષ્ટિ જાગે છે. અને જેઓ માત્ર નકલ કરીને શીખે છે, તેઓ નકલની બહાર બીજું કશું જ જોઈ શકતા નથી.

આપણે જો આપણા દેશની શિલ્પકળાને સમગ્રભાવે, યથાર્થ ભાવે જોતાં શીખત, તો આપણામાં તે શિલ્પદષ્ટિ, શિલ્પજ્ઞાન જાગત, જેની મદદથી શિલ્પસૌંદર્યના દિવ્યમંદિરનાં સઘળાં દ્વાર આપણી આગળ ખૂલી જાત. પરંતુ પરદેશી કળાની તદ્દન અધૂરી કેળવણીને લીધે આપણને જે મળ્યું નથી, તેને મળ્યું છે એમ માનીએ છીએ, જે પારકાના તાબામાં જ રહી ગયું છે, તેને પોતાની સંપત્તિ માનીને અહંકાર કરીએ છીએ.

‘પિયેર લોટી’ ઉપનામધારી વિખ્યાત ફ્રેંચ પ્રવાસી ભારતવર્ષમાં પ્રવાસ કરવા આવ્યા ત્યારે આપણા દેશના રાજમહેલોમાં વિલાયતી રાચરચીલાંનો ભરગારો જોઈને હતાશ થઈ ગયા હતા. તેઓ સમજી ગયા કે વિલાયતી રાચરચીલાંની તદ્દન અધમ પ્રકારની સામગ્રી ઘરમાં ગોઠવીને આપણા દેશના મોટા મોટા રાજાઓ ગૌરવ

માને છે, તેનું કારણ શિક્ષણ અને જ્ઞાનનો અભાવ જ છે. ખરું જોતાં વિલાયતી વસ્તુને ખરી રીતે પારખતાં શીખવું હોય તો તે વિલાયતમાં જ સંભવિત છે. ત્યાં શિલ્પકળા જીવંત છે, ત્યાં વિવિધ શિલ્પપદ્ધતિનો કાલપરંપરાગત ઇતિહાસ છે, તે દરેકની સાથે વિશેષ દેશકાલપાત્રની સુસંગતિ ત્યાંના ગુણીજનો જાણે છે—આપણે તેમાંનું કશું જ જાણ્યા વગર ફક્ત રૂપિયાની કોથળી લઈને મૂર્ખ દુકાનદારની મદદથી આંધળા બનીને કેટલીક મેળ વગરની વસ્તુઓ લાવી ઘરમાં ખડકીએ છીએ—તેને વિશે વિચાર કરવો આપણી શક્તિની બહારની વાત છે.

આ રાચરચીલાંની દુકાન જો લૉર્ડ કર્ઝન બળજબરીએ બંધ કરાવી શકત, તો ફરજિયાત રીતે આપણને સ્વદેશી વસ્તુઓની કદર કરવી પડત—તો રૂપિયાને જોરે વસ્તુઓ ખરીદવાનું બંધ થાત અને રુચિ કેળવાત. તેમ જો થાત તો ધનવાનોનાં ઘરમાં પેસતાં દુકાનનો નહિ પણ ગૃહસ્થની પોતાની કલાભિજ્ઞતાનો પરિચય મળત. એ જ આપણે માટે ખરું શિક્ષણ અને ખરા લાભની વાત થાત, એમ થાત તો આપણા અંતરમાં અને બહાર, આપણા સ્થાપત્યમાં અને ભાસ્કર્યમાં આપણા ઘરની ભીતોમાં અને આપણી બજારોમાં આપણે સ્વદેશને અનુભવત.

દુર્ભાગ્યે દરેક દેશમાં જ સામાન્ય માણસો અશિક્ષિત હોય છે. સામાન્ય અંગ્રેજોને શિલ્પનું જ્ઞાન નથી હોતું—એટલે તેઓ સ્વદેશી સંસ્કારથી આંધળા હોય છે. તેઓ આપણી પાસે તેમના જ સંસ્કારોના અનુકરણની આશા રાખે છે. આપણાં દીવાનખાનાંમાં તેમની દુકાનોનો માલ જુએ ત્યારે જ તેમને શાંતિ વળે,—ત્યારે જ તેમને લાગે કે આપણે તેમની જ ફરમાશ અનુસાર તૈયાર થયેલા સંસ્કૃત પદાર્થ બની ગયા છીએ. તેમની જ બીનકેળવાયલી રુચિ અનુસાર આપણા દેશનું પ્રાચીન શિલ્પ સૌંદર્ય સુલભ અને હલકા અનુકરણને માગ આપે છે. આપણા દેશના કળાકારો પરદેશી પૈસાના લોભથી પરદેશી રીતિની અદ્ભુત નકલ કરવા તૈયાર થઈને દષ્ટિ બગાડવા બેઠા છે.

જેમ કળામાં તેમ જ બધી બાબતોમાં આપણે પરદેશી પદ્ધતિને જ એક માત્ર પદ્ધતિ સમજીએ છીએ. કેવળ બહારની વસ્તુઓમાં જ નહિ, આપણા મનમાં, એટલું જ નહિ, આપણા હૃદયમાં નકલનાં વિષબીજ દાખલ થતાં જાય છે. દેશને માટે આવી આફત બીજી હોઈ જ ન શકે.

એ મહા આફતમાંથી ઊગરવાને માટે એક માત્ર દેશી રાજ્ય તરફ આપણે તાકી રહ્યા છીએ. અમે એવું નથી કહેતા કે અમે વિદેશી વસ્તુ નહિ લઈએ. લેવી જ પડશે, પણ દેશી પાત્રમાં લઈશું. પારકાનાં હથિયાર ખરીદવા માટે પોતાના હાથ નહિ કાપી નાખીએ. એકલવ્યની પેઠે ધનુર્વિદ્યાની ગુરુદક્ષિણા રૂપે પોતાના જમણા હાથનો અંગૂઠો નહિ આપી દઈએ. આપણે એટલું યાદ રાખવું જ પડશે કે પોતાની પ્રકૃતિનું ઉલ્લંઘન કરીએ તો દુર્બળ થઈ જવાય. વાઘનો આહાર બળકારક હોય છે, એમાં શક નથી, પરંતુ હાથી જો તેનાથી લોભાય તો તે જરૂર મરી જાય. આપણે લોભમાં પડીને પ્રકૃતિ પ્રત્યે વ્યભિચાર ન કરીએ તો સારું. આપણા ધર્મકર્મમાં, ભાવ–ભંગીમાં, હમેશાં આપણે એ જ કરી રહ્યા છીએ, એટલે આપણી સમસ્યા ઉત્તરોત્તર જટિલ બનતી જાય છે, આપણે સદા અકૃતાર્થ અને ભારાક્રાંત બનતા જઈએ છીએ. ખરું જોતાં જટિલતા એ આપણા દેશનો ધર્મ નથી. ઉપકરણની વિરલતા, જીવનયાત્રાની સરલતા આપણા દેશની આગવી વસ્તુ છે—એમાં જ આપણું બળ, આપણા પ્રાણ, આપણી પ્રતિભા રહેલાં છે. આપણા ચંડીમંડપમાંથી જો આપણે વિલાયતી કારખાનાંની ઢગલાબંધ જંજાળોને વાળી ઝૂડીને બહાર નહિ કાઢી નાખીએ તો બંને બાજુથી આપણે મરવાના છીએ, એટલે કે વિલાયતી કારખાનાં પણ અહીં ચાલવાનાં નથી, અને ચંડીમંડપ પણ રહેવાને લાયક રહેવાના નથી.

આપણા કમનસીબે આ કારખાનાંની ધૂળ અને ધૂણીવાળી હવા

દેશી રાજ્ય-વ્યવસ્થામાં પેઠી છે, તેણે જે સહજ હતું તેને વિના કારણે જટિલ બનાવી દીધું છે, વાસસ્થાનને કાળાપાણી બનાવી મૂક્યું છે. જેઓ અંગ્રેજોને હાથે ઊછરીને મોટા થયા છે, તેમને સમજાતું જ નથી કે અંગ્રેજોની વસ્તુઓ જો લેવી જ પડે એમ હોય તો તેને પોતાની કરી ન શકીએ તો તેનાથી અનિષ્ટ જ થવાનું છે, અને પોતાની કરવાનો એક માત્ર ઉપાય તેને પોતાની પ્રકૃતિને અનુકૂળ કરી લેવી એ છે—તેને જેમની તેમ રાખવી એ નથી. ખોરાક જો સદા ખોરાક રૂપે જ કાયમ રહે તો તેનાથી પોષણ મળવાનું તો આઘું રહ્યું, ઊલટો રોગ થાય. ખોરાક જ્યારે ખોરાક રૂપને છોડીને આપણા રસરક્ત રૂપમાં ભળી જાય છે અને જે ભળે એવું ન હોય તે ફેંકી દેવાય છે, ત્યારે જ તે આપણને જીવતા રાખી શકે છે. વિલાયતી વસ્તુઓ જ્યારે આપણી ભારતીય પ્રકૃતિદ્વારા પાચન થઈ જઈને તેનું પોતાનું રૂપ છોડીને આપણા કલેવરની સાથે એકાત્મ થઈ જાય, ત્યારે જ તે આપણા લાભની વસ્તુ થઈ શકે—જ્યાં સુધી તેની ઉત્કટ વિદેશીયતા કાયમ રહે ત્યાં સુધી તેમાં લાભ નથી. વિલાયતી સરસ્વ-તીના પોષ્ય પુત્રો આ વાત કેમે કર્યા સમજી શકતા નથી. પોષણ મેળવવા તરફ તેમની દૃષ્ટિ જ નથી, લાદવાને જ તેઓ પરમાર્થ સમજે છે. એટલા માટે જ આપણાં દેશી રાજ્યો પણ પરદેશી કાર્ય-પદ્ધતિની અસંગત અનાવશ્યક વિપુલ જંજાળમાં પોતાની શક્તિને વિના કારણ વેડફી નાખે છે. પરદેશી બોજાને જો અનાયાસે ગ્રહણ કરી શકતા હોત, જો તે બોજા જેવો ન લાગતો હોત, રાજ્ય જો એક ઑફિસ બની જવાના પ્રયત્નમાં ક્ષણે ક્ષણે પરસેવાથી રેબઝેબ ન થઈ જતું હોત, જેનો સજીવ હૃદયની નાડીની સાથે સંબંધ હતો તેને યંત્રના નળની સાથે જોડવામાં ન આવ્યું હોત, તો વાંધો લેવા જેવું કશું હતું જ નહિ. આપણા દેશનું રાજ્ય કારકુનોને હાથે ચાલતું જબરદસ્ત કારખાનું નથી—નિર્મૂલ નિર્વિકાર અંજીન નથી—તેનાં અનેકવિધ સંબંધ સૂત્રો કંઈ લોખંડનાં યંત્રો નથી, પણ હૃદયના

તંતુ છે—રાજલક્ષ્મી ક્ષણે ક્ષણે તેના કર્મની શુષ્કતામાં રસસંચાર કરે છે, કઠિનને કોમલ બનાવે છે, તુચ્છને સૌંદર્યથી શણગારે છે, આપલેના વ્યવહારને કલ્યાણની કાંતિથી ઉજ્જવલ બનાવી દે છે, અને ભૂલચૂકને ક્ષમાના અશ્રુજલથી ધોઈ નાખે છે. આપણું દુર્ભાગ્ય આપણાં દેશી રાજ્યોને પરદેશી ઑફિસના ઢાળામાં ઢાળી તેમને યંત્રો ન બનાવી દે—એ બધે ઠેકાણે જ આપણે સ્વદેશલક્ષ્મીના સ્તન્યથી સીંચાયલા સ્નિગ્ધ વક્ષસ્થલનો સજીવ કોમળ માતૃ-સ્પર્શ પામતા રહીએ, એ જ આપણી કામના છે. દેશની ભાષા, દેશનું સાહિત્ય, દેશની કળા, દેશની રુચિ, દેશની કાંતિ અહીં માતાના ખોળામાં આશ્રય પામો અને દેશની શક્તિ મેઘમુક્ત પૂર્ણચંદ્રની પેઠે પોતાને ખૂબ સહજ રીતે ખૂબ સુંદર રીતે પ્રગટ કરી શકો.

૧૩૧૨ (૧૯૦૫)

# પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ

ફ્રેંચ મનીષી ગિઝોએ યુરોપની સંસ્કૃતિની પ્રકૃતિ વિશે જે કહ્યું છે, તે આપણે વિચારવા યોગ્ય છે. પહેલાં હું તેમનો મત નીચે ઉતારું છું.

તેઓ કહે છે કે આધુનિક યુરોપિયન સંસ્કૃતિની પહેલાંના સમયમાં એશિયામાં શું કે બીજે શું, એટલું જ નહિ પ્રાચીન ગ્રીસ રોમમાં પણ સંસ્કૃતિમાં એક પ્રકારની એકમુખિતા જોવામાં આવે છે. દરેક સંસ્કૃતિ જાણે એક મૂળમાંથી ઊગી છે, અને એક ભાવને અવલંબીને સ્થિર રહેલી છે. સમાજમાં તેના પ્રત્યેક અનુષ્ઠાનમાં, તેના આચારમાં, તેના અંગોના વિકાસમાં, તે એક જ સ્થાયી ભાવનું જ કર્તૃત્વ જોવામાં આવે છે.

જેમ ઇજિપ્તમાં એક પુરોહિત–શાસનતંત્ર સમસ્ત સમાજ ઉપર અધિકાર જમાવી બેઠું હતું; તેના આચાર–વ્યવહારમાં, તેના કીર્તિસ્તંભોમાં, એનો જ એક માત્ર પ્રભાવ જોવામાં આવે છે, તેમ ભારતવર્ષમાં પણ બ્રાહ્મણ્ય તંત્રે જ સમસ્ત સમાજને એક ભાવથી ગઠિત કર્યો હતો.

સમયે સમયે એઓમાં જુદી જુદી શક્તિનો વિરોધ ઊભો થયો નહોતો, એમ ન કહી શકાય; પરંતુ તે વિરોધો પેલા કર્તૃત્વને હાથે પરાસ્ત થયા હતા.

આવા એક ભાવના કૃર્તૃત્વથી ભિન્ન ભિન્ન દેશે ભિન્ન ભિન્ન ફળ મેળવ્યું છે. સમગ્ર સમાજમાં એ ભાવની એકતાને લીધે ગ્રીસ અતિ આશ્ચર્યજનક ઝડપથી એક અપૂર્વ ઉન્નતિને પામ્યું હતું. બીજી કોઈ પણ જાતિએ એટલા થોડા સમયમાં આટલી ઉજ્જવલતા પ્રાપ્ત કરી નહોતી. પરંતુ ગ્રીસ પોતાની ઉન્નતિને અંતિમ શિખરે પહોંચ્યું ન પહોંચ્યું ત્યાં જ કેમ જાણે જીર્ણ થઈ ગયું. તેની અવનતિ પણ ભારે આકસ્મિક હતી. જે મૂળ—ભાવમાં ગ્રીક સંસ્કૃતિના પ્રાણે સંચાર કર્યો હતો, તે જાણે ખાલી થઈ ગયો, ખલાસ થઈ ગયો; બીજી કોઈ નવી શક્તિએ આવીને તેને બળ ન આપ્યું અથવા તેનું સ્થાન ન લીધું.

બીજે પક્ષે, ભારતવર્ષમાં અને ઇજિપ્તમાં પણ સંસ્કૃતિનો મૂળ ભાવ એક છે ખરો, પરંતુ સમાજને તેણે અચલ બનાવી રાખ્યો; તેની બધી સરલતા જાણે વૈવિધ્યશૂન્ય બની ગઈ. દેશ નાશ ન પામ્યો, સમાજ ટકી રહ્યો, પરંતુ કેમે કર્યો આગળ ન વધ્યો, બધું જ એક ઠેકાણે આવીને બંધિયાર બની ગયું.

પ્રાચીન સભ્યતા માત્રમાં કોઈને કોઈ એક વસ્તુનું એકાધિપત્ય હતું. તે બીજા કોઈને પાસે આવવા દેતું નહિ, તે પોતાની ચારે કોર કોટકિલ્લા બાંધી રાખતું. આ ઐક્ય, આ સરલતાનો ભાવ સાહિત્યમાં અને બધા લોકોની બુદ્ધિના પ્રયાસમાં પણ પોતાની આણ વર્તાવતો. એ કારણને લીધે જ, પ્રાચીન હિંદુના ધર્મ અને ચારિત્ર–ગ્રંથમાં, ઇતિહાસમાં, કાવ્યમાં, બધે જ એક જ ચહેરો જોવામાં આવે છે! તેઓના જ્ઞાનમાં અને કલ્પનામાં, તેઓની જીવનયાત્રામાં અને અનુષ્ઠાનમાં એ એક જ ઢાળ હોય છે, એટલું જ નહિ, ગ્રીસમાં પણ જ્ઞાનબુદ્ધિનો વિપુલ વિસ્તાર હોવા છતાંયે તેના સાહિત્યમાં અને કળામાં એક પ્રકારની આશ્ચર્યજનક એકપ્રવણતા જોવામાં આવે છે.

યુરોપની આધુનિક સંસ્કૃતિ એનાથી તદ્દન ઊલટી છે. એ સંસ્કૃતિ ઉપર એક વાર નજર ફેરવી જશો તો માલમ પડશે કે તે કેટલી વૈવિધ્યપૂર્ણ, જટિલ અને વિક્ષુબ્ધ છે. એના અંતરમાં સમાજ-તંત્રનાં બધી જાતનાં મૂળ તત્ત્વો રહેલાં છે; લૌકિક અને આધ્યાત્મિક શક્તિ, પુરોહિત-તંત્ર, રાજતંત્ર, પ્રધાનતંત્ર, પ્રજાતંત્ર, સમાજ-પદ્ધતિની બધી જ પાયરીઓ, બધી જ અવસ્થાઓ, એક બીજામાં ગૂંચવાઈને રહેલી નજરે પડે છે; સ્વતંત્રતા, ઐશ્વર્ય, અને શક્તિના બધા પ્રકારના ક્રમાન્વયને એમાં સ્થાન મળેલું છે. આ વિવિધ શક્તિઓ સ્થિર નથી, એઓ આપસઆપસમાં સદા લડ્યા કરે છે, અને છતાં એમાંની કોઈ પણ એક શક્તિ બાકીની બધીને હરાવીને સમાજ ઉપર એકલી અધિકાર જમાવી શકતી નથી. એકી વખતે બધી વિરોધી શક્તિઓ જોડે જોડે કામ કરી રહી છે; પરંતુ તેઓમાં વિવિધતા હોવા છતાં પણ એક પ્રકારનું કૌટુંબિક સરખાપણું જોવામાં આવે છે—તેઓ યુરોપીય છે એમ પરખાઈ જાય છે.

ચારિત્રમાં, મતમાં અને ભાવનામાં પણ આવી જ વિવિધતા અને વિરોધ રહેલાં છે. તેઓ રાત દિવસ પરસ્પરનું ઉલ્લંઘન કરે છે, આઘાત કરે છે, મર્યાદામાં રાખે છે, રૂપાંતર કરે છે, અને પર-સ્પરમાં પ્રવેશ પણ કરે છે. એક બાજુએ સ્વાતંત્ર્યની દુરંત તૃષ્ણા છે, અને બીજી બાજુએ બિલકુલ તાબે થવાની શક્તિ છે. માણસ માણસ વચ્ચે આશ્ચર્યજનક વિશ્વાસનાં બંધન છે, છતાં બધાંય બંધનોને છોડી નાખીને વિશ્વમાં બીજા કોઈ પ્રત્યે નજર પણ કર્યા વગર એકલાં પોતાની ઇચ્છા મુજબ ચાલવાની ઉદ્ધત વાસના પણ છે. સમાજ જેવો વિચિત્ર છે, મન પણ તેવું જ વિચિત્ર છે.

વળી સાહિત્યમાં પણ તેજ વૈચિત્ર્ય. એ સાહિત્યમાં માનવ મનના પ્રયત્ન અનેક રીતે વિભક્ત થયેલા છે, વિષયો વિવિધ છે, અને ગભીરતા દૂરગામી છે. એટલે જ સાહિત્યનો બાહ્ય આકાર અને આદર્શ પ્રાચીન સાહિત્યના જેવો વિશુદ્ધ, સરળ અને સંપૂર્ણ નથી.

સાહિત્યમાં અને કળામાં ભાવની પરિસ્ફુટતા, સરલતા અને ઐક્યમાંથી જ સૌંદર્ય ઉદ્ભવે છે. પરંતુ વર્તમાન યુરોપમાં ભાવ અને ચિંતનની અપરિસીમ બહુલતાને કારણે રચનાની આ મહાન વિશુદ્ધ સરલતા સાચવવી ઉત્તરોત્તર મુશ્કેલ બનતી જાય છે.

આધુનિક યુરોપીય સંસ્કૃતિના પ્રત્યેક અંગપ્રત્યંગમાં જ આપણે આ વિચિત્ર પ્રકૃતિ જોવા પામીએ છીએ. બેશક, એની અગવડ પણ છે. એના કોઈ પણ એક અંગને જુદું પાડીને જોવા જઈશું તો, કદાચ પ્રાચીન કાળની તુલનામાં વામણું લાગશે, પરંતુ સમગ્ર ભાવે જોઈશું તો એનું ઐશ્વર્ય આપણે અનુભવી શકીશું.

યુરોપીય સંસ્કૃતિ પંદર સદીથી ટકી રહેલી છે, અને સતત આગળ વધતી રહી છે. એ ગ્રીક સંસ્કૃતિની પેઠે એટલા વેગથી ચાલી શકી નથી એ ખરું, પરંતુ પગલે પગલે નવા નવા આઘાતો પામીને હજીયે એ સામે જ દોડયે જાય છે. બીજી સંસ્કૃતિમાં એક જ ભાવે એક આદર્શના એકાધિપત્યે અધીનતાનાં બંધન ઊભાં કર્યા હતાં, પરંતુ યુરોપમાં કોઈ પણ એક સામાજિક શક્તિ બીજી શક્તિઓને પૂરેપૂરી હરાવી શકી ન હોવાને કારણે અને ઘાતપ્રતિઘાતથી પરસ્પરને સચેત છતાં સંયત રાખતી હોવાને કારણે, યુરોપની સંસ્કૃતિમાં સ્વતંત્રતાનો જન્મ થયો છે. ચાલુ વિવાદને પરિણામે એ બધી વિરોધી શક્તિઓએ આપસમાં એક સમજૂતી કરી લઈને સમાજમાં પોત-પોતાના અધિકાર નક્કી કરી લીધા છે; એટલા માટે એઓ પરસ્પરનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન કરતી નથી, અને જુદા જુદા પ્રતિકૂલ પક્ષો પોતપોતાની સ્વતંત્રતા સાચવીને ચાલી શકે છે.

આ જ આધુનિક યુરોપીય સંસ્કૃતિની મૂળ પ્રકૃતિ છે. આ જ એની શ્રેષ્ઠતા છે.

ગિઝો કહે છે કે વિશ્વમાં પણ આ વિવિધતાનો ઝઘડો ચાલ્યા કરે છે. એટલું તો સ્પષ્ટ જ છે કે, કોઈ એક નિયમને, કોઈ એક

પ્રકારના બંધારણને, કોઈ એક સરલ ભાવને, કોઈ એક વિશેષ શક્તિને, સમસ્ત વિશ્વ ઉપર એકલો અધિકાર જમાવી તેને કેવળ એક જ કઠિન ઢાળામાં ઢાળી બધી વિરોધી અસરોને દૂર કરી, શાસન ચલાવવાની શક્તિ મળી નથી. વિશ્વમાં વિવિધ તત્ત્વો, વિવિધ શક્તિઓ, વિવિધ તંત્રો, ભેગાં થઈને ઝઘડ્યા કરે છે, પરસ્પરને ઘડે છે, કોઈ કોઈને પૂરેપૂરું હરાવી દેતું નથી, કોઈ કોઈથી પૂરેપૂરું હારી જતું નથી.

આમ છતાં એ બધાં બંધારણ, તત્ત્વ અને ભાવની વિવિધતા—તેમના ઝઘડા અને વેગ, એક પ્રકારના વિશેષ ઐક્ય—એક પ્રકારના વિશેષ આદર્શ તરફ જઈ રહ્યાં છે. યુરોપની સંસ્કૃતિ જ એવા વિશ્વતંત્રની પ્રતિનિધિ છે. એ સંકુચિતરૂપે સીમાબદ્ધ, એકરત અને અચલ નથી. જગતમાં સંસ્કૃતિએ આ પહેલી જ વાર પોતાની વિશેષ મૂર્તિનો ત્યાગ કરીને દેખા દીધી છે. આ પહેલી જ વાર એનો વિકાસ વિશ્વવ્યાપારના વિકાસની પેઠે બહુ વિભક્ત, વિપુલ અને બહુ પ્રયત્નગત થયો છે. યુરોપની સંસ્કૃતિ આ રીતે ચિરંતન સત્યનો માર્ગ પામી છે, તેણે જગદીશ્વરની કાર્યપદ્ધતિની ધારા સ્વીકારી છે, ઈશ્વરે જે માર્ગ રચેલો છે, તે જ માર્ગે એ સંસ્કૃતિ આગળ વધી રહી છે. એ સંસ્કૃતિની શ્રેષ્ઠતા એ સત્ય ઉપર જ આધાર રાખે છે.

ગિઝોનો મત અમે ઉપર ઉતાર્યો છે.

યુરોપની સંસ્કૃતિએ અત્યારે વિપુલ કલેવર ધારણ કર્યું છે, એમાં શક નથી. યુરોપ, અમેરિકા, ઓસ્ટ્રેલિયા—એ ત્રણ મહાદેશો એ સંસ્કૃતિનું ધારણ પોષણ કરે છે. આટલા બધા જુદા જુદા અનેક દેશો ઉપર એક મહાસંસ્કૃતિની પ્રતિષ્ઠા થાય, એવો આશ્ચર્યજનક મહાન બનાવ જગતમાં આ પહેલાં બન્યો નહોતો. એટલે કોની સાથે સરખામણી કરી એનો વિચાર કરવો? કયા ઇતિહાસનું પ્રમાણ લઈ એના પરિણામનો નિર્ણય કરવો? બીજી બધી જ સંસ્કૃતિઓ એક એક દેશની સંસ્કૃતિ છે, એક એક જાતિની સંસ્કૃતિ છે. તે જાતિએ

જેટલા દિવસ બળતણ પૂરું પાડ્યું તેટલા દિવસ તે બળતી રહી, ત્યાર પછી તે ઓલવાઈ ગઈ, અથવા રાખમાં ઢંકાઈ ગઈ. યુરોપીય સંસ્કૃતિ–હોમાનલનાં સમિધકાષ્ઠ પૂરાં પાડવાનું અનેક દેશોએ અને અનેક જાતિઓએ માથે લીધું છે. એટલે એ યજ્ઞ–હુતાશન હોલવાશે કે ફેલાઈને આખી પૃથ્વીને ગળી જશે ? પરંતુ એ સંસ્કૃતિમાં પણ એક કર્તૃભાવ રહેલો છે,—કોઈ પણ સંસ્કૃતિ આકાર પ્રકાર વગરની હોઈ શકે જ નહિ. એના સમસ્ત અવયવોને ચલાવનાર એક વિશેષ શક્તિ રહેલી જ છે. તે શક્તિના અભ્યુદય અને પરાભવ ઉપર એ સંસ્કૃતિની ઉન્નતિ અને નાશનો આધાર હોય છે. તે શું છે ? તેના અનેકવિધ પ્રયત્નો અને સ્વાતંત્ર્યમાં ઐક્યતંત્ર ક્યાં છે ?

યુરોપીય સંસ્કૃતિને દેશ દેશમાં ટુકડા ટુકડા કરી જોઈએ તો બીજી બધી બાબતમાં જ તેનું જુદાપણું અને વિવિધતા નજરે પડે છે, માત્ર એક બાબતમાં તેનું ઐક્ય જોવામાં આવે છે. તે છે રાષ્ટ્રીય સ્વાર્થ.

ઇંગ્લંડમાં કહો, કે ફ્રાંસમાં કહો, બીજી બધી બાબતમાં લોકોના અભિપ્રાય જુદા જુદા હોઈ શકે, પરંતુ પોતપોતાના રાષ્ટ્રીય સ્વાર્થનું પ્રાણપણે રક્ષણ અને પોષણ કરવું જોઈએ, એ વિશે મતભેદ નથી. એ બાબતમાં તેઓ એકાગ્ર છે, પ્રબળ છે, નિષ્ઠુર છે, ત્યાં આઘાત થતાં આખો દેશ એક મૂર્તિ ધારણ કરીને ઊભો થઈ જાય છે. જાતિનું રક્ષણ એ જેમ આપણને એક ઊંડા સંસ્કાર જેવું થઈ ગયું છે, તેમ યુરોપના લોકોને રાષ્ટ્રીય સ્વાર્થનું રક્ષણ પણ એક અંતરમાં રહેલા સંસ્કાર જેવું થઈ ગયું છે.

ઇતિહાસના કયા ગૂઢ નિયમને અનુસરીને કોઈ એક દેશની સંસ્કૃતિ કોઈ એક વિશેષ ભાવને અવલંબીને ચાલે છે, તે નક્કી કરવું મુશ્કેલ છે; પરંતુ એટલું ચોક્કસ છે કે જ્યારે તે ભાવ પોતા કરતાં ઉચ્ચતર ભાવને હણી બેસે છે, ત્યારે ધ્વંસ નજીક આવે છે.

'પ્રત્યેક જાતિને જેમ એક જાતીય ધર્મ હોય છે, તેમ જાતિ ધર્મથી પર એક શ્રેષ્ઠ ધર્મ પણ હોય છે, તે માનવ માત્રનો ધર્મ. આપણા દેશમાં વર્ણાશ્રમ ધર્મે જ્યારે તે ઉચ્ચતર ધર્મને આઘાત કર્યો ત્યારે ધર્મે તેને આઘાત કર્યો—

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।

એક સમયે આર્ય સંસ્કૃતિએ આત્મરક્ષાને ખાતર બ્રાહ્મણ અને શૂદ્ર વચ્ચે દુર્લંઘ્ય અંતર ઊભું કર્યું હતું. પરંતુ ધીમે ધીમે તે અંતરે વર્ણાશ્રમ ધર્મના ઉચ્ચતર ધર્મને પીડવા માંડ્યો. વર્ણાશ્રમે પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ધર્મનું રક્ષણ કરવાનો પ્રયત્ન ન કર્યો. તેણે જ્યારે ઉચ્ચ પ્રકારના મનુષ્યત્વના પરિશીલનથી શૂદ્રને બિલકુલ વંચિત રાખ્યા, ત્યારે ધર્મે તેનો બદલો લીધો. પછી બ્રાહ્મણ પોતાના જ્ઞાનધર્મની બાબતમાં પહેલાંની જેમ આગળ વધી શક્યો નહિ. અજ્ઞાનજડ શૂદ્ર વર્ગે સમાજને ગુરુભારથી તાણીને નીચે ખેંચી રાખ્યો. શૂદ્રને બ્રાહ્મણે ઉપર ચડવા ન દીધા, પરંતુ શૂદ્રે બ્રાહ્મણને નીચા પાડ્યા. આજે પણ હિંદુસ્તાનમાં બ્રાહ્મણપ્રધાન વર્ણાશ્રમ હોવા છતાં શૂદ્રના સંસ્કારથી, નિકૃષ્ટ અધિકારીની અજ્ઞાનતાથી, બ્રાહ્મણ સમાજ સુદ્ધાં ઢંકાયલો અને ઘેરાયલો છે.

અંગ્રેજોના આગમનથી જ્યારે જ્ઞાન બંધનમુક્ત થયું, જ્યારે બધાં મનુષ્યો મનુષ્યત્વનાં અધિકારી થયાં, ત્યારે બ્રાહ્મણધર્મની મૂર્ચ્છા ઊતરવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. આજે બ્રાહ્મણ શૂદ્ર બધા મળીને હિંદુ જાતિના અંતરમાં રહેલા આદર્શની વિશુદ્ધ મૂર્તિ જોવાને માટે મથી રહ્યા છે. શૂદ્રો આજે જાગી રહ્યા છે માટે જ બ્રાહ્મણ-ધર્મ પણ જાગવાની તૈયારી કરી રહ્યો છે.

ગમે તેમ હો, આપણા વર્ણાશ્રમ ધર્મની સંકુચિતતાએ સનાતન ધર્મને સ્થાને સ્થાને વામણો બનાવી દીધો હતો માટે જ તે ઉન્નતિને માર્ગે ન જતાં વિકૃતિને માર્ગે જ ગયો.

યુરોપીય સંસ્કૃતિનો મૂળ પાયો રાષ્ટ્રીયસ્વાર્થ જો એટલો બધો ફુલાઈ જાય, કે ધર્મની સીમાને ઉલ્લંઘી જાય, તો વિનાશનાં છિદ્રો દેખાવા માંડશે અને તે માર્ગે થઈને શનિ પ્રવેશ કરશે.

સ્વાર્થનો સ્વભાવ જ વિરોધ છે. યુરોપીય સંસ્કૃતિની સીમાએ સીમાએ એ વિરોધ ઉત્તરોત્તર પિલાતો જાય છે. પૃથ્વીને ખાતર મારામારી, ખેંચાખેંચી શરૂ થશે, એવાં ચિહ્નો નજરે પડે છે.

એવું પણ જોવામાં આવે છે કે યુરોપની આ રાષ્ટ્રીય સ્વાર્થ-પરતા ધર્મની ખુલ્લી રીતે અવજ્ઞા કરવા લાગી છે. 'જિસકી લાઠી ઉસકી ભેંસ'ની નીતિનું અવલંબન કરતાં હવે એને શરમ આવતી નથી.

આપણે એ પણ સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે જે ધર્મનીતિ વ્યક્તિને મન પસંદ કરવા જેવી હોય છે, તે રાષ્ટ્રીય વ્યવહારમાં આવશ્યકતા ઊભી થતાં છોડી પણ દેવી પડે, એવો વિચાર લગભગ સર્વજન–સંમત થતો જાય છે. રાષ્ટ્રતંત્રમાં મિથ્યાચાર, સત્યભંગ, પ્રવંચના હવે લજ્જાજનક લેખાતાં નથી. જે પ્રજાઓ માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં સત્ય જાળવે છે, ન્યાયાચરણને શ્રેયસ્કર માને છે, તેઓની પણ રાષ્ટ્રતંત્રમાં ધર્મભાવના જડ થઈ જાય છે. એટલા માટે ફ્રેંચ, અંગ્રેજ, જર્મન, રશિયન,—એ લોકો પરસ્પરને કપટી, લબાડ, લુચ્ચા કહીને ઊંચે સ્વરે ગાળો દે છે.

એ ઉપરથી એ સિદ્ધ થાય છે કે રાષ્ટ્રીય સ્વાર્થને યુરોપીય સંસ્કૃતિ એટલું બધું પ્રાધાન્ય આપે છે કે તે ધીમે ધીમે ઉદ્ધત થતો થતો સનાતન ધર્મ ઉપર હાથ ઉગામવા તૈયાર થયો છે. આજે ગયા સૈકાનો સમાનતા–બંધુતાનો મંત્ર યુરોપના મુખમાં પરિહાસ–વચન સમો બની ગયો છે. અત્યારે ખ્રિસ્તી મિશનરીઓને મોઢે પણ 'ભાઈ' શબ્દમાં ભ્રાતૃભાવનો સૂર સંભળાતો નથી.

પ્રાચીન ગ્રીક અને રોમન સંસ્કૃતિનાં મૂળમાં પણ આ રાષ્ટ્રીય સ્વાર્થ જ હતો. એટલા માટે રાષ્ટ્રીય મહત્ત્વના લોપની સાથે

સાથે જ ગ્રીક અને રોમન સંસ્કૃતિનું પણ અધઃપતન થયું. હિંદુ સંસ્કૃતિ રાષ્ટ્રીય ઐક્ય ઉપર પ્રતિષ્ઠિત નથી. એટલે આપણે સ્વતંત્ર હોઈએ કે પરતંત્ર, હિંદુ સંસ્કૃતિને સમાજમાંથી ફરી વાર સંજીવિત કરી શકીશું એ આશા ત્યાગ કરવા જેવી નથી.

'નેશન' શબ્દ આપણી ભાષામાં નથી, આપણા દેશમાં હતો નહિ. હમણાં યુરોપીય શિક્ષણના પ્રતાપે નેશનલ મહત્ત્વને આપણે અતિશય વધારે પડતું માન આપતાં શીખ્યા છીએ. અને છતાં તેનો આદર્શ આપણા અંતઃકરણમાં છે નહિ. આપણો ઇતિહાસ, આપણો ધર્મ, આપણો સમાજ, આપણું ઘર કશું જ નેશનનું સંગઠન કરવાનું મહત્ત્વ સ્વીકારતું નથી. યુરોપમાં સ્વતંત્રતાને જે સ્થાન આપવામાં આવે છે, તે જ સ્થાન આપણે મુક્તિને આપીએ છીએ. આત્માની સ્વાધીનતા સિવાય બીજી સ્વાધીનતાનું મહત્ત્વ આપણે માનતા નથી. રિપુ–બંધન એ જ મુખ્ય બંધન છે—તેનું છેદન કરી શકીએ તો રાજા મહારાજા કરતાં શ્રેષ્ઠ પદ પામીએ. આપણા ગૃહસ્થનાં કર્તવ્યોમાં સમસ્ત જગત પ્રત્યેનાં કર્તવ્યો ગૂંથાયલાં જ રહેલાં છે. આપણે ઘરમાં જ સમસ્ત બ્રહ્માંડ અને બ્રહ્માંડપતિની પ્રતિષ્ઠા કરી છે. આપણા સર્વ પ્રધાન કર્તવ્યનો આદર્શ આ એક મંત્રમાં રહેલો છે—

ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद्यत् कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥

એ આદર્શને બરાબર સાચવવો એ નેશનલ કર્તવ્ય કરતાં મુશ્કેલ છે અને મહત્તર છે. અત્યારે એ આદર્શ આપણા સમાજમાં જીવંત નથી એટલા માટે જ આપણે યુરોપની ઈર્ષ્યા કરીએ છીએ. એને જો આપણે ઘેરેઘેર સંજીવિત કરી શકીએ, તો મઉઝર બંદૂક અને દમદમ બુલેટની મદદથી મોટા થવાની જરૂર નહિ પડે; તો આપણે યથાર્થ રીતે સ્વાધીન બનીશું, સ્વતંત્ર બનીશું, આપણા વિજેતાઓ કરતાં ઊતરતા નહિ રહીએ. પણ તેમની આગળ અરજી કરીને જે મેળવીશું, તે વડે આપણે લગારે મોટા થવાના નથી.

પંદર સોળ સૈકાં એ કંઈ બહુ લાંબો કાળ ન ગણાય. 'નેશન' જ સંસ્કૃતિની અભિવ્યક્તિ છે, એ વસ્તુની અંતિમ પરીક્ષા થઈ ગઈ નથી. પણ આપણે એટલું જોઈ શકીએ છીએ કે તેનો ચારિત્રનો આદર્શ ઉચ્ચતમ નથી. તે અન્યાય, અવિચાર, અને મિથ્યાથી ભરેલી છે અને તેના હાડમાં એક પ્રકારની ભીષણ નિષ્ઠુરતા રહેલી છે.

એ નેશનલ આદર્શને જ આપણા આદર્શ તરીકે પસંદ કરવાથી આપણામાં પણ શું મિથ્યાના પ્રભાવને સ્થાન મળ્યું નથી ? આપણી રાષ્ટ્રીય સભાઓ વગેરેમાં શું અનેક પ્રકારનાં જુઠાણાં, ચાલાકી અને આત્મવંચના પેઠાં નથી ? આપણે શું સાચી વાત સ્પષ્ટ રીતે બોલતાં શીખીએ છીએ ? આપણે શું પરસ્પર કહેતા નથી કે પોતાના સ્વાર્થને ખાતર જે કરવું દોષરૂપ ગણાય તે રાષ્ટ્રીય સ્વાર્થને ખાતર કરીએ તો દોષરૂપ ન ગણાય.

વસ્તુતઃ પ્રત્યેક સંસ્કૃતિને જ એક મૂળ આધાર હોય છે. તે આધાર ધર્મ ઉપર પ્રતિષ્ઠિત થયેલો છે કે નહિ, તે જ વિચારવાનું છે. જો તે ઉદાર વ્યાપક ન હોય, જો તે ધર્મને પીડીને વધ્યો હોય, તો તેની ક્ષણિક ઉન્નતિ જોઈને આપણે તેની ઈર્ષ્યા ન કરીએ, અને તેને જ એક માત્ર ઈપ્સિત વસ્તુ ગણી પસંદ ન કરી લઈએ.

આપણી હિંદુ સંસ્કૃતિના મૂળમાં સમાજ છે, યુરોપીય સંસ્કૃતિના મૂળમાં રાષ્ટ્રનીતિ છે. સામાજિક મહત્ત્વથી પણ માણસ મોટો થઈ શકે, રાષ્ટ્રનૈતિક મહત્ત્વથી પણ થઈ શકે. પણ આપણે જો એમ માનતા હોઈએ કે યુરોપીય પદ્ધતિએ નેશન ઘડવી એ જ સંસ્કૃતિનો એક માત્ર સ્વભાવ અને મનુષ્યત્વનું એક માત્ર લક્ષ્ય છે, તો આપણી ભૂલ થાય છે.

 (૧૯૦૨)

# બ્રાહ્મણ

**આપને** ખબર છે કે હમણાં કોઈ એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણને તેના શેઠે ખાસડું માર્યું હતું—તેનો મુકદ્દમો હાઈકોર્ટ સુધી ગયો હતો—છેલ્લા ન્યાયાધીશે મુકદ્દમો તુચ્છ ગણીને કાઢી નાખ્યો છે.

બનાવ એટલો તો શરમજનક છે કે માસિકમાં અમે એને સ્થાન આપત નહિ. માર ખાઈને મારવું સારું કે રડવું સારું, કે ફરિયાદ કરવી સારી, એ બધી ચર્ચા વર્તમાનપત્રોમાં થઈ ગઈ છે—તે બધી વાત પણ અમે ઉપાડવા માગતા નથી. પરંતુ એ બનાવને ઉપલક્ષ્ય કરીને અમારા મનમાં જે બધા ભારે વિચારના વિષયો જાગ્યા છે, તે વ્યક્ત કરવાનો વખત આવી પહોંચ્યો છે.

ન્યાયાધીશ આ બનાવને તુચ્છ કહે છે—ખરું જોતાં વ્યવહારમાં એ તુચ્છ બની પણ ગયો છે, એટલે તેમનું કહેવું ખોટું નથી. પરંતુ આ બનાવ તુચ્છ ગણાયો એ ઉપરથી જ સમજાય છે કે આપણા સમાજનો રોગ ઝપાટાભેર આગળ વધી રહ્યો છે.

અંગ્રેજો જેને ‘પ્રેસ્ટિજ’ એટલે કે રાજસંમાન કહે છે, તેને કીમતી ગણે છે. કારણ, એ પ્રેસ્ટિજનું જોર ઘણી વાર સૈન્યનું કામ

કરે છે. જેના ઉપર દોર ચલાવવાનો હોય તેની આગળ પ્રેસ્ટિજ રાખવી જોઈએ. બોઅર યુદ્ધની શરૂઆતમાં અંગ્રેજી સામ્રાજ્ય જ્યારે નાના સરખા ખેડૂત વર્ગને હાથે વારંવાર અપમાન પામતું હતું, ત્યારે અંગ્રેજોને હિંદુસ્તાનમાં જેટલો સંકોચ થતો હતો તેટલો બીજે ક્યાંય થતો નહોતો. ત્યારે આપણે બધા જ સમજી શકતા હતા કે અંગ્રેજોની બૂટ આ દેશમાં પહેલાંના જેટલા જોરથી ચમચમ કરતી નથી.

આપણા દેશમાં બ્રાહ્મણોની એવી જ એક પ્રકારની પ્રેસ્ટિજ હતી. કારણ, સમાજ ચલાવવાનો ભાર બ્રાહ્મણની ઉપર જ હતો. બ્રાહ્મણો યોગ્ય રીતે આ સમાજનું રક્ષણ કરે છે કે નહિ, અને સમાજનું રક્ષણ કરવા માટે જે બધા નિઃસ્વાર્થ મહાન ગુણો જોઈએ, તે બધા તેમનામાં છે કે નહિ, તે વસ્તુ કોઈને સૂઝી જ નહોતી— જ્યાં સુધી સમાજમાં તેમની પ્રેસ્ટિજ હતી. અંગ્રેજોને માટે તેમની પ્રેસ્ટિજ જેટલી કીમતી છે, તેટલી જ બ્રાહ્મણને માટે પણ તેમની પ્રેસ્ટિજ કીમતી છે.

આપણા દેશમાં સમાજ જે રીતે રચાયેલો છે, તે જોતાં સમાજને માટે પણ એની જરૂર છે. જરૂર હતી માટે જ સમાજ બ્રાહ્મણને આટલું માન આપતો હતો.

આપણા દેશનું સમાજતંત્ર એક સુવિશાળ વસ્તુ છે. એણે જ સમસ્ત દેશનું નિયમન અને ધારણ કર્યું છે. એ જ વિશાળ લોક-સમુદાયને અપરાધમાંથી, સ્ખલનમાંથી બચાવવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. જો એમ ન હોત, તો અંગ્રેજ પોતાની ફોજ અને પોલીસ વડે આવડા મોટા દેશમાં આવી આશ્ચર્યકારક શાંતિ સ્થાપન કરી શકત નહિ. નવાબ બાદશાહોના વખતમાં પણ જાત જાતની રાજકીય અશાંતિ હોવા છતાં પણ સામાજિક શાંતિ ચાલુ જ હતી,—ત્યારે પણ લોકવ્યવહાર શિથિલ પડ્યા નહોતા, આપલેની પ્રામાણિકતા સચવાઈ રહેતી હતી, ખોટી સાક્ષીની નિંદા થતી હતી, દેવાદાર લેણ-

દારને છેતરતા નહોતા, અને સાધારણ ધર્મનાં વિધાનોને બધા સરલ શ્રદ્ધાથી માન આપતા હતા.

એ વિશાળ સમાજના આદર્શનું રક્ષણ કરવાનો અને વિધિ વિધાન યાદ દેવડાવવાનો ભાર બ્રાહ્મણ ઉપર હતો. બ્રાહ્મણ એ સમાજનો ચાલક અને વ્યવસ્થાપક હતો. એ કાર્ય સાધવા માટે જોઈતું સન્માન પણ તેને મળતું હતું.

પ્રાચ્ય પ્રકૃતિને અનુસરતી આવા પ્રકારની સમાજ રચનાને જો નિંદનીય ન માનવામાં આવે, તો એના આદર્શને સદા વિશુદ્ધ રાખવાનો અને એની વ્યવસ્થા રાખવાનો ભાર કોઈ એક ખાસ વર્ગ ઉપર નાખવો જ પડે. તેઓ જીવનયાત્રાને સરલ અને વિશુદ્ધ બનાવીને, જરૂરિયાતોને ઓછી કરીને, અધ્યયન અધ્યાપન અને યજન યાજનનું જ વ્રત લઈને દેશના ઉચ્ચતમ આદર્શને બધી દુકાનદારીના કલુષસ્પર્શથી બચાવી લઈ જે સામાજિક સંમાન પામે છે, તેના ખરા અધિકારી થાય, એવી આશા રાખવામાં આવે છે.

ખરા અધિકારથી માણસ પોતાના દોષને લીધે જ ભ્રષ્ટ થાય છે. અંગ્રેજોની બાબતમાં પણ એવું જ જોવામાં આવે છે. દેશીઓ પ્રત્યે અન્યાય કરી જ્યારે પ્રેસ્ટિજ સાચવવાને નામે અંગ્રેજ સજામાંથી મુક્તિ પામે છે, ત્યારે ખરી પ્રેસ્ટિજના અધિકારથી પોતાને વંચિત કરે છે. ન્યાયપરાયણતાની પ્રેસ્ટિજ બધી પ્રેસ્ટિજથી મોટી છે—તેની આગળ આપણું મન સ્વેચ્છાએ માથું ઝુકાવે છે—ભય આપણને ગરદન પકડીને નમાવે છે, એ નમસ્કારના અપમાનની સામે આપણું મન અંદરખાનેથી બળવો કર્યા વિના રહી શકતું જ નહિ.

બ્રાહ્મણે પણ જ્યારે પોતાનું કર્તવ્ય છોડી દીધું છે, ત્યારે કેવળ શરીરને જોરે પરલોકનો ભય બતાવીને સમાજના ઉચ્ચતમ આસન ઉપર પોતાને રાખી નહિ શકે.

કોઈ પણ સંમાન મફતમાં મળતું નથી—ઇચ્છા મુજબ વર્તીને સંમાન સાચવી શકાતું નથી. જે રાજા સિંહાસન ઉપર બેસે છે, તે દુકાન ખોલીને વેપાર નહિ કરી શકે. જે સંમાન મેળવવા માગતો હોય, તેણે જ બધી બાજુએ હમેશાં પોતાની ઇચ્છાને સંયમિત કરીને ચાલવું પડે છે. ઘરનાં બીજાં માણસો કરતાં આપણા દેશમાં ઘરના અગ્રણી અને ઘરની ગૃહિણી જ સૌથી છેવટે અન્ન પામે છે. એમ ન હોય તો આત્મંભરિતાથી પર કર્તૃત્વને લાંબો વખત નહિ સાચવી શકાય. સંમાન પણ મળે, અને છતાં તેની કશી કિંમત ન આપવી પડે, એવું તો કદી લાંબો વખત ચાલે જ નહિ.

આપણા આજના બ્રાહ્મણોએ મફતમાં સંમાન મેળવવાની વૃત્તિ ધારણ કરી હતી, આથી તેમનું સંમાન આપણા સમાજમાં દહાડે દિવસે મોઢાનું જ થઈ ગયું છે. માત્ર એટલું જ નહિ, બ્રાહ્મણો સમાજના જે ઉચ્ચ કામમાં નિયુક્ત હતા, તે કામમાં શિથિલતા થવાથી સમાજનાં પણ સંધિબંધનો રોજ રોજ ઢીલાં પડતાં જાય છે.

જો પ્રાચ્ય રીતે જ આપણા દેશમાં સમાજનું રક્ષણ કરવું હોય, જો યુરોપીય પદ્ધતિએ આ લાંબા કાળના બૃહત્ સમાજનું આમૂલ પરિવર્તન સંભવિત કે વાંછનીય ન હોય, તો સાચા બ્રાહ્મણવર્ગની ખૂબ જરૂર છે. તેઓ દરિદ્ર હોય, પંડિત હોય, ધર્મનિષ્ઠ હોય, સર્વ પ્રકારના આશ્રમધર્મના આદર્શ અને આધારરૂપ હોય અને ગુરુ હોય.

જે સમાજનો એક વર્ગ ધનમાનની અવગણના કરી જાણે છે, વિલાસની ઘૃણા કરે છે, જેમના આચાર નિર્મલ છે, ધર્મનિષ્ઠા દૃઢ છે, જેઓ નિઃસ્વાર્થ ભાવે જ્ઞાન મેળવવામાં અને નિઃસ્વાર્થભાવે જ્ઞાન આપવામાં રત છે—તે સમાજનું પરાધીનતાથી કે દારિદ્ર્યથી કશું અપમાન થતું નથી. સમાજ જેમને સાચી રીતે સંમાનનીય બનાવે છે, તેમની મારફતે જ સમાજ સંમાન પામે છે.

બધા સમાજમાં જ માનનીય વ્યક્તિઓ—શ્રેષ્ઠ લોકો જ પોતપોતાના સમાજ સ્વરૂપ હોય છે. ઈંગ્લંડને જ્યારે આપણે ધનવાન કહીએ છીએ, ત્યારે અગણિત ગરીબોનો હિસાબ જ ગણતા નથી. યુરોપને જ્યારે આપણે સ્વાધીન કહીએ છીએ, ત્યારે તેના વિશાળ આમવર્ગની દુઃસહ પરાધીનતાને લેખામાં જ લેતા નથી. ત્યાં ઉપલા કેટલાક માણસો જ ધનવાન છે, ઉપલા કેટલાક માણસો જ સ્વાધીન છે, ઉપલા કેટલાક માણસો જ પાશવતાથી મુક્ત છે. આ ઉપલા થોડા માણસો જ્યાં સુધી નીચલા ઘણા માણસોને સુખ–સ્વાસ્થ્ય, જ્ઞાનધર્મ આપવાને માટે સદા પોતાની ઇચ્છાનો ઉપયોગ કરશે અને પોતાના સુખ ઉપર કાપ મૂકશે, ત્યાં સુધી તે સંસ્કૃતસમાજને કશું ડરવાપણું નથી.

યુરોપનો સમાજ આ પ્રમાણે ચાલે છે કે નહિ, એની ચર્ચા નકામી લાગવાનો સંભવ છે, પણ એ સંપૂર્ણપણે નકામી નથી.

જ્યાં હરીફાઈના માર્યાં બાજુના માણસ કરતાં ઊંચે જવાની આકાંક્ષાથી દરેકને ક્ષણેક્ષણે લડાઈ કરવી પડે છે, ત્યાં કર્તવ્યનો આદર્શ વિશુદ્ધ રાખવો મુશ્કેલ છે. અને ત્યાં કોઈ હદે આવીને આશાને મર્યાદામાં રાખવી એ પણ માણસોને માટે દુઃસાધ્ય થઈ પડે છે.

યુરોપનાં મોટાં મોટાં સામ્રાજ્યો એક બીજાને ટપી જવા માટે જીવ સટોસટના પ્રયત્ન કરે છે. એવી સ્થિતિમાં કોઈના પણ મોઢામાંથી એવાં વચન નીકળી શકે જ નહિ કે પાછળ પડીને પહેલામાંથી બીજા વર્ગમાં જઈશું તો યે વાંધો નહિ, પણ અન્યાય તો નહિ કરીએ. એવો વિચાર પણ કોઈના મનમાં આવતો નથી કે જળસ્થળની સૈન્ય સામગ્રી ઓછી કરી રાજકીય શક્તિમાં પડોશી આગળ જરા હલકા ભલે ગણાવું પડે, પણ સમાજની અંદર સુખ સંતોષ અને જ્ઞાનધર્મનો પ્રચાર તો કરવો જ જોઈએ. હરીફાઈના

આકર્ષણથી જે વેગ ઉત્પન્ન થાય છે, તે ઉદ્દામભાવે આપણને ચલાવી લઈ જાય છે, દુર્દાન્ત ગતિએ ચાલવું એને જ યુરોપમાં ઉન્નતિ કહે છે, આપણે પણ તેને જ ઉન્નતિ કહેતાં શીખ્યા છીએ.

પણ જે ચાલવાનું પગલે પગલે અટકવા દ્વારા નિયમિત થયેલું નથી, તેને ઉન્નતિ ન કહી શકાય. જે છંદમાં યતિ નથી, તે છંદ જ નથી. સમાજને ચરણે સમુદ્ર રાતદિવસ તરંગો ઉછાળતો અને ફિસોટા ઉડાડતો રહી શકે, પરંતુ સમાજના ઉચ્ચતમ શિખરે શાંતિ અને સ્થિતિનો ચિરંતન આદર્શ સદાકાળ વિરાજમાન રહેવો જોઈએ.

એ આદર્શનું કોણ અટલભાવે રક્ષણ કરી શકે? જેઓ પેઢી દર પેઢીથી સ્વાર્થના સંઘર્ષથી દૂર રહ્યા છે, આર્થિક દારિદ્ર્ય એ જ જેમની પ્રતિષ્ઠા છે, મંગળ કર્મને જેઓ બજારુ વસ્તુ તરીકે લેખતા નથી, વિશુદ્ધ જ્ઞાન અને ઉન્નત ધર્મમાં જેઓનું ચિત્ત ગગનસ્પર્શી બનીને વિરાજી રહે છે, અને બીજા બધાનો ત્યાગ કરીને સમાજના ઉચ્ચતમ આદર્શને સાચવવાની મહાન ભાવનાએ જ જેમને પવિત્ર અને પૂજનીય બનાવ્યા છે.

યુરોપમાં પણ અવિશ્રામ કર્મની ધમાચકડીમાં કોઈ કોઈ વાર કોઈ મનીષી જાગીને વંટોળસમી ગતિના ઉન્મત્ત નશામાં સ્થિતિનો આદર્શ, લક્ષ્યનો આદર્શ, વિકાસનો આદર્શ રજૂ કરે છે, પરંતુ એ ક્ષણ પણ સ્થિર ઊભા રહીને સાંભળે કોણ? એકત્ર થયેલા પ્રકાંડ સ્વાર્થના પ્રચંડ વેગને આવી જાતના એક બે માણસો તર્જની ઊંચી કરીને શી રીતે રોકવાના હતા? વેપારી જહાજના ઓગણપચાસ શઢોમાં પવન ભરાયો છે, યુરોપના મેદાનમાં ઉન્મત્ત પ્રેક્ષકોની વચમાં હારની હાર યુદ્ધના ઘોડાઓની ઘોડદોડ ચાલી રહી છે, એવે વખતે એક ક્ષણ માટે પણ કોણ થોભે!

આ ઉન્મત્તતામાં આ પ્રાણપણે પોતાની શક્તિના ઉદ્ઘટનથી આધ્યાત્મિકતાનો જન્મ થઈ શકે, એવો તર્ક આપણા મનમાં પણ

જાગે છે. એ વેગનું આકર્ષણ અત્યંત વધારે હોય છે, એ આપણને લોભાવે છે, એ પ્રલય તરફ જઈ શકે છે એવો આપણને સંદેહ પણ આવતો નથી.

એ કોના જેવું છે? જેમ ચીરધારી એક વર્ગના લોકો પોતાને સાધુ અને સાધક તરીકે ઓળખાવે છે, તેઓ ગાંજાના નશાને આધ્યાત્મિક આનંદપ્રાપ્તિની સાધના તરીકે માને છે. નશાથી એકાગ્રતા જન્મે છે, ઉત્તેજના જન્મે છે, પરંતુ તેથી આધ્યાત્મિક સ્વાધીન સબળતાનો હ્રાસ થયો જાય છે. બીજું બધું છોડી શકાય, પણ આ નશાની ઉત્તેજના છોડી શકાતી નથી. ધીમે ધીમે મનનું બળ જેમ જેમ ઘટતું જાય છે, તેમ તેમ નશાની માત્રા પણ વધારવી પડે છે. ઘૂમરી ફરીને નૃત્ય કરીને અથવા મોટેથી વાજાં વગાડીને, પોતાને ઉદ્‌ભ્રાંત અને મૂર્છાન્વિત બનાવીને જે ધર્મોન્માદનો વિલાસ ભોગવવામાં આવે છે, તે પણ કૃત્રિમ હોય છે. તેનો અભ્યાસ પડી જાય એટલે તે અફીણના નશાની પેઠે આપણને અવસાદને વખતે સદા ઘોંચપરોણા કર્યાં કરે છે. આત્મસમાહિત શાંત એકનિષ્ઠ સાધના વગર યથાર્થ સ્થાયી મૂલ્યવાન કોઈ પણ વસ્તુ મળતી નથી અને સ્થાયી મૂલ્યવાન કોઈ પણ વસ્તુ સાચવી શકાતી નથી.

આમ છતાં આવેગ વગર કામ અને કામ વગર સમાજ ચાલી શકતો નથી. એટલા માટે જ ભારતવર્ષે પોતાના સમાજમાં ગતિ અને સ્થિતિનો સમન્વય કરવા ચાહ્યું હતું. ક્ષત્રિય, વૈશ્ય, વગેરે જેઓ પ્રત્યક્ષ કાર્યદ્વારા સમાજનું કામ કરે છે, તેમના કર્મની મર્યાદા નક્કી કરેલી હતી. એટલા માટે જ ક્ષત્રિય ક્ષાત્રધર્મનો આદર્શ સાચવીને પોતાના કર્તવ્યને ધર્મમાં ગણી શકતા. સ્વાર્થ અને પ્રવૃત્તિથી પર ધર્મથી ઉપર કર્તવ્યને સ્થાપવામાં આવે તો કામમાં પણ વિશ્રામ અને આધ્યાત્મિકતા મળવાનો અવકાશ રહે છે.

યુરોપનો સમાજ જે નિયમ અનુસાર ચાલે છે, તેને લીધે

ગતિજનિત એક વિશેષ પ્રકારનો ઝુકાવ જ મોટા ભાગના લોકોને ઠેલી લઈ જાય છે. ત્યાં બુદ્ધિજીવી માણસો રાષ્ટ્રીય કાર્યમાં જ ઝૂકી પડે છે, સામાન્ય માણસો અર્થોપાર્જનમાં જ ભીડ કરે છે. વર્તમાન કાળમાં સામ્રાજ્ય–લોલુપતા બધાને કોળિયો કરી ગયેલી છે અને આખા જગતમાં મારામારી ચાલે છે. એવો પણ વખત આવે તો તેમાં કંઈ નવાઈ નહિ કે જ્યારે વિશુદ્ધ જ્ઞાનની ચર્ચા ઘણા લોકોને આકર્ષે નહિ. એવો પણ સમય આવે કે જ્યારે જરૂર હોવા છતાં સિપાઈઓ મળે નહિ. કારણ પ્રવૃત્તિને કોણ રોકવાનું હતું? જે જર્મની એક દિવસે પંડિત હતું, તે જર્મની જો વણિક બની જાય, તો તેના પાંડિત્યનો ઉદ્ધાર કોણ કરવાનું હતું? જે અંગ્રેજોએ એક દિવસ ક્ષત્રિય ભાવથી આર્તત્રાણનું વ્રત ગ્રહણ કર્યું હતું, તે જ્યારે શરીરને જોરે દુનિયાને ચારે ખૂણે પોતાનો વેપાર ચલાવવા દોડ્યા છે—ત્યારે તેમને તેમના તે પુરાતન ઉદાર ક્ષત્રિયભાવમાં કોણ પાછા લાવી શકવાનું હતું?

આ ઝુકાવની ઉપર જ બધું કર્તૃત્વ ન સોંપી દેતાં, સંયત, સુશ્રૃંખલ કર્તવ્યવિધાન ઉપર કર્તૃત્વનો ભાર નાખવો એ જ ભારતવર્ષના સમાજની પ્રણાલી હતી. સમાજ જો સજીવ હોય, બહારના આઘાતથી બેહોશ બની ન જાય, તો એ પ્રણાલીને અનુસરવાથી બધી વખતે જ સમાજમાં સામંજસ્ય કાયમ રહે છે—એક બાજુ એકાએક પડાપડી થાય અને બીજી બાજુ ખાલી થઈ જાય એવું નહિ થાય. સહુ પોતાનો આદર્શ સાચવે અને પોતાનું કામ કરીને ગૌરવ અનુભવે.

પરંતુ કામનો એક પ્રકારનો વેગ હોય છે જ. તે વેગને લીધે તે પોતાનું પરિણામ શું આવશે તે ભૂલી જાય છે. ત્યારે કામ પોતે જ લક્ષ્ય બની જાય છે. કેવળ માત્ર કર્મના વેગમાં પોતાની જાતને છોડી દેવી એમાં સુખ છે. કર્મનું ભૂત કર્મી માણસ ઉપર ચડી બેસે છે.

ફક્ત એટલું જ નહિ. કાર્ય કરવું એ જ જ્યારે અત્યંત પ્રાધાન્ય પામે છે, ત્યારે ઉપાયનો વિચાર ધીમે ધીમે ચાલ્યો જાય છે. સંસારની સાથે, ચાલુ જરૂરિયાતની સાથે કર્મીને જાતજાતનાં સમાધાન કરવાં જ પડે છે.

એટલે જે સમાજમાં કર્મ હોય તે સમાજમાં જ કર્મને સંયમમાં રાખવાની વ્યવસ્થા પણ હોવી જોઈએ—અંધ કર્મ જ મનુષ્યત્વ ઉપર શેઠાઈ ન મેળવી બેસે એવો સાવધ પહેરો હોવો જોઈએ. કર્મ કરનારાઓને સદા સાચો રસ્તો બતાવવાને માટે, કર્મના કોલાહલમાં વિશુદ્ધ સૂર સદા અવિચળ રીતે પકડી રાખવાને માટે, એવા એક વર્ગની જરૂર હોય છે, જે યથાસંભવ કર્મ અને સ્વાર્થથી પોતાને મુક્ત રાખે. એ જ બ્રાહ્મણ.

એ બ્રાહ્મણો જ યથાર્થ રીતે સ્વાધીન હોય છે. એઓ જ ખરી સ્વાધીનતાના આદર્શને નિષ્ઠાપૂર્વક, કઠોરતાપૂર્વક સમાજમાં સાચવી રાખે છે. સમાજ એઓને એવો અવસર, એવું સામર્થ્ય, એવું સંમાન આપે છે. એ લોકોની એ મુક્તિ તે સમાજની જ મુક્તિ છે. એઓ જે સમાજમાં પોતાને મુક્તભાવે રાખે છે, ક્ષુદ્ર પરાધીનતાનો તે સમાજને લગારે ભય નથી હોતો, આફત નથી હોતી. બ્રાહ્મણ અંશમાં તે સમાજ સદા પોતાના મનની, પોતાના આત્માની સ્વાધીનતા અનુભવી શકે છે. આપણા દેશના આજના બ્રાહ્મણો જો દૃઢભાવે, ઉન્નતભાવે, અલુબ્ધભાવે સમાજના એ પરમ ધનનું રક્ષણ કરતા હોત, તો બ્રાહ્મણનું અપમાન સમાજ કદી થવા દેત નહિ, અને એવા શબ્દો કદી ન્યાયાધીશના મોંમાંથી નીકળી શકત નહિ કે ભદ્ર બ્રાહ્મણને ખાસડું મારવું એ તુચ્છ બનાવ છે. પરદેશી હોવા છતાં ન્યાયાધીશ માની બ્રાહ્મણનું માન આપોઆપ સમજી જાત.

પરંતુ જે બ્રાહ્મણ સાહેબની ઑફિસમાં નીચી મૂંડીએ નોકરી કરે છે—જે બ્રાહ્મણ પોતાની ફુરસદ વેચે છે, પોતાના મહાન અધિ-

કારને વહેતા મૂકે છે,—જે બ્રાહ્મણ વિદ્યાલયમાં વિદ્યાવણિક બને છે, ન્યાયાલયમાં ન્યાયવણિક બને છે, જે બ્રાહ્મણ પૈસાના બદલામાં પોતાના બ્રાહ્મણ્યને ધિક્કાર આપે છે, તે પોતાનો આદર્શ શી રીતે સાચવવાનો હતો, સમાજનું રક્ષણ શી રીતે કરવાનો હતો, અને તેની પાસે શ્રદ્ધાપૂર્વક ધર્મની આજ્ઞા સમજવા પણ સમાજ શા માટે જવાનો હતો? તે તો સામાન્ય લોકોની સાથે સમાન ભાવે ભળી જઈને પરસેવાથી રેબઝેબ શરીરે ખેંચાખેંચી અને ધક્કામુક્કીમાં સામેલ થઈ ગયો છે. ભક્તિદ્વારા તે બ્રાહ્મણ કંઈ સમાજને ઉપર ખેંચતો નથી—નીચે જ લઈ જાય છે.

એ વાતની અમને ખબર છે, કે કોઈ પણ વર્ગનો દરેકે દરેક માણસ કદી પોતાના ધર્મને વિશુદ્ધ ભાવે સાચવતો નથી, ઘણા સ્ખલન કરે છે. ઘણા બ્રાહ્મણ હોવા છતાં ક્ષત્રિય અને વૈશ્યની પેઠે વર્ત્યા હોય એવાં ઉદાહરણ પુરાણોમાં જોવામાં આવે છે. તો યે વર્ગમાં જો આદર્શ જીવંત હોય, ધર્મપાલનનો પ્રયત્ન હોય, કોઈ આગળ જાય, કોઈ પાછળ પડી જાય, પરંતુ માર્ગે ચાલનાર જો કોઈ હોય, જો એ આદર્શનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત ઘણા માણસોમાં જોવા મળતાં હોય, તો તે પ્રયત્નદ્વારા, તે સાધનાદ્વારા, તે સફળતા પામેલી વ્યક્તિઓ દ્વારા જ આખો વર્ગ સાર્થક બની જાય છે.

આપણા આજના બ્રાહ્મણ સમાજમાં તે આદર્શ જ નથી. એટલા માટે જ બ્રાહ્મણનો છોકરો અંગ્રેજી શીખતાં જ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે ચાલે છે—એથી પિતાને અસંતોષ થતો નથી. કેમ? એમ. એ. પાસ થયેલો મુખોપાધ્યાય, વિજ્ઞાનવિદ્ ચટ્ટોપાધ્યાય જે વિદ્યા પામ્યા છે તે વિદ્યાર્થીઓને ઘેર બોલાવી આસન ઉપર બેસીને આપી શકતા નથી; સમાજને વિદ્યાઋણથી ઋણી કરવાના ગૌરવથી શા માટે તેઓ પોતાને અને બ્રાહ્મણ સમાજને વંચિત કરતા હશે?

પ્રાચીન કાળમાં જ્યારે બ્રાહ્મણો જ એકલા દ્વિજ નહોતા,

ક્ષત્રિયો અને વૈશ્યો પણ દ્વિજમાં ગણાતા હતા, જ્યારે બ્રહ્મચર્ય પાળીને યોગ્ય શિક્ષણ મેળવીને ક્ષત્રિય વૈશ્યો પણ ઉપનયન પામતા હતા, ત્યારે જ આ દેશમાં બ્રાહ્મણનો આદર્શ ઉજ્જ્વળ હતો. કારણ, ચારે બાજુનો સમાજ જ્યારે પડેલો હોય ત્યારે કોઈ વિશેષ વર્ગ પોતાને ઉન્નત રાખી શકતો નથી, ધીમે ધીમે નીચેનું આકર્ષણ તેને નીચે ને નીચે ખેંચી લાવે છે.

ભારતવર્ષમાં જ્યારે બ્રાહ્મણ જ એક માત્ર દ્વિજ બાકી રહ્યો, જ્યારે તેને આદર્શનું સ્મરણ કરાવનાર તેની પાસે બ્રાહ્મણત્વની માગણી કરનાર આજુબાજુમાં કોઈ રહ્યું નહિ, ત્યારે તેના દ્વિજત્વનો વિશુદ્ધ કઠોર આદર્શ ઝપાટાભેર ભ્રષ્ટ થવા લાગ્યો. ત્યારે તે જ્ઞાનમાં, માન્યતામાં, રુચિમાં ધીમે ધીમે નિકૃષ્ટ અધિકારીઓના વર્ગમાં આવી પડ્યો, ચારેકોર જ્યાં દૂબળાનાં અંધારાં છાપરાં હોય ત્યાં પોતાની વિશેષતા સાચવવા માટે એક બારીવાળું છાપરું બાંધે તો યે બસ થાય—ત્યાં સાતમાળની હવેલી બાંધવાનો ખર્ચ કે મહેનત કરવાનું એકાએક મન થતું નથી.

પ્રાચીનકાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, બધા દ્વિજ હતા, અર્થાત્ આખો આર્યસમાજ જ દ્વિજ હતો,—શૂદ્રમાં જે લોકોનો સમાવેશ થતો હતો તે તો સંતાલ, ભીલ, કોલ, વગેરે હતા. આર્યસમાજની સાથે તેમની કેળવણી, રીતરિવાજ અને ધર્મની એકતા કરવી એ બિલકુલ અસંભવિત વાત હતી. પરંતુ તેમાં કંઈ નુકસાન નહોતું, કારણ આખો આર્ય સમાજ જ દ્વિજ હતો—એટલે કે આર્યસમાજનું શિક્ષણ એક જ પ્રકારનું હતું, ભેદ કેવળ કર્મમાં હતો. શિક્ષણ એક જ હોવાને કારણે એક બીજાને આદર્શની વિશુદ્ધિ જાળવવામાં પૂરેપૂરી અનુકૂળતા કરી આપી શકતા હતા. ક્ષત્રિય અને વૈશ્ય બ્રાહ્મણને બ્રાહ્મણ થવામાં મદદ કરતા અને બ્રાહ્મણ પણ ક્ષત્રિય વૈશ્યને, ક્ષત્રિય વૈશ્ય થવામાં મદદ કરતા. આખા સમાજના શિક્ષણનો આદર્શ સરખો

ઉન્નત ન હોત તો આવું કદી બનવા પામતજ નહિ.

આજના સમાજને પણ જો એક માથાની જરૂર હોય, અને તે માથાને જો બ્રાહ્મણ તરીકે ગણતું હોય, તો તેના ખભાને અને ગરદનને બિલકુલ ભોંયભેગાં કરી મૂકયે નહિ ચાલે. સમાજ ઉન્નત ન હોય તો તેનું માથું ઉન્નત થાય નહિ, અને સમાજને સર્વ પ્રયત્ને ઉન્નત કરી રાખવો એ જ તે માથાનું કામ છે.

આપણા હાલના સમાજનો ભદ્ર વર્ગ—એટલે કે વૈદ્ય, કાયસ્થ, અને વણિક વર્ગ—સમાજ જો તેમને દ્વિજ ન ગણે, તો બ્રાહ્મણની ઉન્નતિની હવે આશા નથી. એક પગે ઊભો રહીને સમાજ બકવૃત્તિ નહિ કરી શકે.

વૈદ્યોએ તો ઉપવીત ગ્રહણ કર્યું છે. કોઈ કોઈ વાર કાયસ્થો કહે છે, અમે ક્ષત્રિય છીએ એ વાત ન માનવાને કશું કારણ જણાતું નથી. આકાર, દેખાવ, બુદ્ધિ શક્તિ, અર્થાત્ આર્યત્વનાં લક્ષણમાં આજના બ્રાહ્મણોમાં અને એમનામાં કંઈ ફેર નથી. બંગાળની કોઈ પણ સભામાં જનોઈ જોયા વિના, બ્રાહ્મણ, કાયસ્થ, સુવર્ણવણિક વગેરેને પારખવા એ અસંભવિત છે. પરંતુ ખરેખરા અનાર્ય, એટલે કે ભારતની જંગલી જાતિઓથી તેમને જુદા પાડવા એ સહેલું છે. વિશુદ્ધ આર્યરક્તની સાથે અનાર્યરક્તનું મિશ્રણ થયું છે, તે આપણાં વર્ણ, આકૃતિ, ધર્મ, આચાર અને માનસિક દુર્બલતા ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે—પરંતુ તે મિશ્રણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય બધા વર્ગોમાં જ થયું છે.

ગમે તેમ હો, શાસ્ત્રવિહિત ક્રિયાકર્મની રક્ષાને માટે ખાસ જરૂર હોવાને લીધે જ સમાજને વિશેષ પ્રયત્નપૂર્વક બ્રાહ્મણને ખાસ જુદો રાખવાની ફરજ પડી હતી. ક્ષત્રિયો અને વૈશ્યોને એ રીતે વિશેષ ભાવે તેમના પહેલાના આચારની કડકાઈમાં બાંધી રાખવાની કોઈ ખાસ આવશ્યકતા બંગાળના સમાજમાં હતી નહિ. જેની મરજીમાં

આવે તે યુદ્ધ કરે, વેપાર કરે, તેમાં સમાજને કંઈ ખાસ લાભહાનિ હતાં નહિ—અને જેઓ યુદ્ધ, વેપાર, ખેતી, કારીગરીમાં રોકાયલા રહે તેઓને ખાસ ચિહ્નો વડે જુદા પાડવાનું લગારે પ્રયોજન નહોતું. ધંધો તો લોકો પોતાની ગરજના માર્યા કરે છે, એ માટે કોઈ ખાસ આજ્ઞાની રાહ જોતા નથી—પણ ધર્મ સંબંધે એમ ન કહી શકાય. તે તો પ્રાચીન નિયમોથી બંધાયલો છે, તેનું આયોજન, રીતિ, પદ્ધતિ આપણી મરજી ઉપર આધાર રાખતાં નથી.

આપણો આખો સમાજ મુખ્યત્વે કરીને દ્વિજ સમાજ છે; એમ જો ન હોય, સમાજ જો શૂદ્ર સમાજ હોય, તો મૂઠીભાર બ્રાહ્મણોથી તો એ સમાજ યુરોપીય આદર્શ પ્રમાણે પણ હલકો ગણાશે અને ભારતીય આદર્શ પ્રમાણે પણ હલકો ગણાશે.

બધા ઉન્નત સમાજો જ સમાજમાંના માણસ પાસે પ્રાણની અપેક્ષા રાખે છે. પોતે નકામા છીએ એમ સ્વીકારી લઈને આરામમાં, જડતામાં અને સુખભોગમાં જે સમાજ પોતાના મોટા ભાગના માણસોને પડી રહેવા દે છે, તે સમાજ મરણ પામે છે, અને કદાચ ન પણ મરે તો યે તે મરે એ જ સારું હોય છે.

યુરોપ કર્મની ઉત્તેજનાથી પ્રવૃત્તિની ઉત્તેજનાથી સદા પ્રાણ દેવા તૈયાર હોય છે—આપણે જો ધર્મને ખાતર પ્રાણ દેવા તૈયાર ન હોઈએ, તો તે પ્રાણનું અપમાન થવાને કારણે રિસાઈ જવું આપણને શોભતું નથી.

યુરોપના સૈનિકો યુદ્ધપ્રેમની ઉત્તેજનાને લીધે અને પગારના લોભે તેમ જ ગૌરવની આશામાં પ્રાણ દે છે; પરંતુ ક્ષત્રિય ઉત્તેજના અને પગાર વગર પણ લડવા તૈયાર રહે છે. કારણ, યુદ્ધ સમાજનું અતિ આવશ્યક કર્મ છે, એક વર્ગ જો પોતાનો ધર્મ ગણીને જ તે કઠિન કર્તવ્યને સ્વીકારી લે, તો કર્મની સાથે ધર્મ પણ સચવાય.

આખા દેશના બધા માણસો જ યુદ્ધને માટે તૈયાર થાય, તો મિલિટારિઝમના પ્રાબલ્યથી દેશનું ભારે અનિષ્ટ થાય.

વાણિજ્ય સમાજરક્ષણ માટે અતિ આવશ્યક કર્મ છે. તે સામાજિક આવશ્યક કાર્યને એક વર્ગ પોતાના કર્મ તરીકે, પોતાના કુળના ગૌરવ તરીકે સ્વીકારી લે, તો વણિકવૃત્તિ સર્વત્ર ફેલાઈને સમાજની બીજી શક્તિઓને ગળી નહિ જાય. તે ઉપરાંત કર્મમાં ધર્મનો આદર્શ સદા જાગ્રત રહે.

ધર્મ અને જ્ઞાનાર્જન, યુદ્ધ અને રાજકાર્ય, વાણિજ્ય અને કારીગરી, એ ત્રણ સમાજનાં આવશ્યક કર્મો છે. એમાંના કોઈનો ત્યાગ થઈ શકે એમ નથી. એમાંના દરેકને ધર્મગૌરવ, કુલગૌરવ અર્પીને અમુક અમુક વર્ગના હાથમાં સોંપવાથી તેને મર્યાદિત પણ કરી શકાય છે, અને છતાં વિશેષ ઉત્કર્ષનો અવકાશ પણ રહે છે.

કર્મની ઉત્તેજના જ રખેને સર્વ સત્તાધીશ થઈને આપણા આત્માને પરાજિત કરી દે, એવી ભારતવર્ષમાં આશંકા હતી. એટલે જ ભારતવર્ષમાં સામાજિક માણસ લડાઈ કરે છે, વેપાર કરે છે, પરંતુ નિત્ય માણસ—સમગ્ર માણસ કેવળ સિપાઈ કે કેવળ વેપારી બનતો નથી. કર્મને કુલવ્રત બનાવવાથી, કર્મને સામાજિક ધર્મ બનાવી દેવાથી, કામ પણ સધાય છે અને છતાં તે કામ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરીને, સમાજના સામંજસ્યનો ભંગ કરીને, માણસના સમસ્ત મનુષ્યત્વને ઢાંકી દઈને આત્માનું રાજસિંહાસન કબજે કરીને બેસતું નથી.

જેઓ દ્વિજ હોય છે તેમણે એક વાર કર્મનો ત્યાગ કરવો પડે છે. ત્યાર પછી તેઓ બ્રાહ્મણ રહેતા નથી, ક્ષત્રિય રહેતા નથી, વૈશ્ય રહેતા નથી—ત્યારે તેઓ નિત્ય કાળના માણસ રહે છે—ત્યારે કર્મ તેમને માટે પછી ધર્મ રહેતું નથી, એટલે અનાયાસે છોડી શકાય

છે. આવી રીતે દ્વિજ સમાજે વિદ્યા અને અવિદ્યા બંનેને સાચ
હતાં—તેમણે કહ્યું હતું, अविद्ययामृत्युंतीर्त्वा विद्ययामृतमश्नुते—અવિદ્યાદ્વ
મૃત્યુને તરી જઈને વિદ્યાદ્વારા અમૃત પામવું. આ સંસાર એ
મૃત્યુનિકેતન છે, એ જ અવિદ્યા છે—એને તરી જવું હોય
એમાં થઈને જ જવું પડે, પરંતુ એવી રીતે જવું જોઈએ કે જે
એ જ અંતિમ લક્ષ્ય ન બની જાય. કર્મને જ અતિશય પ્રાધા
આપીએ તો સંસાર જ ચરમ બની જાય; મૃત્યુને તરી ન શકાય, અ
મેળવવાનું લક્ષ્ય જ ચૂકી જવાય, તેને માટે અવકાશ જ રહે ન
એટલા માટે જ કર્મને મર્યાદિત કરવામાં આવ્યું હતું, કર્મને ધર્મ
સાથે જોડવામાં આવ્યું હતું, કર્મને પ્રવૃત્તિના હાથમાં, ઉત્તેજન
હાથમાં, કર્મજનિત વિપુલ વેગના હાથમાં છોડવામાં આવ્યું નહે
અને એટલા માટે જ ભારતવર્ષમાં જુદાં જુદાં કર્મો અ
અમુક વર્ગોને માટે નક્કી કરી આપવામાં આવ્યાં હતાં.

ધર્મ અને કર્મનું સામંજસ્ય સાચવવાનો અને માણસ
ચિત્તમાંથી કર્મનો નાગપાશ શિથિલ કરી તેને એક તરફથી સંસાર
પરાયણ અને બીજી બાજુથી મુક્તિનો અધિકારી બનાવવાનો બ
કોઈ ઉપાય જોવામાં આવતો નથી.

આની સામે એટલો વાંધો છે કે સમાજને બાંધી જક
પોતાને તેમાં પૂરી રાખવાથી માણસની સ્વાધીન પ્રકૃતિ પીડા
છે. માણસને નાનો કરી સમાજને મોટો કરવાનો કશો અર્થ ન
માણસનું મનુષ્યત્વ સાચવવા માટે જ તો સમાજ છે.

એના જવાબમાં કહેવાનું કે ભારતવર્ષે સમાજને સંયત—સ
બનાવ્યો હતો તે સમાજમાં જ બંધાઈ રહેવા માટે નહિ. પોત
શક્તિને શતધા વિભક્ત અન્ધ પ્રયત્નમાં વેરવિખેર ન કરી નાખ
પોતાની તે સંહત શક્તિને અનંત પ્રત્યે એકાગ્ર બનાવવાને માટે

ઇચ્છાપૂર્વક આત્મવિષયમાં તેણે સંકુચિતતાનો આશ્રય લીધો હતો. નદીના તટબંધનની પેઠે સમાજબંધન તેને વેગ આપે, બંદી નહિ બનાવે, એ જ તેનો ઉદ્દેશ હતો. એટલા માટે ભારતવર્ષના સમસ્ત ક્રિયાકર્મમાં, સુખશાંતિ સંતોષમાં મુક્તિનું આહ્વાન રહેલું છે—આત્માને બ્રહ્માનંદમાં બ્રહ્મની અંદર વિકસિત કરવાને માટે જ તેણે સમાજમાં પોતાનાં મૂળ નાખ્યાં હતાં. જો આપણે તે ધ્યેયથી જ ભ્રષ્ટ થઈએ, જડતાને વશ થઈને તે પરિણામની ઉપેક્ષા કરીએ, તો બંધન કેવળ બંધન જ રહી જશે, તો પછી અતિ ક્ષુદ્ર સંતોષ શાંતિનો કશો અર્થ જ નહિ રહે. ભારતવર્ષનું લક્ષ્ય ક્ષુદ્ર નથી, એ વાત ભારતવર્ષે કબૂલ કરેલી છે—भूमैव सुखं नाल्पे सुखमस्ति—ભૂમા જ સુખ છે, અલ્પમાં સુખ નથી. ભારતની બ્રહ્મવાદિનીએ કહ્યું છે येनाहं नामृता स्याम् किमहं ते : कुर्याम्—જેનાથી અમર ન થવાય તેને લઈને હું શું કરું ? કેવળ માત્ર પારિવારિક શ્રૃંખલા અને સામાજિક સુવ્યવસ્થા દ્વારા હું અમર થવાનો નથી, તેનાથી મારા આત્માનો વિકાસ થવાનો નથી. સમાજ જો મને સંપૂર્ણ સાર્થકતા ન અર્પે, તો સમાજનું મારે શું કામ છે ? સમાજને સાચવવા માટે મારે વંચિત થવું જોઈએ, એ વાત સ્વીકારી નહિ શકાય—યુરોપમાં પણ કહે છે કે ઇન્ડિવિડયુયલ-વ્યક્તિને જે સમાજ પાંગળી અને વ્યર્થ બનાવે છે, તે સમાજની વિરુદ્ધ બળવો ન કરવામાં આવે તો હીનતાનો સ્વીકાર કર્યો ગણાય. ભારતવર્ષે પણ અત્યંત અસંકોચથી નિર્ભયતાથી કહ્યું છે કે आत्मार्थे पृथिवीं त्यजेत्. સમાજને મુખ્ય બનાવવાથી ઉપાયને ઉદ્દેશ બનાવ્યા જેવું થાય. ભારતવર્ષે એમ કરવા ઇચ્છ્યું નહોતું. એટલે તેનાં બંધન જેવાં દૃઢ છે તેવો જ તેનો ત્યાગ પણ સંપૂર્ણ છે ! સાંસારિક પરિપૂર્ણતામાં ભારતવર્ષ પોતાને વીંટાળીને બાંધી રાખતો નહિ, બલકે તેથી ઊલટું જ કરતો. જ્યારે બધું ભેગું થયું હોય, ભંડાર પૂરો ભરાયો હોય, પુત્રે ઉંમર લાયક થઈને લગ્ન કર્યાં હોય, જ્યારે એ પૂર્ણ પ્રતિષ્ઠિત સંસારમાં આરામ અને ભોગ

ભોગવવાનો અવસર આવ્યો હોય, બરાબર તે જ વખતે સંસારનો પરિત્યાગ કરવાની આજ્ઞા કરેલી છે—જ્યાં સુધી વૈતરું કરવાનું છે ત્યાં સુધી તારે રહેવાનું છે, જ્યારે વૈતરું બંધ થાય છે, ત્યારે આરામથી ફળ ભોગવીને જડતા પ્રાપ્ત કરવાની મના છે. સંસારનું કામ પૂરું થયું એટલે સંસારમાંથી મુક્તિ મળી ગઈ—ત્યાર પછી આત્માની અનંત અબાધ ગતિ. એ કંઈ નિશ્ચેષ્ટતા નથી. સંસારની નજરે તે જડતા જેવી દેખાય છે—પરંતુ પૈડું ખૂબ જોરથી ફરતું હોય ત્યારે તે જેમ દેખી શકાતું નથી, તેમ જ આત્માનો અત્યંત વેગ નિશ્ચલતા જેવો લાગે છે. આત્માના એ વેગને ચારે કોર ફાવે તેમ વેડફી ન નાખતાં, તે શક્તિને જાગ્રત કરવી એ જ આપણા સમાજનું કામ હતું. આપણા સમાજમાં પ્રવૃત્તિને ગૌણ બનાવીને હમેશાં જ નિઃસ્વાર્થ મંગલની સાધના કરવાની જે આજ્ઞા કરેલી છે, તે બ્રહ્મપ્રાપ્તિની નિસરણી છે એટલે જ આપણે તેમાં ગૌરવ માનીએ છીએ. વાસનાને ગૌણ બનાવીએ તો જ આત્માને મોટો કરી શકાય છે, એટલે આપણે વાસનાને ગૌણ બનાવીએ છીએ—સંતોષ અનુભવવાને માટે નહિ. યુરોપ મરવા તૈયાર છે, છતાં વાસનાને ગૌણ કરવા ઇચ્છતું નથી, આપણે પણ મરવા તૈયાર છીએ, છતાં આત્માને તેની ચરમગતિ—પરમ સંપદથી વંચિત કરીને હલકો પાડવા ઇચ્છતા નથી. દુર્ગતિના દિવસોમાં એ વસ્તુ આપણે ભૂલી ગયા છીએ—તેનો તે જ સમાજ આપણો આજે પણ છે, પરંતુ તેમાં થઈને બ્રહ્માભિમુખી મોક્ષાભિમુખી વેગવતી પ્રવાહધારા 'येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्' એ ગીત ગાતી ગાતી દોડતી નથી—

માળા હતી તેનાં ફૂલ ગયાં ખરી રહ્યો છે દોર

એટલા માટે જ આપણો આટઆટલા સમયનો સમાજ આપણને બળ આપતો નથી, ગૌરવ આપતો નથી, આધ્યાત્મિકતા તરફ આપણને આગળ ધપાવતો નથી, અને આપણને ચારે બાજુથી રૂંધી

રાખે છે. એ સમાજનો મહાન ઉદ્દેશ જ્યારે આપણે જાગ્રત ભાવે સમજીશું, એને સંપૂર્ણ સફળ બનાવવાને માટે જ્યારે પ્રયત્નપૂર્વક તૈયાર થઈશું, ત્યારે જ એક ઘડીમાં આપણે મહાન થઈશું, મુક્ત થઈશું, અમર થઈશું—જગતમાં આપણી પ્રતિષ્ઠા થશે, પ્રાચીન ભારતનાં તપોવનમાં ઋષિઓએ જે યજ્ઞ કર્યા હતા, તે સફળ થશે, અને પિતામહો આપણે વિશે કૃતાર્થ થઈ આપણને આશીર્વાદ આપશે.

૧૩૦૮ (૧૯૦૨)

# સમાજભેદ

**ગયા** જાન્યુઆરી માસના 'કોન્ટેપોરરી રિવ્યૂ'માં ડૉકટર ડિલને 'વાઘ ચીન અને બકરીનું બચ્ચું યુરોપ' નામે એક લેખ લખ્યો છે, તેમાં યુદ્ધને અંગે ચીનવાસીઓ ઉપર યુરોપે કરેલા અકથ્ય અત્યાચારો વર્ણવેલા છે. જંગીસખાં, તૈમૂર લંગ વગેરે લોકવાયકા થઈ પડેલાઓની ઇતિહાસવિખ્યાત નિદારુણ ક્રૂરતા સંસ્કૃત યુરોપની ઉન્મત્ત બર્બરતા આગળ લાજથી નીચું જોઈ ગઈ છે.

યુરોપ પોતાની દયાધર્મ–પ્રધાન સંસ્કૃતિ માટે ગૌરવ લઈ એશિયાને સદા ધિક્કાર આપ્યા કરે છે, તેનો જવાબ આપવાનો પ્રસંગ મળે એમાં આપણને સુખ પામવા જેવું કશું નથી. કારણ, કલંકની વાતો ફેલાવીને દુર્બળ સબળને કશું નુકસાન નથી પહોંચાડી શકતો, પરંતુ સબળ દુર્બળના કલંકની જે વાતો ફેલાવે છે તે દુર્બળને કોઈ ને કોઈ વખતે જીવલેણ થઈ પડે છે.

સાધારણ રીતે એશિયાના સ્વભાવની ક્રૂરતા, જંગલીપણું, દુર્ગમતા, યુરોપના લોકોમાં એક કહેવતરૂપ થઈ પડેલાં છે. એટલા માટે એશિયાનો વિચાર યુરોપના આદર્શથી નહિ કરવો જોઈએ, એવી એક બૂમ આજ કાલ ખ્રિસ્તી સમાજમાં ઊઠેલી છે.

આપણે જ્યારે પહેલ વહેલી યુરોપની કેળવણી પામ્યા, ત્યારે, માણસ માણસ વચ્ચે ભેદ નથી, એવી બૂમ તે શિક્ષણમાંથી આપણે ઉપાડી લીધી હતી. એટલા માટે આપણા નવીન શિક્ષણની સાથે આપણા બધા ભેદો ધોવાઈ જાય, એ રીતે જ આપણે તૈયાર થતા હતા. એવામાં માસ્તર સાહેબ પોતાનું ધર્મશાસ્ત્ર બંધ કરી દઈને બોલ્યા, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે એવડો મોટો ભેદ છે કે તે દૂર થઈ શકે જ નહિ.

ઠીક, સારું, ભેદ છે, તો ભલે રહ્યો. વિવિધતા જ સંસારના સ્વાસ્થ્યનું રક્ષણ કરે છે. પૃથ્વીમાં ટાઢ તડકો બધે ઠેકાણે સરખાં નથી એટલે જ પવન હરફર કરે છે. સંસ્કૃતિના જુદા જુદા આદર્શો જુદે જુદે રૂપે સાર્થકતા પામ કરીને પોતાનું સ્વાતંત્ર્ય સાચવી રહો, તેમ થશે તો તે સ્વાતંત્ર્યમાં પરસ્પરની પાસેથી શિક્ષણની આપલે થઈ શકશે.

અત્યારે તો આપણે જોઈએ છીએ કે ગાળાગાળી અને ગોળાગોળીની આપલે ચાલે છે. નવું ખ્રિસ્તી સૈકું આ રીતે શરૂ થયું છે.

ભેદ છે એનો સ્વીકાર કરી લઈ બુદ્ધિપૂર્વક, પ્રીતિપૂર્વક, સહૃદય વિનયપૂર્વક, તેના અંતરમાં જો પ્રવેશ કરવાની શક્તિ ન હોય, તો ખ્રિસ્તી શિક્ષણે ઓગણીસ ઓગણીસ સૈકાં સુધી શું કામ કર્યું? તોપના ગોળાથી પૂર્વના દુર્ગની દીવાલો તોડી પાડી એકાકાર કરી નાખશો કે ચાવી વડે તેનું સિંહદ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કરશો?

મિશનરીઓ ઉપર ચીનવાસીઓના હુમલામાંથી ચીનમાં વર્તમાન વિપ્લવની શરૂઆત થઈ છે. યુરોપ એ વસ્તુ ખૂબ સહેલાઈથી માની શકે છે કે ધર્મપ્રચાર અથવા શિક્ષણપ્રચારની બાબતમાં અનુદારતા અને અધીરાઈ એ ચીનનું જંગલીપણું સાબિત કરે છે. મિશનરીઓ થોડા જ ચીનનું રાજ્ય જીતી લેવા ગયા હતા?

આ બાબતમાં પૂર્વ પશ્ચિમમાં ભેદ છે, અને એ ભેદ યુરોપ

શ્રદ્ધાપૂર્વક, સહિષ્ણુતાપૂર્વક સમજવાનો પ્રયત્ન કરતું નથી—કારણ, તેના શરીરમાં જોર છે.

ચીનનું રાજ્ય ચીનના રાજાનું છે. જો કોઈ રાજ્ય ઉપર ચડાઈ કરે તો રાજા રાજા વચ્ચે લડાઈ થાય, તેમાં પ્રજાને જે નુકસાન થાય તે એટલું ભયંકર નહિ હોય. પરંતુ યુરોપમાં રાજ્ય રાજાનું નથી હોતું, આખા રાજ્યનું હોય છે. રાષ્ટ્રતંત્ર જ યુરોપીય સંસ્કૃતિનું કલેવર છે;—એ કલેવરને આઘાતમાંથી ન બચાવે તો તેનો પ્રાણ બચે નહિ, આથી બીજા કોઈ પણ પ્રકારના આઘાતનું મહત્ત્વ તેઓ કલ્પી જ શકતા નથી. વિવેકાનંદ વિલાયતમાં જો વેદાંતનો પ્રચાર કરે, અને ધર્મપાલ જો ત્યાં અંગ્રેજી બૌધસંપ્રદાયની સ્થાપના કરે, તો તેથી યુરોપને કંઈ લાગવાનું નથી, કારણ યુરોપનું શરીર રાષ્ટ્રતંત્ર છે. જિબ્રાલ્ટરનો એક પહાડ આખું ઇંગ્લંડ પ્રાણને ભોગે પણ સાચવશે, પણ ખ્રિસ્તી ધર્મ વિશે સાવધ રહેવાની તેને જરૂર લાગતી નથી.

પૂર્વના દેશોમાં એથી ઊલટું જ છે. પ્રાચ્ય સંસ્કૃતિનું કલેવર ધર્મ છે. ધર્મ એટલે 'રિલિજિયન' નહિ, સામાજિક કર્તવ્યતંત્ર,—તેમાં યથાયોગ્ય ભાવે રિલિજિયન, પૉલિટિક્સ બધું જ આવી જાય છે. એના ઉપર જો આઘાત કરે તો આખા દેશને વ્યથા થાય છે, કારણ, સમાજમાં જ તેનું મર્મસ્થાન રહેલું છે, તેની જીવનશક્તિને બીજું કોઈ આશ્રયસ્થાન નથી. શિથિલ રાજશક્તિ વિશાળ ચીનમાં સર્વત્ર પોતાને પ્રબળ રીતે પ્રગટ કરી શકતી નથી. રાજધાનીથી ખૂબ દૂર દૂર આવેલા પ્રાંતોમાં પણ રાજાની આજ્ઞા પહોંચે છે, રાજાનો પ્રતાપ પહોંચતો નથી, છતાં ત્યાં શાંતિ છે, વ્યવસ્થા છે, સંસ્કૃતિ છે. ડૉક્ટર ડિલનને આથી નવાઈ લાગી છે; ખૂબ થોડી શક્તિ ખરચીને આવડું મોટું રાજ્ય કબજે રાખવું એ સહેલી વાત નથી.

પરંતુ વિશાળ ચીન દેશ હથિયારના શાસનથી કબજામાં રહેલો નથી, ધર્મશાસનથી જ તે નિયમમાં રહેલો છે. પિતા પુત્ર, ભાઈ

બ્હેન, સ્વામી સ્ત્રી, અડોશી પડોશી, રાજા પ્રજા, યાજક યજમાન વચ્ચે એ ધર્મનો સંબંધ છે. બહાર ગમે તેટલા વિપ્લવો થાય, રાજ-સિંહાસન ઉપર ગમે તે બેસે, આ ધર્મ વિશાળ ચીન દેશના અંતરમાં રહ્યો રહ્યો અખંડ નિયમે એ પ્રકાંડ જનસમાજને સંયમમાં રાખી રહ્યો છે, તે ધર્મને જો આઘાત લાગે, તો ચીનને મૃત્યુવેદના થાય, અને આત્મરક્ષણને ખાતર તે નિષ્ઠુર બની જાય, ત્યારે પછી કોણ તેને રોકી શકવાનું હતું ? ત્યારે રાજા વળી કોણ, ત્યારે ચીન સામ્રાજ્ય નહિ પણ ચીન જાતિ જાગી ઊઠે છે.

એક નાના દૃષ્ટાંતથી મારી વાત સ્પષ્ટ થશે. અંગ્રેજી કુટુંબ વ્યક્તિ વિશેષના જીવન સાથે સંકળાયલું હોય છે. આપણું કુટુંબ કુળનું અંગ હોય છે. આટલા ભેદને લીધે બધું જ બદલાઈ જાય છે. અંગ્રેજો આ ભેદનું રહસ્ય ન સમજી શકે તો હિંદુ કુટુંબની લાગણી લગારે સમજી શકવાના નથી, અને ઘણી બાબતમાં અસહિષ્ણુ અને અવજ્ઞાપરાયણ બની જશે. કુલના સૂત્રથી હિંદુ પરિવારમાં જીવતાં મરેલાં અને ભાવિ અણુજન્મેલાં બધાં પરસ્પર સંયુક્ત હોય છે. આથી હિંદુ પરિવારમાંથી કોઈ જો કુલત્યાગ કરીને બહાર જાય, તો તે પરિવારને મન કેવો ભારે આઘાત હોય છે, તે અંગ્રેજો સમજી શકતા નથી. કારણ, અંગ્રેજ પરિવારમાં દામ્પત્યબંધન સિવાય બીજું કોઈ બંધન દૃઢ છે જ નહિ. એટલા માટે હિંદુ સમાજમાં વિધવા વિવાહની છૂટ હોવા છતાં તેનો પ્રચાર ન થયો;—કારણ, જીવતું પ્રાણી જેમ પોતાના કોઈ જીવતા અંગનો ત્યાગ નથી કરી શકતું, તે જ પ્રમાણે હિંદુ પરિવાર પણ વિધવાનો ત્યાગ કરી પોતાના દેહનું કોઈ અંગ તોડી નાખવા તૈયાર નથી. બાળલગ્નને પણ હિંદુ સમાજ એ કારણે જ શ્રેયસ્કર માને છે. કારણ, પ્રેમસંચારને યોગ્ય ઉંમર થતાં જ સ્ત્રી પુરુષનું મિલન થઈ શકે છે, પરંતુ આખા પરિવાર સાથે એકીભૂત બનવાની ઉમર તો બાળપણ જ છે.

વિધવાવિવાહનો નિષેધ અને બાળવિવાહની છૂટ બીજી રીતે

નુકસાનકારક હોઈ શકે, પરંતુ, હિંદુ સમાજનું બંધારણ જે માણસ સમજે છે, તે એને જંગલીપણું કહીને ઉડાવી નહિ દઈ શકે. ભારતવર્ષને સાચવવા માટે જેમ અંગ્રેજોને ખરચ વધારે હોવા છતાં જિબ્રાલ્ટર, માલ્ટા, સૂએઝ અને એડન સાચવવાં પડે છે, તે જ પ્રમાણે પરિવારની દૃઢતા અને અખંડતા સાચવવી હોય તો હિંદુઓએ નુકસાન વેઠીને પણ આ બધા નિયમો પાળવા પડે.

આવી સુદૃઢ રીતે પરિવાર અને સમાજનું ગઠન કરવું એ સારું કે નહિ, એ ચર્ચા અંગ્રેજો ઉપાડી શકે. આપણે કહીએ કે રાષ્ટ્રીય સ્વાર્થને સર્વોચ્ચ રાખીને પોલિટિકલ દૃઢતા સાધવી સારી કે નહિ, એ પણ ચર્ચાનો વિષય છે. દેશને ખાતર સર્વ પ્રયોજનોને ઉત્તરોત્તર ગૌણ બનાવીને લશ્કરી સંગઠન કરવાને લીધે યુરોપ રોજરોજ પીડાઈ રહ્યું છે—સૈનિક વર્ગના અતિશય બોજાથી તેનું સામાજિક સામંજસ્ય નષ્ટ થતું જાય છે. એનો અંત ક્યાં? નિહિલિસ્ટોના અગ્નિ–ઉત્પાતમાં, કે પરસ્પરના પ્રલય–સંઘર્ષમાં? આપણે સ્વાર્થ અને સ્વેચ્છાચારને હજારો બંધને બાંધીને મરીએ છીએ, એ જો સાચું હોય, તો યુરોપ સ્વાર્થ અને સ્વાધીનતાનો માર્ગ ખુલ્લો કરીને ચિરંજીવી થશે કે નહિ, તેની પણ કસોટી થવી હજી બાકી છે.

ગમે તેમ હો, પૂર્વ અને પશ્ચિમના આ બધા ભેદો વિચાર કરીને સમજવા જેવા તો છે જ. યુરોપની પ્રથાઓનો જ્યારે વિચાર કરવો હોય, ત્યારે યુરોપના સમાજતંત્રને ખ્યાલમાં રાખ્યા વગર વિચાર કરીએ, તો આપણા મનમાં પણ ઘણીવાર ખોટી અવજ્ઞા પેદા થાય છે. એનો પુરાવો—વિલાયતના સમાજમાં કન્યાને મોટી ઉંમર સુધી કુંવારી રાખવાના રિવાજ પ્રત્યે આપણે કટાક્ષ કરીએ છીએ—આપણે એ પ્રથાને ટેવાયલા નથી, એટલે આપણે એ વિશે જાતજાતની આશંકા પ્રગટ કરીએ છીએ. આમ છતાં બાલવિધવાને જીવનભર અવિવાહિત રાખવી એ તેના કરતાં પણ વધારે

આશંકાજનક છે, એ વાતનો આપણે ખ્યાલ જ કરતા નથી. કુંવારીનો પ્રશ્ન હોય ત્યારે આપણે કહીએ છીએ કે મનુષ્ય સ્વભાવ દુર્બળ છે, અને છતાં વિધવાની વાત હોય ત્યારે કહીએ છીએ કે શિક્ષણ અને સાધનાદ્વારા સ્વભાવને પણ કાબૂમાં લાવી શકાય છે. પણ ખરી વાત એ છે કે આ બધા નિયમો કોઈ નીતિતત્ત્વમાંથી ઉદ્‌ભવેલા નથી, પ્રયોજનને કારણે ઊભા થયેલા છે. નાની ઉંમરમાં કુમારીનાં લગ્ન કરવાં એ જેમ હિંદુ સમાજમાં જરૂરનું છે, તેમ આજીવન વૈધવ્ય પણ જરૂરનું છે. એટલા ખાતર જ આશંકા હોવા છતાંયે વિધવાનાં લગ્ન થતાં નથી, અને અનિષ્ટ અને અગવડો હોવા છતાં કુમારીનાં બાળલગ્ન થાય છે. જરૂરિયાતના નિયમને અનુસરીને જ યુરોપમાં મોટી ઉંમરે કુમારીનાં લગ્ન અને વિધવાનાં પુનર્લગ્ન પ્રચલિત થયાં છે. ત્યાં આગળ ઉંમરે ન પહોંચેલી બાલિકા સાથે ઘર માંડવું શક્ય નથી, ત્યાં વિધવાને કોઈ પણ પરિવારનો આશ્રય મળતો નથી એટલે તેને માટે ઘણીવાર બીજીવાર પરણવું તદ્દન આવશ્યક થઈ પડે છે. આ નિયમ યુરોપના સમાજતંત્રના રક્ષણને અનુકૂળ છે માટે જ મુખ્યત્વે કરીને સારો ગણાય છે, અને એમાં બીજું જે કંઈ સારું રહેલું છે તે આકસ્મિક છે, અવાન્તર છે.

સમાજમાં જરૂરિયાતને કારણે જે પ્રચલિત થાય છે, તેની સાથે ધીમે ધીમે ભાવનાનું સૌંદર્ય પણ જોડાવા માંડે છે. ઉંમરમાં આવેલાં કુમાર કુમારીના સ્વાધીન પ્રેમાવેગનું સૌંદર્ય યુરોપના ચિત્ત ઉપર કેવો અધિકાર જમાવી બેઠું છે, તે યુરોપનું સાહિત્ય વાંચતાં વેંત સમજી શકાય છે. એ પ્રેમના આદર્શને યુરોપના કવિઓએ દિવ્ય ભાવે ઉજ્જ્વલ બનાવીને વર્ણવ્યો છે.

આપણા દેશમાં પ્રતિવ્રતા ગૃહિણીની કલ્યાણપરાયણ ભાવના જ મધુર બનીને હિંદુઓનાં ચિત્ત ઉપર અધિકાર જમાવી બેઠી છે. એ ભાવનાનું સૌંદર્ય આપણા સાહિત્યમાં બીજાં બધાં સૌંદર્ય કરતાં ઊંચું સ્થાન પામ્યું છે. એની ચર્ચા આપણે બીજા લેખમાં કરીશું.

પરંતુ, એટલા કારણે જે સ્વાધીન પ્રેમના સૌંદર્યથી આખો યુરોપનો સમાજ ઉજ્જવળ બન્યો છે, તેનો અનાદર કરીશું તો આપણી અંધતા અને મૂઢતા પ્રગટ થશે. ખરું જોતાં, તે આપણા હૃદયને સ્પર્શ કરે છે. જો ન કરતું હોત, તો અંગ્રેજી કાવ્ય અને નવલકથા આપણે માટે નકામાં થઈ પડત. સૌંદર્ય હિંદુ કે અંગ્રેજ વચ્ચે જાતિભેદ રાખીને ચાલતું નથી. અંગ્રેજી સમાજના આદર્શગત સૌંદર્યને સાહિત્ય જ્યારે સ્ફુટ કરીને બતાવે છે, ત્યારે તે આપણા જાતીય સંસ્કારોને પરાજિત કરીને હૃદયમાં દીપી ઊઠે છે. તે જ પ્રમાણે આપણા હિંદુ પારિવારિક આદર્શમાં જે એક પ્રકારની કલ્યાણમયી સૌંદર્યશ્રી રહેલી છે, તે જો અંગ્રેજો જોઈ ન શકે, તો અંગ્રેજો તેટલે અંશે જંગલી છે.

યુરોપીય સમાજે અનેક મહાત્મા પુરુષોને જન્મ આપ્યો છે; ત્યાં સાહિત્ય, કલા, વિજ્ઞાન રોજ રોજ ઉન્નતિ પામતાં જાય છે; એ સમાજ પોતાનું મહત્ત્વ પોતે પગલે પગલે સાબિત કરી આગળ વધે છે; એના પોતાના ઘોડા ભડકે નહિ તો એના રથને બહારથી કોઈ રોકી શકશે એવી કલ્પના સુદ્ધાં આવી શકતી નથી. આવા ગૌરવયુક્ત સમાજને શ્રદ્ધાપૂર્વક ન જોતાં જેઓ એની મશ્કરી કરે છે, તેવા બંગાળના સુલભ લેખકો અજાણતાં પોતાની જ મશ્કરી કરતા હોય છે.

બીજી બાજુ, સેંકડો વરસોના ચાલુ વિપ્લવો જે સમાજને ભોંય ભેગો કરી શક્યા નથી; હજારો દુર્ગતિ સહન કરીને પણ જે સમાજે ભારતવર્ષને દયાધર્મ, ક્રિયાકર્તવ્યમાં સંયમિત કરી રાખ્યો છે, તેને રસાતળમાં જવા દીધો નથી; જે સમાજ હિંદુ જાતિની બુદ્ધિ વૃત્તિને સાવધાનતાપૂર્વક એવી રીતે સાચવતો આવ્યો છે કે બહારથી ઉપકરણ મળતાં જ તે પ્રજ્વલિત થઈ ઊઠે છે; જે સમાજ મૂઢ અભણ માણસોને પણ ડગલે ને પગલે વૃત્તિઓનું દમન કરીને પરિવાર અને સમાજના હિતાર્થે પોતાનું બલિદાન આપવાની ફરજ

પાડે છે; તે સમાજને જે મિશનરી શ્રદ્ધાની નજરે જોતા નથી, તે પણ શ્રદ્ધાને યોગ્ય નથી. તેમણે એટલું સમજવું જોઈએ કે, આ વિશાળ સમાજ એક મોટા પ્રાણી જેવો છે—જરૂર હોય તો પણ, એના કોઈ પણ એક અંગ ઉપર આઘાત કરવા પહેલાં આખા પ્રાણીના શરીરશાસ્ત્રનો વિચાર કરવાની જરૂર છે.

ખરું જોતાં સંસ્કૃતિઓમાં ભેદ છે;—એ વિવિધતા જ વિધાતાને અભિપ્રેત છે. એ ભિન્નતામાં જ્ઞાનોજ્વલ સહૃદયતા સાથે પરસ્પર પ્રવેશ કરી શકે તો જ એ વિવિધતા સાર્થક થાય. જે શિક્ષણ અને ટેવ, એ પ્રવેશનાં દ્વાર બંધ કરી દે છે, તે જંગલીપણાની નિસરણી છે, તે જ અન્યાય, અવિચાર, નિષ્ઠુરતા પેદા કરે છે. સાચી સંસ્કૃતિનું લક્ષણ કયું ? તે જ સંસ્કૃતિ જેના ઉપર અધિકાર જમાવનાર स सर्वज्ञः सर्वमेवाविवेश—તે બધાને જાણે છે, અને બધામાં પ્રવેશ કરે છે. જે પાશ્ચાત્ય સંસ્કૃતિનો સદા ઉપહાસ કરે છે, તેના ઉપર ધિક્કાર વરસાવે છે, તે હિંદુવેડા છે, હિંદુ સંસ્કૃતિ નથી. તે જ પ્રમાણે જે પૂર્વની સંસ્કૃતિનો બિલકુલ અસ્વીકાર કરે છે, તે સાહેબવેડા છે, પરંતુ યુરોપીય સંસ્કૃતિ નથી. જે આદર્શ બીજા આદર્શ પ્રત્યે વિદ્વેષ સેવે છે, તે આદર્શ જ નથી.

હાલમાં યુરોપમાં આ અંધ વિદ્વેષે સંસ્કૃતિની શાંતિને કલુષિત બનાવી દીધી છે. રાવણ જ્યારે સ્વાર્થાંધ થઈને અધર્મમાં પ્રવૃત્ત થયો, ત્યારે લક્ષ્મી તેને છોડી ગઈ. આધુનિક યુરોપના દેવમંડપમાંથી લક્ષ્મી કેમ જાણે બહાર નીકળી આવ્યાં છે. એટલા માટે જ બોઅર ફળિયામાં આગ લાગી છે, ચીનમાં પાશવતાએ લાજ શરમ છોડી દીધી છે, અને ધર્મપ્રચારકોનાં નિષ્ઠુર વચનોથી ધર્મ પીડાઈ રહ્યો છે.

 (૧૯૦૧)

## ધર્મની લાગણીનું દૃષ્ટાંત

**મેં બીજે** એક ઠેકાણે કહ્યું છે કે કોઈ એક અંગ્રેજ અધ્યાપકે આ દેશમાં જૂરીના ન્યાય વિશે ચર્ચા કરતાં કહ્યું હતું કે જે દેશના અર્ધ-સંસ્કૃત લોકો પ્રાણનું માહાત્મ્ય (Sanctity of Life) સમજતા નથી, તેઓના હાથમાં જૂરીના ન્યાયનો અધિકાર આપવો એ બરાબર નથી.

પ્રાણનું માહાત્મ્ય અંગ્રેજો આપણા કરતાં વધારે સમજે છે, એ વાત ભલે એક વાર આપણે સ્વીકારી લઈએ, પણ એથી જ્યારે એ અંગ્રેજ પ્રાણની હત્યા કરે છે, ત્યારે તેનો અપરાધ આપણા કરતાં વધારે મોટો ગણાવો જોઈએ. પણ છતાં આપણે જોઈએ છીએ એવું, કે કોઈ દેશી માણસની હત્યા કરીને કોઈ અંગ્રેજ ખૂની, અંગ્રેજ જજ અને અંગ્રેજ જૂરીની ન્યાયવિચરણાથી ફાંસીએ ગયો નથી. પ્રાણના માહાત્મ્ય સંબંધે તેમની સમજ અત્યંત સૂક્ષ્મ છે, એની સાબિતી કદાચ અંગ્રેજ ગુનેગારને મળતી હશે, પરંતુ તે સાબિતી દેશી લોકોને કંઈક અધૂરી જ લાગે છે!

આવી જાતનો ન્યાય આપણને બે બાજુથી આઘાત કરે છે.

પ્રાણ જવાનો હોય તે તો જાય જ છે, પણ એમાં આપણી જાતિ પ્રત્યે જે અવજ્ઞા પ્રગટ થાય છે, તે આપણા સૌના દિલમાં ખટકે છે !

ઇંગ્લંડમાં 'ગ્લોબ' નામે એક વર્તમાન પત્ર છે—તેમાં લખવામાં આવ્યું છે કે ટોમી ઍટકિન (એટલે કે લશ્કરમાંનો ગોરો સિપાઈ) દેશી લોકોને મારી નાખવાના હેતુથી મારતો નથી, પણ માર ખાતાં જ દેશી લોકો મરી જાય છે—એટલા માટે બિચારા ટોમીને હળવી સજા થાય છે ત્યારે દેશી વર્તમાનપત્રો બૂમાબૂમ કરી મૂકે છે.

ટોમી ઍટકિન પ્રત્યે ખૂબ લાગણી દેખાય છે, પણ સૅંકિટટી ઑવ લાઇફ્ ક્યાં છે ? જે પાશવી મારથી આપણી તલ્લી ફાટી જાય છે, તે જ મારનો વેગ આ ભદ્ર પત્રની આ લીટીઓમાં પણ નથી શું ? પોતાની જાતિએ કરેલા ખૂનને કોમલ સ્નેહપૂર્વક જોઈને મરનાર વ્યક્તિના આત્મીયજનોના વિલાપનો જેઓ ચીડપૂર્વક ધિક્કાર કરે છે, તેઓ પણ શું ખૂનને પુષ્ટિ નથી આપતા ?

કેટલોક સમય થયાં આપણે જોઈએ છીએ કે યુરોપની સંસ્કૃતિમાં ધર્મનીતિનો આદર્શ સાધારણ રીતે અભ્યાસ ઉપર જ રચાયેલો છે—ધર્મની લાગણી એ સંસ્કૃતિના અંતઃકરણમાં પ્રગટેલી નથી, આથી અભ્યાસના વર્તુળની બહાર એ આદર્શને માર્ગ જડતો નથી, અને ઘણી વાર ખોટે માર્ગે અથડાઈને મરે છે.

યુરોપીય સમાજમાં ઘેરઘેર મારામારી કાપાકાપી થઈ શકે એમ નથી—એવો વ્યવહાર ત્યાંના સાધારણ સ્વાર્થની વિરુદ્ધ છે. ઝેર આપીને કે હથિયાર મારીને ખૂન કરવાની ટેવ યુરોપ કેટલાંક સૈકાં થયાં ભૂલવા માંડ્યું છે.

પરંતુ હથિયાર માર્યા વગર અને લોહી રેડ્યા વગર પણ ખૂન થઈ શકે છે. ધર્મની લાગણી જો અકૃત્રિમ અને આંતરિક હોય તો એવા પ્રકારનું ખૂન પણ નિંદાપાત્ર અને અસંભવિત બની જાય.

એક વિશેષ દૃષ્ટાંત વડે આ વસ્તુ સ્પષ્ટ કરીએ.

હેનરી સૅવેજ લૅન્ડૉર એક પ્રખ્યાત પ્રવાસી છે. તિબેટના તીર્થસ્થાન લાસા જવાનું તેના મનમાં દુર્નિવાર ઔત્સુક્ય જન્મ્યું. સૌ કોઈ જાણે છે કે તિબેટના લોકો યુરોપિયન પ્રવાસીઓ અને મિશનરીઓ વગેરે પ્રત્યે સંદેહની નજરે જુએ છે. તેઓના દુર્ગમ રસ્તાઓ અને ઘાટો વિદેશીઓને જાણીતા નથી, એ જ તેમનું આત્મ-રક્ષણનું મુખ્ય હથિયાર છે—તે હથિયાર જો તેઓ જ્યોગ્રાફિકલ સોસાયટીના હાથમાં સોંપી નિશ્ચિત બનીને બેસવા ઇચ્છતા ન હોય, તો તેમાં તેમને દોષ દઈ શકાય એમ નથી.

પરંતુ બીજાઓ એની મનાઈ માને, એ પોતે કોઈની મનાઈ માને નહિ, એ યુરોપનો ધર્મ છે. કોઈ પણ પ્રયોજન હોય કે ન હોય, માત્ર આફતને ઉલ્લંઘી જવાની બહાદુરી કરવાથી જ યુરોપમાં એટલી બધી વાહવાહ મળે છે કે અનેક માણસોને તે એક પ્રલોભનરૂપ થઈ પડી છે. યુરોપના બહાદુર માણસો દેશ પરદેશમાં વિપત્તિ શોધતા ફરે છે. ગમે તે ઉપાયે પણ કોઈ યુરોપિયન લાસામાં જો પગ મૂકે તો સમાજમાં તેની નામનાનો પાર નહિ રહે.

એટલે હિમગિરિ અને તિબેટવાસીઓની મનાઈને અવગણીને લાસા જવું જ જોઈએ. લૅંડોર સાહેબે કુમાઉંમાં આવેલ આલમોડાથી પ્રવાસ શરૂ કર્યો. સાથે એક હિંદુ નોકર હતો. તેનું નામ ચંદનસિંહ.

કુમાઉંની સરહદ ઉપર તિબેટની સીમા આગળ બ્રિટિશ રાજ્યમાં શોકા નામે એક પહાડી જાતિ રહે છે. તિબેટીઓના ભયથી અને ઉપદ્રવથી તેઓ ધ્રૂજ્યા કરે છે. બ્રિટિશ રાજ તિબેટીઓના ત્રાસમાંથી તેમને બચાવી શકતું નથી, એ માટે લૅંડોર સાહેબે વારંવાર દુઃખ વ્યક્ત કર્યું છે. એ શોકા લોકોમાંથી સાહેબે કૂલીઓ અને મજૂરો મેળવવાના હતા. મહા મહેનતે ત્રીસ કૂલી મળ્યા.

ત્યાર પછીથી શી રીતે આ કૂલીઓ ભાગી જવા ન પામે

એ જ પ્રવાસ દરમ્યાન સાહેબની એક મુખ્ય ચિંતા અને પ્રયત્નનો વિષય થઈ પડ્યો. નાસી જવાને તેમને પૂરતાં કારણ હતાં. લૅંડાર સાહેબે પોતાના પ્રવાસ વર્ણનમાં પચીસમા પ્રકરણમાં લખ્યું છે:— "આ મજૂરો જ્યારે મૂંગે મોઢે, ગંભીર ભાવે, બોજો પીઠ ઉપર લઈને કરુણાજનક શ્વાસકષ્ટપૂર્વક હાંફતા હાંફતા ઊંચે ને ઊંચે ચડતા જતા હતા, ત્યારે મનમાં એવી બીક લાગતી હતી કે આમાંના કેટલા જણા કદી યે પાછા ફરી શકશે!"

અમારે પૂછવાનું એટલું જ છે કે આ શંકા જો તમારા મનમાં હતી, તો તે અનિચ્છુક કમભાગીઓને મૃત્યુના મોંમાં હાંકી લઈ ગયા એને શું કહેવું? તમને તો ગૌરવ મળશે, અને સાથે સાથે થોડા પૈસા મળવાનો પણ પૂરો સંભવ છે,—તમે તો તેની આશામાં પ્રાણને હોડમાં મૂકી શકો, પરંતુ આપની આગળ કયું પ્રલોભન છે?

વિજ્ઞાનની પ્રગતિને ખાતર જીવચ્છેદ (vivisection) કરવા વિશે યુરોપમાં પુષ્કળ ચર્ચા ચાલ્યા કરે છે. જીવતાં પ્રાણીઓ ઉપર પ્રયોગ કરતી વખતે વેદનાનાશક દવાનો ઉપયોગ કરવાના ઔચિત્યની પણ ચર્ચા થાય છે, પરંતુ બહાદુરી કરી વાહવાહ મેળવવાના ઉદ્દેશથી લાંબા વખત સુધી અનિચ્છુક માણસો ઉપર જે અસહ્ય જુલમ થાય છે, તેનાં વર્ણન પ્રવાસનાં પુસ્તકોમાં પ્રગટ થાય છે, સમાલોચકો તાલીઓ પાડે છે, આવૃત્તિઓ ઉપર આવૃત્તિ ખલાસ થઈ જાય છે, હજારો વાચકો એ બધાં વર્ણનો વિસ્મયપૂર્વક વાંચે છે અને આનંદપૂર્વક તેની ચર્ચા કરે છે. દુર્ગમ બરફને માર્ગે ગરીબ શોકા મજૂરોએ રાત દિવસ જે અસહ્ય કષ્ટો ભોગવ્યાં છે, તેનું પરિણામ શું? લૅંડાર સાહેબ ભલે લાસા પહોંચે, પણ તેથી જગતનો એવો શો ઉપકાર થવા સંભવ છે, જેથી આ બધા ભીત, પીડિત, પલાયનેચ્છુ માણસોને રાત દિવસ આટ આટલું કષ્ટ આપી મૃત્યુ માર્ગે હાંકી લઈ જવા એ લેશ પણ ઉચિત ગણી શકાય? પરંતુ ક્યાં છે, એ વિશે તો લેખકને લગારે સંકોચ થતો નથી, વાચકને દયા આવતી નથી!

તિબેટવાસીઓ કેવી નિષ્ઠુરતાથી જુલમ અને હત્યા કરી શકે છે, શોકા લોકો એ જ કારણે તિબેટવાસીઓથી કેવા ડરે છે, અને તેમને તિબેટવાસીઓના હાથમાંથી બચાવવામાં બ્રિટિશ રાજ્ય કેવું અશક્ત છે, એની લેંડોરને ખબર હતી—તેમને એ પણ ખબર હતી કે તેમના પોતાનામાં જે ઉત્સાહ ઉત્તેજના અને પ્રલોભન કામ કરી રહ્યાં છે, તેનો અંશ પણ શોકાઓમાં નથી. તેમ છતાં પણ લેંડોરે પોતાના પુસ્તકના ૧૬૫મા પાના ઉપર જે ભાષામાં અને જે ભાવથી પોતાના મજૂરોના ભય અને દુઃખનું વર્ણન કર્યું છે, તેનો તર્જુમો હું નીચે આપું છું.

"તેઓમાંનો એકેએક જણ હાથ ઉપર મોં ઢાંકીને વ્યાકુલ બનીને રડતો હતો. કાચીના બંને ગાલ ઉપર થઈને આંસુ વહેતાં હતાં—ઢોલા ધ્રૂસકે ધ્રૂસકે રડતો હતો, અને ડાકુ અને બીજા જે એક તિબેટવાસીએ મારું કામ લીધું હતું, તે બંનેએ બીકના માર્યાં છૂપો વેશ પહેર્યો હતો, તેઓ પોતપોતાના બોજાની પાછળ છુપાઈને બેઠા હતા. અમારી સ્થિતિ મુશ્કેલ હતી, છતાં અમારા માણસોની આ કાતર દશા જોઈને મારાથી હસ્યા વિના રહેવાયું નહિ."

આ પછી આ અભાગિયાઓએ નાસી જવાનો પ્રયત્ન કર્યો એટલે લેંડોરે તેમને એમ કહીને શાંત પાડ્યા કે જે કોઈ ભાગી જવાનો કે બળવો કરવાનો પ્રયત્ન કરશે તેને ગોળીથી ઠાર કરવામાં આવશે !

કેવાં તુચ્છ કારણથી લેંડોર સાહેબને ગોળી મારવાનું મન થઈ જાય છે, તે બીજે ઠેકાણે જાણવા મળે છે. તિબેટના અમલદારો તરફથી જ્યારે લેંડોરને પહેલીવાર મનાઈ મળી, ત્યારે તેમણે પોતે પાછા જતા હોય એવો ઢોંગ કર્યો. એક ખીણમાં ઊતરી આવીને દૂરબીન વતી જોયું તો પહાડની ટોચ ઉપરથી લગભગ ત્રીસેક માથાં પથ્થરની પાછળથી ડોકિયાં કરતાં હતાં. સાહેબ લખે છે:—"મને

ખૂબ ચીડ ચડી. પૂંઠ જો પકડવી જ હોય તો એ લોકો ખુલ્લી રીતે જ શા સારું અમારી પૂંઠ નથી પકડતા—દૂરથી ચોકી કરવાની શી જરૂર હતી ! આથી હું મારી અઠ્ઠાવીસ–ગજી રાઈફલ લઈને ભોંય ઉપર સપાટ સૂઈ ગયો અને જે માથું બીજાં કરતાં વધારે સ્પષ્ટ દેખાતું હતું તેના ઉપર નિશાન તાકી.” આ “આથી”ની ખૂબી છે ! ચોરીછૂપી ઉપર લેંડોર સાહેબને એટલી તો ઘૃણા છે ! તેઓ અને તેમની સાથેના બીજા એક મિશનરી સાહેબે પોતાને હિંદુ યાત્રાળુ તરીકે ઓળખાવ્યા હતા, ખુલ્લી રીતે ભારતવર્ષ પાછા ફરવાનો ઢોંગ કરી છૂપી રીતે લાસા જવાનો પ્રયત્ન કરતા હતા, પરંતુ પારકાની ચોરીછૂપી એમને એટલી તો અસહ્ય થઈ પડી કે ભોંય પર સપાટ સૂઈ જઈને પોતાની જાતને છુપાવી દઈને તરત જ અઠ્ઠાવી–ગજી રાઈફલ હાથમાં લઈને બોલ્યા,—“ I wish to teach these cowards a lesson,—હું આ બાયલાઓને પાઠ શીખવવા માગું છું !” દૂરથી સંતાઈને રાઈફલ ચલાવવામાં સાહેબ જે બહાદુરી બતાવતા હતા તેની કદર કરનાર કોઈ હતું નહિ. આપણી ઓરિએન્ટલોની અનેક નબળાઈઓની વાત આપણે સાંભળી છે, પરંતુ ચાળણી થઈને કરબડાને હસવાની વૃત્તિ પાશ્ચાત્યોની પેઠે આપણામાં નથી. ખરી વાત એ છે કે શરીરમાં જોર હોય તો ન્યાયાસનનો ઇજારો લઈ શકાય છે, પછી બીજાઓની ઘૃણા કરવાની ટેવ જ જડ ઘાલી બેસે છે, પોતાનો વિચાર કરવાનો વખત રહેતો નથી.

એશિયામાં, આફ્રિકામાં પ્રવાસીઓ અનિચ્છુક મજૂરો પ્રત્યે જે જાતના અત્યાચાર કરે છે, દેશ શોધવાની ઉત્તેજનામાં છલ–બલ અને કૌશલથી તે લોકોને જે રીતે મૃત્યુના મુખમાં ધકેલી લઈ જાય છે, તે કોઈથી અજાણ્યું નથી. આમ છતાં Sanctity of Life સંબંધે એ બધી પાશ્ચાત્ય જાતિઓની લાગણી અત્યંત સુતીવ્ર હોવા છતાં ક્યાંય પણ કશો વિરોધ સાંભળવામાં આવતો નથી. તેનું કારણ એ

છે કે ધર્મની લાગણી પશ્ચિમની સંસ્કૃતિની આંતરિક વસ્તુ નથી—સ્વાર્થ—રક્ષણના કદરતી નિયમ પ્રમાણે તે બહારથી પ્રગટ થઈ છે. એટલા માટે યુરોપના કુંડાળા બહાર તે વિકૃત થઈ જાય છે. એટલું જ નહિ, તે કુંડાળામાં પણ જ્યાં સ્વાર્થની લાગણી પ્રબળ હોય ત્યાં દયાધર્મ સાચવવાના પ્રયત્નને યુરોપ દુર્બળતા ગણી તિરસ્કારવા લાગ્યું છે. યુદ્ધના સમયમાં સામાવાળાનું સર્વસ્વ બાળી મૂકવાની, તેઓનાં અનાથ સ્ત્રીબાળકોને કેદ કરવાની વિરુદ્ધ કંઈ કહેવું એ 'સેન્ટિમેન્ટાલિટી'—લાગણીવેડા—વેવલાપણું ગણાય છે. યુરોપમાં સાધારણ રીતે જૂઠ નિંદાપાત્ર ગણાય છે, પરંતુ પોલિટિકસમાં એક પક્ષ બીજા પક્ષને હમેશાં જૂઠો કહ્યા કરે છે. ગ્લેડસ્ટન પણ એમાંથી બચવા પામતા નથી. એ કારણથી જ ચીની યુદ્ધમાં યુરોપીય સિપાઈઓના ઉપદ્રવ જંગલીપણાની પણ હદ વટાવી ગયા હતા અને કોંગો પ્રદેશમાં સ્વાર્થોન્મત્ત બેલ્જિયમનો વ્યવહાર રાક્ષસી બની ગયો હતો.

દક્ષિણ અમેરિકામાં નિગ્રો પ્રત્યે કેવો વ્યવહાર ચાલે છે, તે ન્યૂયૉર્કમાં પ્રગટ થતા 'પોસ્ટ' પત્રમાંથી ગઈ હજી જુલાઈના ઇંગ્લંડના 'ડેલી ન્યૂસ'માં સંકલિત કરીને આપવામાં આવ્યું છે. તુચ્છ અપરાધને બહાને નિગ્રો સ્ત્રીપુરુષોને પોલિસ કોર્ટમાં હાજર કરવામાં આવે છે, ત્યાં મૅજિસ્ટ્રેટ તેમને દંડ કરે છે,—તે દંડ અદાલતમાં હાજર રહેલા ગોરાઓ ભરી દે છે અને એ નજીવી રકમના બદલામાં તેઓ પેલા નિગ્રોને ગુલામ બનાવી દે છે. ત્યાર પછીથી ચાબુક, લોખંડની જંજીર, અને બીજા હરેક પ્રકારના ઉપાયથી તેઓને સામે થતા અને ભાગી જતા અટકાવવામાં આવે છે. એક નિગ્રો સ્ત્રીને તો ચાબુક મારી મારીને મારી નાખવામાં આવી હતી. એક નિગ્રો બાઈને દ્વૈધવ્ય (bigamy)ના અપરાધસર ગિરફતાર કરવામાં આવી હતી. તે કાચી જેલમાં હતી ત્યારે એક બૅરિસ્ટર તેનો પક્ષ લેવાને તૈયાર થયો. પરંતુ કશો ન્યાય તોળાયા વગર જ નિર્દોષ ઠરીને એ સ્ત્રી છૂટી ગઈ. બૅરિસ્ટરે ફીની માગણી કરીને પોતાના માગતા રૂપિયાના બદલામાં

એ નિગ્રો બાઈને ચૌદ મહિના સુધી મેકી કેંપમાં કામ કરવાને મોકલી આપી. ત્યાં તેને નવ મહિના સુધી તાળાકૂંચીમાં પૂરી રાખીને તેની પાસે કામ કરાવવામાં આવ્યું, બળજબરીએ બીજા એક માણસ સાથે તેને પરણાવી દઈ કહેવામાં આવ્યું કે તારા વિધિપૂર્વકના પતિ સાથે તારું કદી મિલન થવાનું નથી, એને નાસી જાય એ બીકે તેની પાછળ કૂતરા છૂટા મૂકવામાં આવ્યા હતા, તેના શેઠ મેકીઓએ તેને પોતાને હાથે ચાબુક મારી હતી અને તેને કસમ ખવરાવ્યા હતા કે છૂટી થાય ત્યારે તેણે કબૂલ કરવું કે તેને મહિને પાંચ ડોલર પગાર મળતો હતો.

ડેલી ન્યૂસ કહે છે, રશિયાની યહૂદીહત્યા, કોંગોમાં બેલ્જિયમે કરેલા અત્યાચાર વગેરે વિશે પડોશીને દોષ દેવો એ મુશ્કેલ થઈ પડ્યું છે. After all, no great power is entirely innocent of the charge of treating with barbarous harshness the alien races which are subject to its rule. આ બધું છતાં, કોઈ પણ મોટું રાજ્ય એવું નથી જે પોતાના તાબાની વિદેશી પ્રજા પ્રત્યે જંગલી કઠોર વર્તાવ રાખવાના દોષથી મુક્ત હોય.

આપણા દેશમાં ધર્મનો જે આદર્શ છે, તે અંતરની વસ્તુ છે, તે બહાર અમુક વર્તુલમાં સ્થાપવાની વસ્તુ નથી. આપણે જો Sactity of Life એક વાર સ્વીકારીએ, તો પશુપક્ષી કીટપતંગમાં ક્યાંય તેને મર્યાદિત કરતા નથી. ભારતવર્ષ એક સમયે માંસાહારી હતું—આજે માંસનો ત્યાં નિષેધ છે. માંસાહારી પ્રજાએ પોતાને વંચિત કરીને માંસાહાર બિલકુલ છોડી દીધો હોય એવું બીજું દૃષ્ટાંત કદાચ જગતમાં નહિ મળે. ભારતવર્ષમાં આપણે જોઈએ છીએ કે અત્યંત દરિદ્ર માણસ પણ જે કમાય છે તે દૂરનાં સગાંઓમાં વહેંચતાં ખંચાતો નથી—સ્વાર્થને પણ અમુક ન્યાય્ય સ્થાન છે, એ

વાતને આપણે બધા પ્રકારની અગવડો વેઠીને બને એટલી ગૌણ બનાવી દીધી છે. આપણા દેશમાં કહે છે કે યુદ્ધમાં પણ ધર્મ સાચવવો જોઈએ, હથિયાર વગરના, ભાગતા, શરણે આવેલા શત્રુ પ્રત્યે જેવો વ્યવહાર આપણા ક્ષત્રિયોને માટે ધર્મમાં બતાવેલો છે તેવો વ્યવહાર યુરોપમાં હાંસીપાત્ર ગણાય. તેનું એક માત્ર કારણ એ છે કે ધર્મને આપણે અંતરનું ધન બનાવવા માગતા હતા. સ્વાર્થના કુદરતી નિયમે આપણે ધર્મને છોડયો નથી, ધર્મના જ નિયમે આપણા સ્વાર્થને સંયમમાં રાખવાનો પ્રયત્ન કરેલો છે. તે જ કારણે આપણે જો બાહ્ય વિષયમાં દુર્બળ થઈ જઈએ—તે જ કારણે બહારના શત્રુ આગળ જો આપણી હાર થાય, તો પણ આપણે સ્વાર્થ અને સગવડ ઉપર ધર્મના આદર્શને વિજયવંત બનાવવાના પ્રયત્નમાં જે ગૌરવ પામ્યા છીએ, તે કદી વ્યર્થ જવાનું નથી—એક દિવસ તેનો પણ સમય આવશે.

૧૩૧૦ (૧૯૦૩)

# ભારતવર્ષીય લગ્ન

**ભારતવર્ષીય** લગ્ન સંબંધે કંઈક લખવાની મને યુરોપથી વિનંતી આવી છે. એટલે શરૂઆતમાં જ યુરોપીય લગ્ન અને આપણા લગ્ન વચ્ચેનો ભેદ મારી નજરે ચડે છે. એ ભેદ કેવળ બહારના અનુષ્ઠાનનો નથી, પણ આંતરિક અભિપ્રાયનો—હેતુનો છે.

સભ્ય સમાજના બીજા બધા વ્યાપારોની પેઠે લગ્ન વ્યવસ્થા પણ પ્રકૃતિના જીવવિજ્ઞાનના અભિપ્રાયની સાથે માણસના સામાજિક અભિપ્રાયની સંધિ કરવાની વ્યવસ્થા છે. આ બે અભિપ્રાયો વચ્ચે વિરોધ વધારે છે કે મેળ વધારે છે, એના ઉપર જ જુદી જુદી લગ્ન વ્યવસ્થાઓના બાહ્ય સ્વરૂપ અને આંતર હેતુના પાર્થક્યનો આધાર રહે છે. કારણ કે જીવપ્રકૃતિ અને સમાજપ્રકૃતિ એ બંનેના દ્વૈરાજ્ય (ડાયાર્કી) ના શાસન પ્રમાણે માણસને ચાલવાનું હોય છે. [ જ્યાં સમાજ આ જીવપ્રકૃતિના પહેરેગીરોને અત્યંત વધારે પડતા અમાન્ય કરીને ચાલવા ઇચ્છે છે, ત્યાં જ ધર્મવિધિ, શાસનવિધિ, આત્મપીડન-વિધિ, અનેકવિધ અને કઠિન બની જાય છે. ખાસ કરીને આ દ્વૈરાજ્યમાં પ્રકૃતિના હાથમાં જ કોઠાર છે, ધનભંડારનો માલીક તે જ છે; એથી તેની અત્યન્ત વિરુદ્ધ જવું હોય તો માણસે આઠે પહોર જાગ્રત

રહીને કમર કસીને મંડી રહેવું પડે છે. એવી સ્થિતિમાં પ્રકૃતિની હેરફેરના છૂપા માર્ગો ઉપર માણસ અનેક જાગ્રત પહેરા ગોઠવ્યા છતાં પણ કેમે કર્યો નિશ્ચિંત થઈ શકતો નથી. કારણ કે પ્રકૃતિના હાથમાં માત્ર ખાતરિયું જ નથી, લાંચ આપવાના પણ અનેક રસ્તા તે જાણે છે. ]*

જે દેશમાં સમાજ બહુ વ્યાપક સંબંધજાળને લીધે જટિલ હોય છે, તે દેશમાં વ્યક્તિગત ઇચ્છાને અનેક બાજુએથી દાબી રાખવી પડે છે. જીવનધારણને માટે જ્યાં માણસને હંમેશાં દૂર દૂર જવાની ફરજ પડે છે, ત્યાં સમાજબંધન બહુવિસ્તીર્ણ થઈ શકતાં નથી, ત્યાં પરસ્પરનો પરસ્પર ઉપરનો દાવો સમાજવિધિ નહિ ઠરાવી શકે, તે દરેક વ્યક્તિની ઇચ્છા ઉપર અવલંબિત રહે છે.

આપણા દેશમાં આપણે નાની નાની બધી જાતની અનુકૂળતા માટે કૃતજ્ઞતા દર્શાવવા 'થેંક્યુ' જેવા કોઈ શબ્દો વાપરતા નથી, એટલા માટે યુરોપિયનો ટીકા કરે છે, અને અતિ ઉતાવળા થઈને એવું માની લે છે કે આપણા સ્વભાવમાં જ કૃતજ્ઞતાની બલા નથી. પરંતુ ખરી વાત એ છે કે આપણા સમાજની પ્રકૃતિ એવી છે કે, અહીં મદદ લેવાની જવાબદારી કરતાં મદદ કરવાની જવાબદારી મોટી ગણાય છે. જેણે વિદ્યા મેળવી છે તેની ફરજ છે કે વિદ્યાદાન કરવું, એ કંઈ વિદ્યાર્થી ઉપર કૃપા નથી કરતો. અકિંચન આગંતુકનું યથાશક્તિ આતિથ્ય કરવું એમાં જ ગૃહસ્થની સાર્થકતા છે. જાતકર્મથી માંડીને અંત્યેષ્ટિ સત્કાર સુધીનાં જે બધાં અનુષ્ઠાનો નિમિત્તે ઘરની અંદર બહારનો અધિકાર કબૂલ કરવો એને આપણે ધર્મની આજ્ઞા સમજીએ છીએ, તે બધાં ક્રિયાકર્મોમાં આમંત્રિતો પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવી એને જ ગૃહસ્થ પોતાનું કર્તવ્ય માને છે. [ આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણો સમાજ એ વહેતા પ્રવાહ જેવો નથી કે જેના ઉપર એના સભ્યો સરખામણીમાં સ્વતંત્રતાપૂર્વક તરતા હોય,

પણ એ તો પૃથ્વી જેવો છે જેના પેટાળમાં તેમનાં મૂળિયાં દૃઢ ભાવે રહેલાં છે. ]+

ભારતમાં આર્યો પહેલાં વનચારી હતા. [ત્યાર પછી ધીમે ધીમે ગામડાંમાં રહેતા અને શહેરોમાં રહેતા થયા. શરૂઆતમાં ધેનુ એ જ તેમનું ધન હતું, પશુ ચારવાં એ જ તેમની જીવિકા હતી. ]* આખરે આર્યાવર્તની રંગભૂમિ ઉપરથી ઘન અરણ્યની જવનિકા ધીમે ધીમે ઊપડી ગઈ. તેના નદી–લાલિત પ્રશસ્ત સમતલ મેદાનો ઉપર કુલ-પતિશાસિત ગોષ્ઠો રૂપાંતર પામીને નરપતિશાસિત રાજ્યરૂપે મધપૂડાની જેમ બંધાવા લાગ્યાં. વનને સ્થાને અનાજનાં ખેતરોએ દેખા દીધી. પછી વિશાળ જનસમૂહાયની આજીવિકાને માટે ખેતી એ જ મુખ્ય આધાર થઈ પડ્યો. [ વૈદિક લડાઈઓનું મૂળ ધેનુહરણ હતું. રામા-યણિક લડાઈનું મૂળ સીતાહરણ—એટલે કે ખેતીનાં ખેતર પ્રત્યે ઉપદ્રવ—હતું. રામચંદ્ર કૃષિધર્મરક્ષક વીરત્વના પ્રતીકસમા (symbol) હતા, એ તેમના લોકવિખ્યાત નવદુર્વાદલના જેવા શ્યામવર્ણ ઉપરથી જ સિદ્ધ થાય છે.

આમાં ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત એ છે કે એક સમયે જે કથા કૃષિરક્ષા અને કૃષિપ્રચારના જયગાન સમી હતી, તે જ રામાયણની કથા જ પાછળના સમયમાં વિશેષ ભાવે ગૃહધર્મનીતિના મહિમા–કીર્તન રૂપે વિકાસ પામી છે. શાથી જે કૃષિજીવિકા માણસને ધરતી સાથે બાંધી રાખે છે. આ પ્રમાણે કરવાથી બહુ લોકોના સમવાયથી જે અન્ન ઉત્પન્ન થાય છે તેને બહુ લોકો ભેગા થઈને ભોગવી શકે છે. અન્ન મેળવવાનું જ્યારે અનિશ્ચિત રહેતું નથી, અન્ન જ જ્યારે માણસને એક ઠેકાણે ભેગા કરી સ્થિર બનાવે છે, ત્યારે માણ-સમાં એવી વૃત્તિઓ પ્રગટ થાય છે, જેને લીધે વ્યવહારમાં બીજાને માટે ત્યાગ કરવો સહેલો થઈ પડે છે. ]§

રામાયણના તે આદ્ય કાળના ભારતના ઇતિહાસમાં આપણે

ત્રણ પક્ષો જોઈ શકીએ છીએ. એક આર્ય, એક વાનર અને રાક્ષસ. વાનરો જંગલી જાતિના હતા; રાક્ષસો સુશિક્ષિત અને પ્રબળ હતા. એક સમયે એ લોકોમાં પરસ્પર વિરોધ જ પ્રધાનપણે પ્રવર્તતો હતો, તે સમયે તે નિરંતર યુદ્ધની સ્થિતિમાં ભારતમાં સર્વ જાતિઓનો સમાજ રચવાનું સંભવિત નહોતું. ત્યાર પછી ક્ષત્રિય રાજાઓનો પ્રભાવ વિસ્તાર પામતો ગયો તેની સાથે જ્યારે વસાહતો પણ મોટી થવા લાગી, ત્યારે યુદ્ધ કરતાં શાંતિની જરૂર અને મહત્તા વધી ગઈ. ત્યારે મનુષ્યો પરસ્પર શાંતિપૂર્વક સહકાર સાધે એની જરૂર સ્પષ્ટ સમજાઈ. આથી જ રામાયણમાં આર્યોની સાથે વાનર અને રાક્ષસોના સંબંધ –વિસ્તારની વાત જ મુખ્ય વર્ણનીય વિષય છે.

શાંતિનીતિનું વીરત્વ એ ત્યાગનું વીરત્વ છે, તેમાં વીરત્વનું લક્ષ્ય નિવૃત્તિનો જય હોય છે. જે દેશમાં એ ત્યાગ અને નિવૃત્તિ કેળવાતાં હોય છે, ત્યાં સમાજનો મૂળ ઘટક વ્યક્તિ નહિ પણ ઘર હોય છે, અને ઘર વિશાળ હોય છે. એટલે જ આપણે જોઈએ છીએ કે રામાયણે જ્યારે ધીમે ધીમે મહાકાવ્યનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે ગૃહધર્મનીતિનું ગૌરવ એ જ તેનો મુખ્ય વિષય બની ગયો. પિતાપુત્ર, ભાઈભાઈ, સ્વામીસ્ત્રી, રાજાપ્રજા, શેઠનોકરના સંબંધ સાચવવાને માટે જે એકનિષ્ઠ આત્મત્યાગી ચારિત્ર્યબળની જરૂર હોય છે, તેનો જ મહિમા રામાયણમાં ગવાયેલો છે.

[ તેમાં બીજી પણ એક નીતિની પ્રશંસા આવે છે, અને તે વચન–પાલન પ્રતિજ્ઞા–પાલન. જે સમાજ વિપુલ અને વિવિધ હોય છે, તેનો આધાર પરસ્પરનો વિશ્વાસ સાચવવા ઉપર હોય છે. આપણા પુરાણમાં ઇતિહાસમાં જુદી જુદી વાતો અને જુદા જુદા ઉપદેશદ્વારા એ જ નીતિ માણસના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે; અને એટલે સુધી એ વાતને લઈ જવામાં આવેલી છે કે વચન પાલનને ખાતર જો અધર્મ કે અન્યાય કરવો પડે એમ હોય તો યે વચન પાળવું, એમ માનતાં પણ ભારતવર્ષને

સંકોચ થયો નથી. ]*

બીજા ઉપર આક્રમણ કરવા માટે નહિ પણ પરસ્પરનું રક્ષણ અને પાલન કરવાને માટે જ્યાં જ્યાં ઘણા લોકો ભેગા થાય છે, ત્યાં ત્યાં સ્વાભાવિક રીતે જ પરાર્થપરાયણ ધર્મનીતિનો ઉદ્ભવ થાય છે. એટલે કે શરૂઆતમાં જે વસ્તુ પ્રયોજનને લીધે આવે છે, તેનું લક્ષ્ય ધીમે ધીમે સ્વાર્થને વટાવી જઈને પરમાર્થ પર મંડાય છે. પોતાને ગૌણ ગણવું, ત્યાગ કરવો એ જ ધીમે ધીમે ચરમ ધર્મરૂપે પ્રગટ થાય છે. એટલા માટે જ આપણા દેશમાં એક સમયે મુખ્યત્વે કરીને સુખમાં રહેવાના હેતુથી નહિ, વિષયભોગના હેતુથી નહિ, પણ ધર્મ સાધનાના હેતુથી જ અર્થાત્ મોક્ષમાર્ગની નિસરણી તરીકે જ ગૃહસ્થાશ્રમ સંમાન પામ્યો હતો.

પોતાનાં સ્ત્રીપુત્રો પ્રત્યે આત્મીયભાવ જાગવો સ્વાભાવિક છે, માટે તે વડે સ્વાર્થબંધન શિથિલ થવાને બદલે ઊલટાં મજબૂત થાય છે, પરંતુ જે ઘરમાં દૂરનાં સંબંધીઓ પણ રહેવાનો અધિકાર પામે છે, જ્યાં લગભગ પરાયાં સાથે પણ પોતાનો સંગ્રહ વહેંચીને ખાવો પડે છે, જ્યાં લોહીના સંબંધના હકને અને નામ માત્રના સંબંધના હકને સરખા ન ગણે તો નિંદા લજ્જા સહન કરવાં પડે છે, ત્યાં આત્મીઓ પ્રત્યેની સ્વાભાવિક પ્રીતિને પણ અતિક્રમીને કલ્યાણની ઈચ્છા નામે એક વિશેષ હૃદયવૃત્તિનો ઉદ્ભવ થાય છે. તે ક્રમે ક્રમે એટલી પ્રબળ બની જાય છે કે પોતાની વૃત્તિ અને રુચિને સંતોષવા ખાતર ગૃહસ્થધર્મની વિરુદ્ધ આચાર કરવો એ અત્યંત આત્મગ્લાનિ અને લોકનિંદાનો વિષય થઈ પડે છે.

એ જ કારણે ભારતવર્ષે કદી એમ કહ્યું નથી કે પોતાનું ઘર એ માણસનો કિલ્લો છે, ત્યાં તેની જ આણ વર્તે છે. ત્યાં ડગલે ને પગલે જુદે જુદે નિમિત્તે બીજાના અધિકારનો સ્વીકાર કરવા જતાં પૈસાનું અને સમયનું નુકસાન થતું હોય તો યે કલ્યાણની દૃષ્ટિએ તેનો હિસાબ ખતવાય છે, નહિ કે સ્વાર્થની દૃષ્ટિએ.

અમુક વ્યક્તિનાં સુખસગવડના પાયા ઉપર જ જો ઘરનું ચણતર થાય, તો ગાર્હસ્થ સ્વીકારવું કે ન સ્વીકારવું એ માણસની ઇચ્છાને અધીન રહે છે. તે જો એમ કહે કે મારે ઘરસુખ નથી જોઈતું, સ્વાતંત્ર્યમાં જ મને સુખ મળી રહે છે, તો તેની સામે વાંધો લેવાને કંઈ કારણ રહેતું નથી. પરંતુ હિંદુ ભારતમાં ગાર્હસ્થ્ય જ સમાજનો આવશ્યક ઘટક છે એટલે ત્યાં તો લગ્ન લગભગ ફરજિયાત જેવાં જ છે. યુરોપમાં યુદ્ધભયની આશંકાથી 'કોન્સ્ક્રીપશન' કરે છે એવું જ કહોને.

જે બ્રાહ્મણ ઘરમાં રહેતો હોય છતાં પરણ્યો ન હોય, તેને જે દાન આપે અથવા તેનું દાન જે કોઈ ગ્રહણ કરે, તે નરકે જાય, એવો ધર્મશાસ્ત્રનો મત છે. અત્રિ કહે છે કે જે માણસ લગ્ન કર્યા વગર ગૃહસ્થની પેઠે રહેતો હોય, તેનું અન્ન અભક્ષ્ય ગણાય. ધર્મશાસ્ત્રકારે ગૃહસ્થાશ્રમને મહાન તરુની સાથે સરખાવ્યો છે; એ તરુનાં મૂળ જેમ થડ, શાખા, પલ્લવને પોષે છે, તેમ ગૃહસ્થાશ્રમ સમાજનાં બધાં અંગોને જીવતાં રાખે છે. શાસ્ત્રકાર કહે છે, કે રાજાએ ગૃહસ્થાશ્રમીને સંમાન આપવું. જે માણસ ઘર માંડીને મરજી માફક રહે છે તેને શાસ્ત્રમાં ગૃહી કહ્યો નથી.

गृहस्थोऽपि क्रियायुक्तो न गृहेण गृहाश्रमी ।
न चैव पुत्रदारेण स्वकर्मपरिवर्जित : ॥

(માત્ર ગૃહથી ગૃહસ્થાશ્રમી નથી થવાતું, પણ ગૃહસ્થના ધર્મ પાળવાથી થવાય છે; કેવળ સ્ત્રીપુત્ર હોય એટલાથી પણ ગૃહી નથી થવાતું જો તે પોતાનાં કર્મ ન કરતો હોય.)

અહીં કર્મનો અર્થ સ્વાર્થ સાધવો એવો નથી થતો, પણ લોકયાત્રા, સમાજ પ્રત્યેનાં કર્તવ્યો એવો થાય છે.

तथा तथैव कार्याणि न कालस्तु विधीयते ।
अस्मिन्नेव प्रयुञ्जानो ह्यस्मिन्नेव प्रलीयते ॥

જેમ જેમ કાર્યો ઊભાં થાય તેમ તેમ તે કરતા રહેવું, સગવડની રાહ જોવામાં વખત ન ગાળવો, કારણ આપણે આ સમાજ સાથે જોડાયલા છીએ અને એમાં જ આપણે લય પામવાના છીએ.

—દક્ષસંહિતા

વસ્તુતઃ ગૃહસ્થ ધર્મના પાલનને શાસ્ત્રમાં તપસ્યા જ ગણવામાં આવી છે.

વશિષ્ઠ કહે છેઃ—

गृहस्थ एव यजते गृहस्थस्तप्यते तप :।
चतुर्णामाश्रमाणान्तु गृहस्थस्तु विशिष्यते ॥

દેવતાના યાજન અને કર્તવ્ય ખાતર ગૃહસ્થો તપશ્ચર્યા કરે છે, એટલા માટે ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે.

જે સમાજમાં ઘર એ વ્યક્તિ વિશેષનાં સુખસગવડનું જ સાધન માત્ર હોય છે, ત્યાં ગૃહસ્થની વિષયસંપત્તિ પણ બિલકુલ વ્યક્તિગત બની જાય છે. કારણ કે સંપત્તિ જ ગૃહતંત્રનો પાયો છે. એ સંપતિ જો વ્યક્તિગત મનુષ્યના જ ભોગનું સાધન ગણાય તો એ સંપત્તિથી સામાન્ય જનતાને આનંદ થતો નથી, પણ તે તેમની ઈર્ષ્યાનું કારણ બની જાય છે. એટલું જ નહિ, એ સંપત્તિ મેળવવામાં પછી સમાજધર્મની કે નીતિની કોઈ દષ્ટિ જ રહેતી નથી અને હરીફાઈનું ઝેર તીવ્રતર બનતું જાય છે. પ્રાચીન ભારતમાં જે વર્ગનું જીવનધ્યેય પોતાની આજીવિકાની મર્યાદાનું ઉલ્લંઘન કરીને કેવળ ધનને ખાતર જ ધન કમાવાનું હતું, તેમનું સમાજમાં કશું માન નહોતું. આજે પણ એ વણિક જાતિનું અડેલું પાણી અપવિત્ર લેખાય છે.

પાશ્ચાત્ય સમાજમાં આજકાલ એક વર્ગ સંપત્તિને વિપત્તિ સમજી બળજબરીએ તેનાં મૂળ ઉખેડી નાખવાનો પ્રયત્ન કરે છે. કારણ કે ત્યાં વિશ્વમાનવ અને વ્યક્તિગત માનવ વચ્ચે વિરોધ જગાડનાર એક પ્રચંડ શક્તિ આ બેજવાબદાર સંપત્તિની શક્તિ જ

છે. ત્યાંનું 'પોલિટિકસ' પણ આ વિરોધમાં સંપત્તિવાનોને મદદ કરતું આવ્યું છે.

આજે માણસ એવી અનેક વસ્તુઓ ખાય છે જે પહેલાં કડવી, એટલું જ નહિ, ઝેરી હતી. માણસે તેનો ત્યાગ ન કરતાં લાંબા વખત સુધી સારી પેઠે કેળવીને તેને રુચિકર અને પથ્ય બનાવી લીધી છે. ભારતવર્ષે સંપત્તિનો અસ્વીકાર નથી કર્યો, પણ ધરને ધર્મક્ષેત્ર તરીકે સ્વીકારી લઈને તેના વિષને કાઢી નાખ્યું છે. અનેક શતાબ્દીઓ થયાં વ્યક્તિગત સંપત્તિની મદદથી જ ભારતવર્ષમાં સમાજધર્મ ટકી રહ્યો છે; ભારતવર્ષમાં અન્ન, વસ્ત્ર, શિક્ષણ, ધર્મ, કર્મ વગેરે બધાં જ મંગલ કાર્યો એ સંપત્તિ વડે જ ચાલતાં આવ્યાં છે.

ધનવાને પોતાની ઇચ્છાથી કરેલી સખાવત ઉપર સમાજ જ્યારે આધાર રાખે છે, ત્યારે તેમાંથી દોષ જન્મે છે. કારણ, અવિચારે દાન લેવું એ એક પ્રકારની દુર્ગતિ છે, પરંતુ ભારતવર્ષમાં ગૃહસ્થ જે લોકહિતનાં કામ કરે છે તે સખાવત નથી ગણાતાં પણ તે તો તેનાં કતર્વ્ય કર્મ ગણાય છે, તેમાં તેની પોતાની જ સાર્થકતા રહેલી હોય છે. એ જવાબદારી કેવળ ધનવાનોની છે એમ નહિ, પણ એ જવાબદારી યથાશક્તિ દરેક ગૃહસ્થની જ છે. શ્રાદ્ધ લગ્ન વગેરે બધાં ક્રિયાકર્મોમાં આપામર સાધારણ સૌએ જ સમાજને જાતજાતનો 'ટેકસ' આપવો પડે છે. મનુએ કહ્યું છે, ઋષિઓ, પિતૃઓ, દેવો, ભૂતો અને અતિથિઓ ગૃહી ઉપર આશા રાખે છે; જ્ઞાની ગૃહસ્થ એ સમજીને જ કામ કરે છે. આવી રીતે વારંવાર જુદી જુદી રીતે યાદ આપવામાં આવે છે કે વિશ્વજનના હક્કોનું યથાવિધિ રક્ષણ કરવું એ જ ગૃહધર્મનું લક્ષ્ય છે. એટલા માટે જ મનુના મત અનુસાર જેઓ દુર્બલેન્દ્રિય હોય છે, તેઓ આ આશ્રમનું અનુષ્ઠાન કરી શકતા નથી. વૃત્તિઓ ઉપર જેમનો કાબૂ નથી તે ગૃહસ્થાશ્રમને માટે નાલાયક છે.

ભારતવર્ષના લગ્નનું રહસ્ય સમજવું હોય તો ભારતવર્ષના

ગૃહમૂલક સમાજનું રહસ્ય બરાબર સમજી લેવું જોઈએ. તો પછી સમજતાં વાર નહિ લાગે કે એવા સમાજમાં લગ્નની બાબતમાં કોઈ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવા જાય તો આફત ઊભી થાય; અહીં તો લગ્નનો બંધ બાંધેલો રહે તો જ સમાજનો બંધ ટકી રહે. હિંદુ લગ્ન વ્યક્તિવિશેષની રુચિ અને વૃત્તિના સ્વાતંત્ર્યને ગણકારતું નથી, તેનાથી ડરતું નથી.

કોઈ યુરોપિયન જો એ મનોભાવને સમજવા માગે તો તેણે ગયા યુદ્ધ વખતની સ્થિતિનો ખ્યાલ કરવો. સાધારણ રીતે યુરોપની ભિન્ન ભિન્ન પ્રજાઓમાં પરસ્પર લગ્ન સામે કોઈ અટકાયત નથી. પરંતુ યુદ્ધના સમયમાં જ્યારે એક જ ઉદ્દેશની આગળ માણસના બીજા બધા હેતુઓ ગૌણ બની ગયા, ત્યારે દુશ્મન પ્રજા સાથે લગ્ન કરવાં અસંભવિત થઈ પડ્યાં. એટલું જ નહિ, જેઓ પહેલેથી પરણી ચૂકેલાં હતાં તેમને પણ કઠોર રીતે વિખૂટાં પાડતાં પણ સમાજને સંકોચ ન થયો. એનું કારણ એ કે યુરોપની યુદ્ધમાં મચેલી પ્રજાઓમાં તે વખતે સમવાયની ભાવના નિબિડ હોવાને કારણે માત્ર લગ્ન જ નહિ, પણ આહારવિહાર સંબંધે પણ સૌને ચોક્કસ નિયમોથી સરખી રીતે સંકોચાઈને ચાલવું પડ્યું હતું. ત્યારે વ્યક્તિગત આચરણની વિવિધતા અને સ્વતંત્રતા લગભગ લોપ પામી હતી.

યુરોપના દેશોની તે સ્થિતિ આપણા દેશની સામાજિક સ્થિતિ સાથે સરખાવવા જેવી છે, અર્થાત્ અહીં સમસ્ત સમાજનો એક સંમિલિત અભિપ્રાય અત્યંત નિબિડ છે; તેનું પાલન કરવું એને જ જો ધર્મ તરીકે સ્વીકારવામાં આવે તો વ્યક્તિગત મનુષ્યની સ્વભાવદત્ત વૃત્તિઓને ડગલે ને પગલે સંયમમાં રાખવી જોઈએ. ભારતવર્ષમાં માનવસંસ્કૃતિને વિશુદ્ધ રાખવાના પ્રશ્નનો આ રીતે નિવેડો આવવાને કારણે સૌની પાસેથી જ અહીંના સમાજે જુદી જુદી બાબતમાં, અને ખાસ કરીને લગ્નની બાબતમાં, ઇચ્છાસ્વાતંત્ર્યનું નિયમન કઠોરભાવે

માગી લીધું છે.

[એક વસ્તુ યાદ રાખવાની જરૂર છે કે હિંદુ સમાજમાં એક સ્થાયી યુદ્ધની સ્થિતિ કાયમ ચાલ્યા કરે છે. કારણ એ સમાજ જ ભારતવર્ષમાં એકમાત્ર સમાજ નથી—ભિન્નભિન્ન પ્રકારના ભિન્નભિન્ન આચારવ્યવહારો દ્વારા એ સમાજ ચારે કોરથી ઘેરાયલો છે. તેઓના આક્રમણમાંથી પોતાના અસ્તિત્વનું રક્ષણ કરવાને માટે એને અત્યંત સાવચેત રહેવું પડયું છે. એટલા માટે એ સમાજ સદા ગઢમાં વાસ કરે છે. એટલા માટે એ સમાજ પોતાના અને પારકા વચ્ચેના ભેદ અને વિરોધની બાબતમાં આટલા બધા વધારે પડતા સંકોચપૂર્વક સાવધ રહે છે. બીજા કોઈ સુધરેલા દેશમાં હિંદુ સમાજના જેવી સ્થિતિ બીજા કોઈ સમાજની નથી. એટલા માટે તે બધા સમાજમાં વ્યક્તિગત સ્વતંત્રતા ઉપર આટલો કાપ પડયો નથી. આપણા સમાજમાં આ કાપ ખાવું, અડવું વગેરે તુચ્છ બાબતોમાં—અને સૌથી વિશેષ તો લગ્નની બાબતમાં પડે છે, કારણ, લગ્ન ગૃહબંધનના મૂળમાં રહેલી વસ્તુ છે, અને ઘર જ આપણા સમાજનો મૂળ પાયો છે. ગમે તેમ હો, આપણા સમાજનો બરાબર વિચાર કરવો હોય તો સમજવું જોઈએ કે આ સમાજમાં સદા યુદ્ધની સ્થિતિ અનેક યુગો થયાં ચાલતી આવી છે. એ યુદ્ધનો કિલ્લો તે ઘર છે, અને એ યુદ્ધનો યોદ્ધો તે ગૃહસ્થ છે.] *

ભારતવર્ષમાં સમાજની આ અવસ્થા એક દિવસમાં જ આવી નહોતી. તેને સ્થિતિના બદલાવા સાથે ભિન્ન ભિન્ન પરિણામોમાં થઈને પસાર થવું પડ્યું છે. પૂર્વ ઇતિહાસના તે બધા અવશેષો નવા જમાનામાં પણ લાંબા વખત સુધી જીવતા હતા. એટલા માટે જ ગાંધર્વ, રાક્ષસ, આસુર, પૈશાચ લગ્નને પણ મનુએ પોતાની સમાજ વ્યવસ્થામાં સ્થાન આપવું પડ્યું હતું. પરંતુ એ બધાં લગ્નોમાં સામાજિક ઇચ્છા નહિ પણ વ્યક્તિગત મનુષ્યની ઇચ્છા જ પ્રબળ હોય છે.

કન્યાને પૈસા આપીને ખરીદી લેવી એ આસુર લગ્ન છે, તેને બળપૂર્વક હરી જવી એ રાક્ષસ લગ્ન છે. ઊંઘી ગયેલી અથવા પ્રમત્તાવસ્થામાં પડેલી કન્યા વિશે ગમન કરવું એ પૈશાચ લગ્ન છે. ધર્મશાસ્ત્રમાં આ બધાંને ના છૂટકે સ્વીકાર્યાં તો છે, પણ તેની નિંદા કરી છે, કારણ કે ધનબલ કે બાહુબલ કે રિપુનું બલ, સ્વાભાવિક રીતે જ ઉદ્ધત હોય છે, તે પારકાની આજ્ઞા માનવા રાજી નથી હોતું.

ગાંધર્વ લગ્નની પણ નિંદા કરવામાં આવેલી છે, છતાં લાંબા સમય સુધી ભારતવર્ષના સમાજમાં એનું ઠીક ઠીક સ્થાન હતું, એનાં અનેક પ્રમાણો આપણા ઇતિહાસમાં અને સાહિત્યમાં મળી આવે છે. સ્થિતિશીલ સમાજની સ્થિતિશીલતા સમાજના બધા વર્ગમાં સરખી પ્રબળ હોઈ શકતી નથી. સ્વાભાવિક રીતે જ ક્ષાત્રધર્મમાં નિવૃત્તિનો સંપૂર્ણપણે વિકાસ કેળવવો એ કંઈ સહેલી વસ્તુ નથી. જે ક્ષત્રિય નવાં નવાં ક્ષેત્રોમાં પોતાની ચંચલ શક્તિની સાધના કરવા દોડતો હોય છે, તેને સ્થાવર ગાર્હસ્થ્ય નીતિની જટિલ જાળમાં સંપૂર્ણપણે બાંધી રાખવો સંભવિત નથી. આપણા ધર્મશાસ્ત્રમાં સમુદ્ર ઓળંગવાની મના છે તેનું કારણ જ એ છે. સમાજને અચલ વ્યવસ્થામાં બાંધવાને માટે જ સમાજમાંના માણસને પણ તેણે અચલ બનાવવાનો પ્રયત્ન કર્યો. કારણ જે પ્રવૃત્તિ મનને ચંચળ બનાવે, જેનાથી આપણા વિચાર, માન્યતા અને આચારની ટેવ સહેજ પણ શિથિલ થાય, તે સીધું આપણા સમાજના પાયામાં જઈને ઘા કરે છે.

માત્ર સમુદ્રયાત્રાનો જ નહિ, પણ મ્લેચ્છ દેશમાં વાસ કરવાનો પણ નિષેધ હતો. આજકાલ આપણે પાશ્ચાત્ય દેશમાં જોઈએ છીએ કે બોલ્શેવિક મતને પોતાના દેશમાં પેસતો અટકાવવા માટે જાત જાતની બળજબરીનો ઉપયોગ કરવામાં આવે છે. એ વસ્તુ સમુદ્ર-યાત્રાના નિષેધ સાથે સરખાવવા જેવી છે. એટલે કે આજના

જમાનામાં જે નીતિને રાષ્ટ્રનીતિની પ્રતિકૂલ ગણવામાં આવે છે તેના સંપર્કને તિરસ્કૃત રાખવાને માટે કડક નિયમો અમલમાં મૂકવામાં આવે છે. એ બાબતમાં સામાન્ય જનતાના મતના કે આચરણના સ્વાતંત્ર્યને સ્વીકારવામાં આવતું નથી. આપણા દેશમાં રાજ્યે જપ્ત કરેલું સાહિત્ય એ જ કોટિમાં આવે છે. આજના વખતમાં ફાસિઝમ નામે જે એક પીડનશક્તિ પાશ્ચાત્ય મહાદેશમાં પ્રબળ બનતી જાય છે, તે આપણા સમાજમાં પ્રચલિત નિષેધોની પ્રતિમૂર્તિ સમું છે. બ્રાહ્મણનો માર્ગ ગ્રહણ કરવાની હિંમત જો શૂદ્ર કરતો તો એક સમયે ભારતમાં નિષ્ઠુરભાવે તેને પ્રાણદંડ દેવામાં આવતો. પાશ્ચાત્ય દેશમાં ફાસિઝમ, કુ કલુકસ કલાનિઝમ્, લિંચિંગ વગેરેના જેવી જાતજાતની ક્રૂર સંસ્થાઓમાં પણ એ જ મનોવૃત્તિના નમૂના જોવા મળે છે.

સમાજના બધા જ માણસોના મનોભાવ અને આચરણ કેટલીક મુખ્ય મુખ્ય બાબતોમાં બરાબર એક જ સરખાં હોય તો તેથી વ્યક્તિગત મનુષ્યની વૃદ્ધિ અને ચારિત્ર–વિકાસમાં કદાચ અડચણ આવે, પરંતુ સમાજની સ્થિરતાની દૃષ્ટિએ તે અનુકૂલ છે, એમાં સંદેહ નથી. જે સમાજમાં ચલિષ્ણુતા પ્રત્યે સંપૂર્ણ અશ્રદ્ધાની નજરે જોવામાં નથી આવતું તે સમાજમાં વ્યક્તિગત ઇચ્છા, રુચિ અને માન્યતાના સ્વાતંત્ર્યનું કઠોર ભાવે દમન કરવામાં આવતું નથી. જે સમાજ વૃક્ષ જેવો નથી પણ મંદિરના જેવો છે, અવૃદ્ધિશીલ સ્થાવરતા જ જેની મૂડી છે, તેની એક ઈંટ પણ હાલવા દઈએ તો તેમાં પણ તેને હાનિ પહોંચે છે. પરંતુ એ નિશ્ચલતાના કઠોર બંધનમાં સમાજનાં બધાં માણસોને સરખી રીતે બાંધી રાખી શકાતાં નથી; તે માનવધર્મની વિરુદ્ધ છે, પ્રાણધર્મની પ્રતિકૂલ છે. એટલા માટે કોઈ પણ દેશમાં જ્યાં સુધી પ્રાણશક્તિ સબળ હોય છે, ત્યાં સુધી પ્રાણની ચંચલતા નિષેધોને સદા આઘાત કર્યા વિના રહી શકતી નથી.

આ દેશમાં ક્ષત્રિયો જ્યારે સાચા ક્ષત્રિયો હતા, ત્યારે નિત્ય

નૈમિત્તિક નીતિપાલનની રૂઢિઓમાં તેમને સખત રીતે બાંધી રાખવા એ સંભવિત નહોતું. એટલા માટે જ તે વખતે ભારતના ઇતિહાસમાં ધર્મ–વિપ્લવ, સમાજ–વિપ્લવ જે કંઈ થયા તે બધા ક્ષત્રિયો મારફતે જ થયા હતા. આપણે એટલી વાત યાદ રાખવી જોઈએ કે બુદ્ધ ક્ષત્રિય હતા, મહાવીર ક્ષત્રિય હતા, કૃષ્ણ જે યદુવંશમાં જન્મ્યા હતા તે વંશની રીતિનીતિ બિલકુલ સાધુશાસ્ત્રસંમત નહોતી. આખું મહાભારત વાંચીએ તો વારંવાર મનમાં થાય છે કે તે પ્રાચીન કાળમાં સમાજનો પાકો બંધ બાંધવાના ગમે તેટલા પ્રયત્નો થયા હોય, તો પણ તેનું કોઈને કોઈ પ્રકારે ઉલ્લંઘન ન કર્યું હોય એવો વિખ્યાત વંશ એક પણ હતો કે કેમ એ શંકા પડતી વાત છે. એક સમયે પ્રમાણમાં નવા જમાનામાં જ્યારે ભારતમાં ક્ષત્રિયોનો પ્રભાવ ઓછો થઈ ગયો હતો અને બ્રાહ્મણોની જ સમાજમાં લગભગ એક ચક્રે આણ વર્તતી હતી, ત્યારે સમાજબંધન ખૂબ કઠિન અને દૃઢ થઈ શક્યાં હતાં. પ્રાચીન કાળમાં ભારતમાં સ્થિતિશીલ સમાજના ક્ષેત્રની વચમાં થઈને જ ગતિશીલ પ્રાણની ધારાને વહેવામાં કશી બાધા નડી નહોતી. એટલા માટે તે જમાનામાં જુદે જુદે નિમિત્તે ધર્મશાસ્ત્રે કહેવું પડ્યું છે કે " प्रवृत्तिरेषा भूतानाम् निवृत्तिस्तु महाफला । "

મનુએ કહ્યું છે કે વરકન્યાની પરસ્પર ઇચ્છાથી થયેલાં લગ્નને ગાંધર્વલગ્ન કહે છે, પરંતુ તેને કામસંભવ કહીને તેમણે જરા દોષિત ઠરાવ્યાં છે. કામનાની પ્રદીપ્ત મશાલ જે લગ્નમાં માર્ગ બતાવતી હોય, તે લગ્નનું મુખ્ય ધ્યેય સમાજવ્યવસ્થાનું રક્ષણ કરવાનું નથી હોતું, પણ વૃત્તિને સંતોષવાનું હોય છે. એટલું જ નહિ, પ્રમાણમાં શિથિલ બંધનવાળા યુરોપના સમાજમાં પણ સ્ત્રીપુરુષના મિલનમાં જો કામનાનો વેગ હોય તો તે માણસને ડગલે ને પગલે અસામાજિકતાના સંકટમાં લઈ જાય છે, એ સૌ કોઈ જાણે છે. પરંતુ ત્યાંનો સમાજ ઘણે ભાગે ચલિષ્ણુ હોવાને લીધે જ આવું સંકટ સમાજને

માટે આપણા દેશની પેઠે અત્યંત જીવલેણ નીવડતું નથી. આપણાં શાસ્ત્રમાં બ્રાહ્મ લગ્ન શ્રેષ્ઠ ગણાય છે. એ લગ્નની રીત પ્રમાણે વર કન્યાની માગણી કરતો નથી પણ અજાચક વરને કન્યા આપવાની હોય છે. વર જે કન્યાનું પોતે માગું કરે છે, તેની સામાજિક ઉપયોગિતાનો તે નિરપેક્ષ ભાવે વિચાર કરી શકતો નથી. આથી જો લગ્નની સંસ્થાને સામાજિક દૃષ્ટિએ વિશુદ્ધ રાખવી હોય, તો વરકન્યાની વ્યક્તિગત ઇચ્છાને કાળજીપૂર્વક વિચારણામાંથી બહાર રાખવી જ જોઈએ. યુરોપમાં રાજકુલોમાં લગ્ન સંબંધે જેવા કડક અને સંકુચિત નિયમ હોય છે તેવા આપણા સમાજમાં સર્વત્ર હોય છે.

ભારતવર્ષમાં લગ્ન પદ્ધતિના મૂળમાં જે મનોભાવ રહેલો છે, તેને જો કોઈ યુરોપિયન સ્પષ્ટ રીતે સમજવા માગતો હોય તો પશ્ચિમમાં આજકાલ સુપ્રજનન (Eugenics) વિશે જે ચર્ચા ચાલે છે તેનો વિચાર કરી જોશે તો સહેલું પડશે. વિજ્ઞાન વ્યક્તિગત ભાવાવેગને ઝાઝું લેખામાં લેતું નથી. લગ્નનો હેતુ જો સારી સંતતિ જ હોય તો કામના–પ્રેરિત માર્ગને નિષ્ઠુરપણે રોકયા વિના છૂટકો જ નથી. વિજ્ઞાન કહે છે કે સ્ત્રીપુરુષમાં જ્યાં જ્યાં કોઈ પણ વંશાનુગત શારીરિ રોગ કે વિકૃતિ હોય ત્યાં ત્યાં રાજદંડ અથવા સામાજિક નિયમની મદદથી લગ્ન અટકાવવામાં એ કર્તવ્ય થઈ પડે છે. આટલું જો સ્વીકારીએ તો લગ્નને ભાવાવેગના આકર્ષણમાંથી બચાવી લઈ બુદ્ધિના પ્રદેશમાં લાવીને મૂકવું જોઈએ. કારણ કે એમાં ભાવાવેગને જો સ્થાન આપીએ તો સમસ્યા મુશ્કેલ બની જાય છે, તે કંઈ ફલાફલનો વિચાર કરતો નથી; ન્યાય તોલનારની વિરુદ્ધ તેનો બળવો સદ અનિવાર્ય છે. આથી જ ભારતવર્ષે નિષ્ઠુરપણે તેને દૂર ખસેડી મૂક્યો હતો.

[ યુરોપીય સમાજની મૂળ પ્રકૃતિ રાષ્ટ્રીય, આર્થિક છે; તે સ્વરૂપ, વિસ્તાર અને પ્રભાવ જેમ જેમ વિશાળ અને પ્રબળ બનત

જશે, તેમ તેમ તેના પ્રયોજન આગળ વ્યક્તિસ્વાતંત્ર્યનો ભોગ આપતા જ જવું પડશે. આનાં અનેકવિધ લક્ષણો ત્યાં જોવામાં આવે છે. આપણા દેશમાં સમાજની મૂળ પ્રકૃતિ સાંપ્રદાયિક છે, એટલે કે અમુક વર્ગની આચારધારાને સાચવીને તે દ્વારા તેના ધર્મ (culture)ને વિશુદ્ધ રાખવાની એ વ્યવસ્થા છે. એ વ્યવસ્થાનું પ્રયોજન એક કાળે અત્યંત પ્રબળ હોવાને કારણે તેની આગળ વ્યક્તિગત વિચાર અને આચારના સ્વાતંત્ર્યને આ દેશમાં અત્યંત ગૌણ ગણવામાં આવ્યાં છે. આપણા દેશની સમાજનીતિ અને લગ્ન-પદ્ધતિનો વિચાર કરતી વખતે આપણા દેશની આ સામાજિક સમસ્યાની વાત બહારના લોકોએ વિચારી જોવી જરૂરની છે. ] *

મેં પહેલાં જ કહ્યું છે કે ક્ષત્રિયો લગ્નની બાબતમાં કડક નિયમોના બંધનને ઝાઝું માનતા નહોતા. પરંતુ એ લોકો માનતા નહોતા એ વસ્તુ આખા સમાજના આદર્શને પીડા દેતી હતી, એ કાલિદાસનાં કાવ્યો ઉપરથી સ્પષ્ટપણે સમજી શકાય છે. સમાજનીતિના રક્ષણની દૃષ્ટિએ ભારતવર્ષનાં લગ્ન સુપ્રજનન પ્રત્યે ધ્યાન આપતાં હતાં, તે કવિને ખૂબ ગમતું હતું, એ વિશે શંકા નથી. આમ છતાં વિશ્વની લીલામયી પ્રાણપ્રકૃતિમાં સ્ત્રીપુરુષના સ્વાભાવિક પ્રેમચાંચલ્યના સૌંદર્ય-વિકાસે પણ કવિના ચિત્તને મુગ્ધ કર્યું હતું. કાલિદાસનાં લગભગ બધાં જ મોટાં કાવ્યોમાં આ જ દ્વન્દ્વ છે. ભરતવંશનો જન્મ એ ભારતના ઇતિહાસમાં એક મહત્ત્વનો બનાવ છે, અને છતાં એ વંશના પ્રારંભમાં વાસનાના આકર્ષણથી સ્ત્રીપુરુષ પોતાનું ભાન ભૂલી ગયાં હતાં, તે વાતનો કવિએ પોતાના નાટકમાં સૌંદર્યદૃષ્ટિએ સ્વીકાર કર્યો છે, છતાં, છેવટે કલ્યાણદૃષ્ટિએ તેનું શોધન કરી લીધું છે. તપોવનમાં અરણ્યની સહજ શોભામાં ત્યાંનાં તરુલતાની સાથે સાથે જ નવ-યૌવનથી શકુંતલાનાં દેહ અને મન હિલોળે ચડ્યાં હતાં, ત્યાં પ્રકૃતિ સઘળે ઠેકાણેથી ઇંગિત કરી રહી હતી, અને સમાજના શાસનને હજી પોતાની તર્જની ઊંચી કરવાનો અવકાશ મળ્યો નહોતો. એવી

અવસ્થામાં દુસ્યંતની સાથે શકુંતલાનું જે મિલન થયું હતું, તેનું સમસ્ત સમાજ સાથે સામંજસ્ય થવા પામ્યું નહોતું. કવિ કહે છે કે એ કારણે તેના ઉપર અભિશાપ ઊતર્યો, એ કર્તવ્યકર્મનું ભાન ભૂલી ગઈ એના ઉપર એ અભિશાપ હતો. શકુંતલા આતિથ્યધર્મનું પાલન કરવાનું ભૂલી ગઈ: તેનું કારણ, પ્રકૃતિ જ્યારે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા મંડે છે, ત્યારે સમાજના ઉદ્દેશને ગૌણ બનાવી દે છે. અહીં જૈવ ધર્મની સાથે માનવધર્મનો વિરોધ ઊભો થાય છે. આખરે રાજસભામ શકુંતલાના પ્રેમની ઉપર અપમાનનું વજ્ર તૂટી પડયું; તેનો કો ઉગારો નહોતો.

સાતમા અંકમાં જે તપોપવનમાં રાજાની સાથે તપસ્વી કન્યા સ્થાયી મિલન થયું, ત્યાં પ્રકૃતિની પ્રાણલીલાને ઢાંકી દઈને કવિએ તપસ્યાની કઠોર મૂર્તિને જ સર્વત્ર પ્રગટ કરેલી છે. ત્યાં તપસ્વી વખતે પતિવ્રત ધર્મની વ્યાખ્યા કરતા હતા. શકુંતલાએ ત્યાં વ્રત ધારિણી જનનીરૂપે દેખા દીધી. આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ કે નરનારીના મિલનનાં એ વિરોધી સ્વરૂપોને કવિએ ર નાટકમાં ઉજ્જવલ કરીને બતાવ્યાં છે. ભરતજન્મની ભૂમિકા તેમણે તપસ્યાના અગ્નિદાહથી પવિત્ર બનાવી દઈને કહ્યું છે કે પ્રેમ આ જ સાર્થકતા છે. કારણ કે જૈવપ્રકૃતિ જ્યારે પ્રેમનું સારથિપ સ્વીકારે છે ત્યારે તે તેને વાસનાની ઝૂંસરીએ જોડે છે. પરંતુ ધ જ્યારે તેનો ચાલક થાય છે ત્યારે તે પ્રેમ મુક્ત રૂપે પ્રગટ થાય નિવૃત્તિશાંત આત્મત્યાગરત પ્રેમનું તે અચંચલ મુક્ત સ્વરૂપ જ પર સુંદર હોય છે. કવિએ આ વાત શાસ્ત્ર–ઉપદેશના રૂપમાં વર્ણવી નથ તેમણે સૌંદર્યની સંયત, ગંભીર, કઠોર, નિર્મલ મૂર્તિને મોહ આવરણથી મુક્ત કરીને પોતાના નાટકમાં બતાવી છે.

માતૃત્વનો જે અંશ શરીરગત અને સંતાન પાલનની સ જોડાયેલો છે, તે મનુષ્યમાં અને પ્રાણીઓમાં એકંદરે જોતાં ઓ નથી. તે સાધારણ જીવસૃષ્ટિની કોટિમાં આવે છે, તેમાં મનુષ્ય

સર્જક શક્તિની પોતાની કામગીરી કશી નથી, તેમાં પ્રકૃતિની દૂતિઓ મનોવૃત્તિઓનું જ રાજ્ય ચાલે છે, પરંતુ માતા જ્યારે ભાવિ કુમારને માટે તપસ્યા કરે છે, સ્વાભાવિક વૃત્તિઓને સંયમિત કરીને શરીરની ક્રિયા ઉપર મન અને આત્માનું આધિપત્ય સ્થાપન કરે છે, ત્યારે જ તે યથાર્થ ભાવે તેની પોતાની સર્જનશક્તિને અધીન થાય છે. આજ કાલ પાશ્ચાત્ય દેશોમાં આપણે ઘણી વાર જોઈએ છીએ કે સ્ત્રીઓને માતૃત્વમાં હીનતા લાગે છે, એટલે કે સ્ત્રીઓ ઉપરની પ્રકૃતિની એ જબરદસ્તીમાં તેઓ અપમાન સમજે છે. પરંતુ એ અપમાનમાંથી બચવાનો ઉપાય માતૃત્વનો પરિહાર કરવામાં નથી, પણ માતૃત્વને પોતાના મંગલમય અભિપ્રાય સાથે સંગત બનાવી તેને આત્મશક્તિ દ્વારા નિયમિત કરવામાં છે. પ્રાચીન ભારતમાં સુસંતતિની પ્રાપ્તિ માટે આવી એક સાધના હતી, એ કંઈ મરજીમાં આવે તેમ કરેલી વસ્તુ નહોતી. તે સાધના વર્તમાન વિજ્ઞાનના નિયમો સાથે સંગત હતી કે નહિ એ પ્રશ્ન અહીં મહત્વનો નથી, પરંતુ આ આત્મસંયત માનસિક સાધનાદ્વારા જ માનવ માતા પોતાનું ગૌરવ પ્રાપ્ત કરે છે, એ જ મહત્ત્વની વાત છે. કાલિદાસનાં કેટલાંક કાવ્યોમાં એ ગૌરવનું મહત્ત્વ વર્ણવેલું જોવામાં આવે છે.

તેમના 'કુમારસંભવ'માં પણ એ એક જ વાત છે. તે કાવ્યમાં કવિએ નરનારીના ચિરંતન પ્રેમનું પવિત્ર દૈવી સ્વરૂપ બતાવ્યું છે. તેમને કહેવું છે એ કે જ્યારે દૈત્ય વિજયી થાય છે, દેવતાઓનો પરાજય થાય છે, ત્યારે નરનારીનો પ્રેમ તપસ્યારૂપે સ્વર્ગનો ઉદ્ધાર કરે છે. સંસારમાં પાપવિજયી કુમારનો જન્મ જ દેવતાઓની સનાતન આકાંક્ષાની વસ્તુ છે. તે કુમારને જો લાવવો હોય તો કામનાના ઉદ્દામ વેગને રોકી દઈ નિવૃત્તિપૂત સાધનાનો આશ્રય લેવો જોઈશે. સિદ્ધિનું એ કઠોર રૂપ જ યથાર્થપણે સુંદર છે; શિવ રૂપવાન નથી એમ કહીને જ્યારે ઉમા આગળ તેમની નિંદા કરવામાં આવી હતી ત્યારે ઉમાએ તેનો આ રીતે જ જવાબ આપ્યો હતો. મોહના

સૌંદર્યને પુષ્પાભરણથી મંડિત થઈને આવવું પડે છે, પરંતુ મુક્તિનું સૌંદર્ય નિરાભરણ હોય છે.

ગમે તેમ હો, કાલિદાસનો રઘુવંશ હોય, કુમારસંભવ હોય કે ભરતજન્મના આખ્યાનમૂલક અભિજ્ઞાનશકુંતલ હોય, ત્રણેમાં જ લગ્ન સંબંધે ભારતીય કવિના મનની વાત વ્યક્ત થઈ છે. લગ્નને તેમણે તપસ્યા કહી છે;—એ તપસ્યાનો માર્ગ અથવા એનું લક્ષ્ય આત્મસુખભોગ નથી, એનો માર્ગ કામદમન છે, અને એનું લક્ષ્ય કુમારસંભવ છે, જે કુમાર સમસ્ત કુ, સમસ્ત અમંગલને મારનાર છે, સ્વર્ગરાજ્યને નિર્વિઘ્ન કરનાર છે.

કાલિદાસનાં આ ત્રણે કાવ્યોની અંદરની વેદના જોઈને આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે તેમના સમયમાં ક્ષત્રિય રાજાઓ લગ્નની બાબતમાં સંયમભર્યા આર્ય આદર્શનું ઉલ્લંઘન કરીને કામનાનું અનુસરણ કરીને સમાજમાં ખરાબ પ્રજા ઉત્પન્ન કરતા હતા. આ સર્વનાશકારી આફતને દૂર કરવા માટે શિવના જ્ઞાનનેત્રના ક્રોધાગ્નિની જરૂર હતી, નહિ તો સમાજને દૈત્યરાજકતામાંથી બચાવવાનો કોઈ ઉપાય નહોતો. એટલા માટે કવિએ લગ્નને કંદર્પની સત્તામાંથી ઉગારીને શિવના તપોવનમાં આણવાનો પ્રયત્ન કર્યો હતો.

ગમે તેમ હો, કવિનાં આ કાવ્યોમાંથી ભારતીય લગ્નનો સાચો આદર્શ જેવો સમજાય છે, તેવો કોઈ ધર્મશાસ્ત્રમાંથી સમજાતો નથી. [ એમાં એમણે વૃત્તિઓના આકર્ષણની સાથે ધર્મના હકનો સંગ્રામ બતાવ્યો છે. પ્રકૃતિની પ્રાણલીલાની અંદર જે સૌંદર્ય રહેલું છે, તેને તમણે લગારે ઓછું મહત્ત્વ આપ્યું નથી, પરંતુ માણસની તપસ્યાના મહિમાને તેના ઉપર પણ વિજયવંત બતાવ્યો છે. કારણ કે માણસે પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થવાનું છે, તે મુક્તનું શરીરી રૂપ તે કુમાર—કુમાર જ મુક્તિસંગ્રામનો વિજયી વીર છે; સમાજને પાપમાંથી પરાભવમાંથી તે જ બચાવે છે ] *

અહીં પ્રશ્ન એ થાય છે કે લગ્નમાંથી વાસનાને જો સંપૂર્ણપણે

દેશવટો દેવામાં આવે, તો પછી દાંપત્યમાં પ્રેમને શી રીતે સ્થાન મળે?

આ દેશનો જેમને સાચો પરિચય નથી અને જેમની લગ્નપદ્ધતિ આપણા કરતાં તદ્દન જુદી જ જાતની છે, તેઓ શરૂઆતથી જ માની લે છે કે આપણાં લગ્નો પ્રેમહીન હોય છે. પરંતુ એ માન્યતા તદ્દન ખોટી છે તે આપણે પ્રત્યક્ષ જાણીએ છીએ. સાચો પ્રેમ નરનારીની સ્વેચ્છા સંમતિથી કરેલાં લગ્નોમાં પણ સુલભ નથી હોતો, એના અનેક પુરાવા આપણને રોજ રોજ મળે છે.

આપણે લગ્નવ્યવસ્થાનો જો સ્વીકાર કરીએ, તો એ વસ્તુ પણ સ્વીકારવી જોઈએ કે માણસ એવી કોઈ પણ વ્યવસ્થા કરી શકવાનો નથી, જેને લીધે લગ્નની પહેલાં જે હેતુ નક્કી કરવામાં આવે તે સ્ત્રીપુરુષના સુદીર્ઘ વિવાહિત જીવન દરમિયાન અક્ષુણ્ણ સત્ય બનીને ટકી રહે. એટલા માટે જ તો બહારથી આટઆટલી લોકોની શરમ અને કાયદાનાં શાસનનો જાગ્રત પહેરો ગોઠવવો પડે છે. આમ છતાં જે સંબંધ પરસ્પર પ્રેમના પાયા ઉપર બંધાય તો જ સાચો રહી શકે છે, તેને જે ઘડીએ બહારનાં બંધન વડે બળજબરીએ બાંધવામાં આવે છે, તે ઘડીએ તે અત્યંત અપવિત્ર બની જાય છે, તેના જેવું દુઃખ અને અપમાન માણસને માટે બીજું એકે નથી. સંતાનના કલ્યાણની જવાબદારીનો વિચાર કરીને માણસ આ બધું વેઠી લે છે, પરંતુ આજે પણ કોઈ સમાજ એમ કહી શકતો નથી કે લગ્નના પ્રશ્નનું નિર્દોષ નિરાકરણ મેં કર્યું છે. બધે જ લગ્ન સંબંધ બાંધવો એ અનિશ્ચિતમાં ઝંપાપાત કરવા જેવું છે, ત્યાર પછી આકસ્મિત સુયોગ દુર્યોગને વશ થઈને કાં તો તળિયે જવાનું હોય છે કે ઘાટે પહોંચવાનું હોય છે.

આ પ્રશ્નનો વિચાર કરતાં ભારતવર્ષે કહ્યું છે કે લગ્નની શરૂઆતમાં જ વાસનના વેગને સ્વીકારવો નહિ એ જ સલામત છે. કારણ વાસના કલ્યાણનો વિચાર કરી શકતી નથી. એ કદાચ હશે,

પણ જે વાસના સામે યુદ્ધ મંડાયું છે એ વાસના પ્રકૃતિનો સૌથી મહાન યોદ્ધો છે. તે જ્યારે અસ્ત્ર ઉગામે ત્યારે તેને કોણ રોકી શકે? ભારતે કહ્યું છે, જે વાસના સ્ત્રીપુરુષને જોડે છે, તેનું જોર અમુક ઉંમરે સૌથી વિશેષ હોય છે. એટલે જો લગ્ન સંપૂર્ણપણે સમાજની ઇચ્છા પ્રમાણે કરવાં હોય તો તે ઉંમર પહેલાં જ લગ્ન પતાવી દેવાં એ સારું છે. ભારતમાં બાળલગ્નનું આ જ કારણ છે.

મને યાદ આવે છે કે કોઈ એક કૃષિશાસ્ત્રી આગળ મેં એવી ફરિયાદ કરી હતી કે આપણા દેશમાં જાહેર ગોચરની જમીન દિવસે દિવસે ઓછી થતી જાય છે, એને લીધે જ ઢોરોની ઓલાદ બગડતી જાય છે, ત્યારે તેમણે કહ્યું હતું કે વગડામાં યથેચ્છ ફરે તો જ ઢોરને જોઈએ એવો ખોરાક મળે એ કલ્પના ખોટી છે. જરૂરિયાત પ્રમાણે અમુક અમુક ખોરાક ઉગાડીને તે જ ઢોરને ખાવા આપવો એ જ વૈજ્ઞાનિક રીત છે. દામ્પત્ય–પ્રેમ વિશે પણ આપણા દેશમાં એવી જ ચર્ચા ચાલી હતી. આપણા દેશે કહ્યું હતું કે સ્વેચ્છાથી ઉદ્ભવેલા પ્રેમ ઉપર આધાર ન રાખી શકાય, પ્રેમની પણ ખેતી કરવી જોઈએ. અને એની શરૂઆત લગ્ન પહેલાંથી થવી જોઈએ. સ્વામી નામે એક ભાવનાની બાળપણમાંથી જ બાલિકાઓ ભક્તિ કરતાં શીખે છે. અનેકવિધ કથા, વારતા, વ્રત, પૂજા વગેરે દ્વારા એ ભક્તિને છોકરીઓના લોહીમાં પચાવી દેવામાં આવે છે. ત્યાર પછી જ્યારે તેમને સ્વામી મળે છે ત્યારે તેને તેઓ વ્યક્તિ તરીકે નહિ પણ સ્વામી તરીકે જ જુએ છે. એ સ્વામી ઘણે અંશે તેમના મનની રચેલી વસ્તુ હોય છે, બહારની વસ્તુ નથી હોતી. વિચારબુદ્ધિ પાકટ થાય એ પહેલાંથી જ અનિર્દિષ્ટ વ્યક્તિ ઉપર આ સ્વામીભાવનો આરોપ કરવાને કારણે એ પતિગત સંસ્કાર દિવસે દિવસે તેમના તનમન ઉપર સત્તા જમાવી બેસે છે. અનેકવિધ સેવા અને વ્યવહાર દ્વારા એ સંસ્કાર સદા બળવાન બનતો જાય છે.

આપણા સમાજમાં સતી સ્ત્રીના માહાત્મ્ય સંબંધે પણ એક

પ્રકારનો સંસ્કાર પ્રચલિત છે. સ્ત્રી પ્રત્યે સાધ્વી ગૃહિણીરૂપે એક પ્રકારનો ભક્તિભાવ આપણા દેશમાં જોવામાં આવે છે. અર્થાત્ સ્ત્રી–પુરુષ–પ્રેમ નામે જે એક સ્વાભાવિક હૃદયવૃત્તિ છે તેને અતિક્રમીને દામ્પત્યપ્રેમ નામે એક સામાજિક હૃદયવૃત્તિને સાધનાદ્વારા ઊભી કરવાનો વિશેષ પ્રયત્ન આપણા દેશમાં છે. પરંતુ આપણે એ માનવું જ પડશે કે સ્ત્રીઓનો સ્વભાવ લાગણીપ્રધાન ( emotional ) હોવાને કારણે આ દાંપત્યપ્રેમ સ્ત્રીઓને જેટલો સહજ થયો છે તેટલો પુરુષોને થયો નથી. પુરુષની દામ્પત્ય–એકનિષ્ઠાની બાબતમાં સમાજ જરા અનુમોદન આપે છે, પણ કશી આશા રાખતો નથી. એટલું જ નહિ, પણ સ્ત્રીની હયાતિમાં કે હયાતિ પછી એ એકનિષ્ઠાનું ઉલ્લંઘન કરવાની ચોક્કસ વિધિઓનો પણ કંઈ અભાવ નથી. તે ઉપરાંત અવિધિપૂર્વક ઉલ્લંઘન કરે તો તેને સજા કરવાનો સામાન્ય પ્રયત્ન પણ જોવામાં આવતો નથી. ખરું જોતાં એકપક્ષે અતિશય કડકાઈ કરવાને કારણે જ બીજે પક્ષે શિથિલતા સહેલી બની ગઈ છે.

આથી ભારતીય લગ્નનો વિચાર કરતી વખતે એ જાણવું જરૂરનું છે કે એ લગ્નમાં સ્ત્રીપુરુષના અધિકાર સરખા નથી. 'અહીં અધિકાર એટલે હું બાહ્ય અધિકાર કહેવા નથી માગતો. આ અસમાનતાને લીધે સ્ત્રીના ચારિત્રમાં હીનતા દાખલ થઈ શકત. પણ તે થઈ નથી, તેનું કારણ એ છે કે સ્વામી તેને મન એક આઈડિયા —ભાવના છે. વ્યક્તિની આગળ તે પશુબળથી ઝૂકી પડતી નથી, પણ આઈડિયાની આગળ ધર્મબળથી તે આત્મસમર્પણ કરે છે. સ્વામી જો સહૃદય માણસ હોય તો સ્ત્રીના આ આઈડિયલ પ્રેમની શિખા તેના ચિત્તમાં પણ સહેલાઈથી સંચારિત થાય છે. આપણે આવું ઘણીવાર જોયું છે. આ આઈડિયલ પ્રેમ જ ખરો મુક્ત પ્રેમ છે. એ પ્રેમ પ્રકૃતિના મોહબંધનની ઉપેક્ષા કરે છે.

આપણે એ વાત યાદ રાખવી જોઈએ કે ભારતના સમાજે ઘરને પણ ચરમ સ્થાન આપ્યું નથી. મુક્તિની શોધમાં એક દિવસ

ઘરનો પણ ત્યાગ કરવાનો છે, એ જ એનો ઉપદેશ હતો. ભારતનો ઉદ્દેશ ઘરને પણ મુક્તિપથનું સોપાન બનાવવાનો હતો. સંતાનો ઉંમરલાયક થતાં આજે પણ આપણા દેશમાં અનેક ગૃહસ્થો ઘર છોડીને તીર્થવાસ કરે છે. ભારતની સંસ્કૃતિમાં આ એક સ્વતોવિરોધ રહેલો છે. એક બાજુથી એ સંસ્કૃતિ ગૃહ–પ્રધાન છે, અને એ ગૃહ માણસની સાથે પોતાનો સંબંધ અત્યંત વ્યાપક ભાવે સ્વીકારે છે. બીજી બાજુથી ભારત વળી આત્માની મુક્તિને લક્ષમાં રાખીને સઘળા સંબંધો એકેએક તોડી નાખવાનું કહે છે. સંબંધો સ્વીકારવાનું કહે છે તેનું કારણ એ છે કે તેમાં થઈને પસાર ન થાય તો ઉત્તીર્ણ થયા નહિ કહેવાય. માણસના મનમાં જે બધી સ્વાભાવિક વૃત્તિઓ રહેલી છે, તેનો ક્ષય કરવો હોય તો પણ તેને વાપરી નાખવી જોઈએ. આ વાપરને નિવૃત્તિદ્વારા નિયમિત કરીએ ત્યારે પ્રકૃતિનાં બંધનોને કાપવાં એક દિવસ સંભવિત થાય. બૌદ્ધધર્મની સાથે બ્રાહ્મણ ધર્મનો એ જ તફાવત છે. પ્રકૃતિના શાસનની બાબતમાં બૌદ્ધધર્મ શરૂઆતથી જ ચુસ્ત અરાજકતાવાદી છે.

'ભારતના સમાજની મુશ્કેલી એ છે કે ચારે બાજુથી અતિશય યત્નપૂર્વક સાચવવામાં ન આવે તો એ સમાજ વિખેરાઈ જાય એમ છે. કારણ એ સમાજની વિચારબુદ્ધિ ઉપર આધાર રાખવાની હિંમત ચાલી નથી; એણે આચારનું એકાંતભાવે શરણ સ્વીકાર્યું છે; મુખ્યત્વે કરીને એનું બંધન અંદરની શિરાઓ અને સ્નાયુઓનું નથી, પણ બહારનાં થીંગડાંઓનું છે. એટલા માટે જ હાલવા ચાલવાની બાબતમાં એને આટલી બધી સાવચેતી રાખવી પડે છે. બહારના બંધના ગાંઠ રખેને બહારના જરાક જેટલા આઘાતથી છૂટી જાય એ કારણે તેને બહારનો આટલો બધો ભય લાગે છે. પણ આજે કંઈ એ સાવચેતી ચાલે એમ નથી. સમુદ્રની આ બાજુના લોકોને તે બાજુ જતા અટકાવી શકાય પરંતુ તે બાજુના લોકો જ્યારે આ બાજુ આવી પડે ત્યારે શું થાય ?

નવું શિક્ષણ, નવા મત, નવી ટેવો બાંધ ભાંગેલા પૂરની પેઠે ભારત ઉપર આવીને પડછાયાં છે. જે બધી માન્યતાઓ તેના સમાજના સ્તંભરૂપ હતી, તે બધી માન્યતાઓમાં રોજ રોજ નાનાં મોટાં છિદ્રો દેખા દેતાં જાય છે. મત અને માન્યતાનું પરિવર્તન એ તો અંદરની વાત થઈ, પરંતુ બહારનું પ્રબળ આક્રમણ આર્થિક છે. અન્ન પૂરતું ન હોય તો બહુ સંબંધવિશિષ્ટ સમાજના નિયમો કદી પાળી શકાય જ નહિ. પારકા સમાજના મત અને માન્યતાઓનો ધોધ જેમ જેમ દિવસે દિવસે આપણા ચિત્ત ઉપર આવીને પડે છે, તેમ તેમ આપણા અન્નનો ધોધ પણ અનેક શાખાઓ વાટે પરદેશ તરફ વહે છે. આથી આપણા દેશના માણસને ખૂબ કડકાઈથી પોતાના વ્યક્તિગત સ્વાર્થનો વિચાર કરવો પડે છે. છેલ્લે, જ્યારે પોતાના ઊતરતા લોહીને કારણે કોઈ પણ સંસ્કૃતિનો પોતાના આદર્શને અનુસરવાનો ઉત્સાહ મંદ પડી જાય છે, અને તે યંત્રવત્ રૂઢિઓના અંધિયાર ખાબોચિયામાં લપસી પડે છે, ત્યારે તેના એ અસિદ્ધ રહેતા આદર્શનું અવશ્યંભાવી અનિષ્ટ પરિણામ તેને મહાત કરે છે. પ્રત્યેક ચેતનમય કોષ આગળ તેના પોતાના થાકમાંથી નીપજેલાં નિરર્થક તત્ત્વો સતત ઉપસ્થિત થતાં રહે છે, જેનો નિકાલ કરવાનાં કુદરતી સાધન તેના ચેતનબળને, જ્યાં સુધી તે સક્રિય હોય છે ત્યાં સુધી, મળી રહે છે. પણ, ચેતનબળ ઓસરવા માંડે છે ત્યારે બહારની જટિલ યુક્તિઓ અપનાવવાથી કશો લાભ થતો નથી, કેમકે તે દુર્બળતા અને અસ્વાસ્થ્યના નવા પ્રકારો ન ઉપજાવે તો યે એના સહજ વ્યાપારોને વધુ નબળા તો પાડે જ છે. થોડા વખત માટે અભ્યુદય પામીને અદૃશ્ય થઈ જનારી સંસ્કૃતિઓ તે જ હોય છે, જેમણે પોતાનામાંથી નીપજતાં ઝેરી ( tosic ) તત્ત્વોને વળગી રહીને અને પોતાની તત્કાળ પૂરતી જરૂરિયાતને કારણે કુદરતે બક્ષેલી સાફસૂફીની પ્રેરણાને દાબી દઈને આત્મહત્યા કરી હોય છે.

દરેક ઘરનો સામાજિક પરિધિ દિવસે દિવસે સાંકડો થતો

જાય છે. તેથી એક સમયે એ સમાજમાં જે બધા મનોભાવના વિકાસને માટે અનેકવિધ અવકાશ હતો તે આજે ન રહેવાને લીધે તે બધા મનોભાવો નિર્જીવ જેવા થઈ ગયા છે, આમ છતાં સમાજનું કાઠું હજી પૂરેપૂરું બદલાયું નથી. એટલા માટે આજકાલ આપણે સમાજની બધી જ મુશ્કેલીઓ વેઠીએ છીએ, છતાં તેના લક્ષ્યને સ્વીકારી શકતા નથી. એને લીધે આ પ્રભૂત બાધાગ્રસ્ત સમાજમાં માણસના પરાભવનો કંઈ પાર નથી. આપણું પરિવારબંધન સૌથી વધુ ભયંકર બંધન બની ગયું છે. પોતાની બહુ વિચિત્ર જટિલ જાળમાં તેણે માણસને વિશ્વક્ષેત્રમાંથી રોકીને જકડી રાખ્યો છે. આપણે જેમ જેમ વધારે કૌટુંબિક થતા જઈએ છીએ તેમ તેમ વિશ્વના વ્યવહારને માટે નાલાયક બનતા જઈએ છીએ. કારણ કે આજના વખતમાં જે તદ્દન ઘરકૂકડી જેવા હોય છે, તેઓને સદા હડી જવું પડશે. આપણે તો એક દિવસ ઘર છોડવાનું છે એમ જાણીને જ ઘર માંડયું હતું. પણ આજે તો આપણે બીજું બધું જ છોડયું છે, કેવળ ઘર જ રહ્યું છે. જેઓ સ્વાતંત્ર્યપ્રિય હોય છે તેઓ સ્વાતંત્ર્ય સાચવવા માટે જ શક્તિનો સંચય કરે છે, અને આખરે તેઓની શક્તિ જ તેમના સ્વાતંત્ર્યની ગરદન ઉપર ચડી બેસે છે. આપણા દેશમાં એમ જ થયું છે, આપણે મુક્તિના પ્રેમને વશ થઈને બંધન સ્વીકાર્યાં હતાં, આજે બંધનના પ્રેમમાં મુક્તિ ખોઈ બેઠા છીએ.

જે નદી ઊંડી હોય છે તેમાં જ વહાણો ચાલી શકે છે, તેની ઊંડાઈ જ તેને ઉત્તીર્ણ થવામાં મદદ કરે છે. પરંતુ પાર ઊતરવાની બધી વ્યવસ્થા જો નાશ પામે તો આ ઊંડાઈ જ દુસ્તર થઈ પડે છે. ઘરને જ્યારે પાર ઊતરવાની વાત હતી ત્યારે ગાર્હસ્થ્યની ઉદાર ગભીરતા જ મદદ કરતી હતી, પરંતુ આજે જ્યારે પાર લઈ જનારી નાવડી બંધ થઈ ગઈ છે, ત્યારે એ ગભીરતા જ માણસને ગળી જાય છે, તેને તારતી નથી. તેની આશા આકાંક્ષા અને શક્તિને પોતાને તળિયે

ડુબાડી દે છે. એક સમયે ભારતનો તપસ્વી ગૃહસ્થ હતો, કારણ ગૃહ તે વખતે મુક્તિમાર્ગમાં અડચણરૂપ નહોતું, આજકાલ ભારતમાં કોઈ પણ પ્રકારની મહાન તપસ્યા કરવી હોય તો ગૃહત્યાગ કર્યા સિવાય બીજો માર્ગ નથી, કારણ, ઘર એક ખાડા જેવું બની ગયું છે. આજે ભારતની દુર્ગતિનું મુખ્ય કારણ તેના ગૃહધર્મની ગભીરતા છે. અર્થાત્ ગૃહની માગણીઓ એટલી પ્રબળ અને અનેકવિધ હોય છે કે તે માણસની સઘળી શક્તિને આશાને તળિયા તરફ જ લઈ જાય છે, ઘાટ તરફ નહિ. આ ગાર્હસ્થ્યના વમળમાં રોજ રોજ ભારતની મોટી મોટી નૌકાઓ ડૂબી જાય છે, એ જ આપણી સૌથી વધારે દુઃસહ 'ટ્રૅજડી' છે. ઉપલક્ષ્યને લક્ષ્ય બનાવી દેવું એનું નામ જ નાનાને મોટું બનાવી દેવું. જે માર્ગને જ મકાન બનાવી દે છે તેના જેવો દરિદ્ર બીજો કોણ હોય! જ્યારે ઘર વિશ્વનો સ્વીકાર કરવાની કેળવણી પામવાનું સ્થાન હતું, ત્યારે ઘરની માગણીથી માણસ નાનો નહોતો બની જતો. આજે હિંદુ સમાજમાં એ માગણી પોતાના સ્વાર્થની બાબતમાં અત્યંત મોટી બની ગઈ છે એટલે તે માણસને અત્યંત નાનો બનાવી દે છે. આપણો જે ત્યાગ વિશ્વ-વિધાતાને મળવો જોઈએ તે ત્યાગ ક્ષણેક્ષણે ઘરના ઉપદેવતા ચોરી લે છે; એ ચોરી કબૂલ કરીને જેઓ આરામથી રહેવાને ટેવાઈ ગયેલા છે તેઓનું સ્થાન વિશ્વસમાજનાં ગુલામખાનામાં છે. આજે ભારતવાસી વિશ્વસમાજદ્વારા ત્યજાયેલો છે; ગૃહગુહાના અચલ અંધકારમાં તે અકિંચનને દેશવટો મળેલો છે. ત્યાં પોતાનો દીવો પેટાવીને, પોતાના દેવની વેદી તૈયાર કરીને કદાચ સ્ત્રી પોતાનું ગૌરવ સાચવી લે શકે, પરંતુ પુરુષ તો અહીં કેદી જેવો છે, અહીં તેને આખો વખત પોતાની જાતને ભૂલી જવી પડે છે! પુરુષની આત્મ-વિસ્મૃતિના તે અપરિસીમ અવસાદના ભારથી સમસ્ત ભારતવર્ષ આજે લદાયલો છે] *

આટલા દિવસ સુધી ભારતના સમાજના જે આધાર ઉપર

તેની લગ્નપ્રથા પ્રતિષ્ઠિત હતી, તે આધારને સડો લાગવાને લીધે લગ્નના મૂળમાં રહેલી ભાવનાઓ અને તેના વ્યવહારોમાં કશો મેળ રહ્યો નથી. એક વર્ગ સત્યયુગ સત્યયુગ કરીને બૂમ પાડ્યા કરે છે, પણ એ દુઃખભર્યા પોકારને સત્યયુગ જવાબ આપતો નથી. હવે નવેસરથી વિચાર કરવાનો વિજ્ઞાનને મદદ કરવાનો, અને વિશ્વલોકની સાથે વિચાર અનુભવનો મેળ સાધી વિચારવાનો સમય આવી પહોંચ્યો છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચે પ્રકૃતિએ જે વિચ્છેદ યોજી રાખ્યો છે, તે વિચ્છેદના આકાશમાં એક પ્રબળ શક્તિ સર્વદા અનેકવિધ આકર્ષણ-લીલા ખેલતી હોય છે. એ શક્તિ સંહાર પણ કરે છે અને સર્જન પણ કરે છે. એ શક્તિ પડદા પાછળ રહીને આપણી ચિત્તવૃત્તિ ઉપર ઉદ્‌બોધન મંત્ર ચલાવ્યા કરે છે. એની પ્રબળ ક્રિયામાંથી જો આપણે સમાજને વંચિત રાખીએ તો તેથી સમાજને સલામત બનાવી શકાય એમાં શક નથી, પણ તે સાથે જ તેને નિઃસંપદ પણ બનાવીએ છીએ. પુરુષના ચિત્ત ઉપર સ્ત્રીઓનો જે પ્રભાવ પડે છે તેને આપણા દેશમાં શક્તિ કહે છે. એટલે કે તેનો અભાવ થતાં સમાજમાં સર્જન ક્રિયા નિર્જીવ બની જાય છે. આવી અવસ્થામાં માણસ નિસ્તેજની પેઠે ગતાનુગતિક થઈ જાય છે. ત્યારે તે અનેકવિધ અક્રિય ચિત્તવૃત્તિ ઉપર અધિકાર ધરાવી શકે છે, પણ તેના સક્રિય ગુણો તે ખોઈ બેસે છે. આપણા દેશમાં લગ્નની જે વ્યવસ્થા પ્રચલિત છે અને સ્ત્રીપુરુષના સંબંધો જે રીતે નિયંત્રિત કરવામાં આવેલા છે, તેને લીધે સ્ત્રીપુરુષની વચમાં કાર્ય કરતી આ શક્તિને લેશ પણ અવકાશ રહેતો નથી. કારણ આપણો સમાજ સક્રિય શક્તિથી ડરે છે. તેણે અચલ સ્થિતિ ઇચ્છી હતી, એટલે અક્રિય ગુણોની કેળવણીમાં જ તે આટલા દિવસ રત હતો. આજે એકાએક જાગીને જુએ છે તો બહારના આઘાતથી પોતાનું રક્ષણ કરવાની શક્તિ જ તે ખોઈ બેઠેલો છે. એટલો વિચાર કરવાની પણ

તેની શક્તિ નથી કે, તેની દુર્બલતા તેના પોતાના સમાજમાં જ રહેલી છે, બહારના કોઈ આકસ્મિત કારણને લીધે નથી.

દરેક સમાજને જ જુદે જુદે કારણે પ્રકૃતિની વ્યવસ્થા સાથે યુદ્ધ કરવું પડે છે. મનુષ્યની સંસ્કૃતિ એ યુદ્ધમાં જીતેલું ધન છે. આપણા સમાજની આ લડાઈ અત્યંત ઘનઘોર હતી એટલે આપણા સમાજમાં રસ્તા કરતાં વાડ વધારે છે. એને માટે ઊચિત કારણ નહોતાં એમ મારું કહેવું નથી, પરંતુ એ ખુલાસો કારણ નાબૂદ થયા પછી પણ તેનો બચાવ નહિ કરી શકે. જે વાડ હમેશાં રસ્તા રોકીને બહારનાને અટકાવે છે, તે વાડ માણસને પોતાને પણ અટકાવે જ છે.

એવું લાગે છે કે અત્યારે જે યુગ આવ્યો છે, એ યુગમાં માણસ પ્રકૃતિ સાથે નિરંતર યુદ્ધ કરી કરીને વિજયી થવાની દુરાશા છોડી દેવાનો વિચાર કરે છે. હવે તેણે એવો સંકલ્પ કર્યો લાગે છે કે સંધિ કરીને શાંતિ મેળવવી. નહિ તો કેમે કરી આ લડાઈ પૂરી થવાની નથી. આ સંધિ કરાવવાનો ભાર વિજ્ઞાન ઉપર છે. બધા જ સમાજની લગ્નની પ્રથા તે જૂના કાળની છે, જ્યારે જીવનની પાર્લામેન્ટમાં માણસ પ્રકૃતિની વિરુદ્ધ ‘ઓપોઝિશન બેન્ચ’ ઉપર બેસીને પોતાની શક્તિનું પ્રદર્શન કરવાનો પ્રયત્ન કરતો હતો. પ્રકૃતિ ડગલે ને પગલે એનું વેર વાળતી આવી છે. પ્રાકૃત ધર્મ અને માનવ ધર્મ વચ્ચે હજી સુધી કોઈ સંતોષકારક સમાધાન થયું નથી. એટલા માટે લગ્ન વગેરે આત્મીયતમ અનુષ્ઠાનોમાં અંતરની ત્રુટિ બહારનાં બંધન વડે પૂરવાનો જેમ જેમ પ્રયત્ન થાય છે. તેમ તેમ અંતરના સત્યને અપમાનિત કરી માણસના સૌથી મોટા સંબંધની દુર્ગતિ કરવામાં આવે છે.

[લગ્નની સામાન્ય ચર્ચાને અંગે એક વ્યક્તિગત ભારતવાસી તરીકે મારો ફાળો હું અંતમાં રજૂ કરવાની રજા લઉં છું.] +

માનવ–સંસારમાં બે સૃષ્ટિધારાઓ ગંગાયમુનાની પેઠે મળેલી છે; એક તો પ્રાકૃતિક મનુષ્યની સંતાનસૃષ્ટિ, અને બીજી સામાજિક મનુષ્યની સંસ્કૃતિ–સૃષ્ટિ. એક પ્રાણનો પ્રદેશ છે, બીજો મનનો પ્રદેશ છે. આ બંને સૃષ્ટિમાં જ સ્ત્રી અને પુરુષ બંનેનો યોગ રહેલો છે, કારણ સૃષ્ટિમાત્રમાં દ્વૈતની લીલા વિસ્તરેલી છે. પરંતુ આ યોગનો પ્રકાર બંને સૃષ્ટિમાં જુદો જુદો છે.

સંતાન–સૃષ્ટિમાં પુરુષની જવાબદારી ગૌણ છે, છતાં અપરિહાર્ય છે. નારીના પ્રમાણમાં અક્રિય બીજમાં પુરુષના સક્રિય બીજે પ્રાણસંચલન કરી દીધા પછીથી ગર્ભધારણ અને સંતાન–પ્રસવનો સુદીર્ઘ ભાર સ્ત્રીની ઉપર છે, કઠિન દુઃખ તેણે જ ઉઠાવવાનું છે.

પ્રજનનમાં પુરુષનું પ્રયોજન પ્રમાણમાં ઓછું હોવાને લીધે જ કીટપતંગોમાં ઘણી વાર માદા અનાવશ્યક નરને મારી નાખે છે. પશુઓમાં પણ નરના સ્વભાવમાં જે ઇર્ષ્યાપરાયણ ક્રૂરતા રહેલી છે, તેને લીધે નરની સંખ્યા ઓછી રહે છે. એ ઉપરથી સાબિત થાય છે કે જીવપ્રકૃતિની દૃષ્ટિએ જોતાં સૃષ્ટિકાર્યમાં પુરુષનું પ્રયોજન સ્ત્રીના કરતાં ઓછું છે.

માણસમાં મનઃપ્રકૃતિએ મહત્ત્વ પ્રાપ્ત કર્યું, એટલે સંસારમાં પુરુષને પોતાનું યથાર્થ ગૌરવ પ્રાપ્ત કરવાનો અવકાશ મળ્યો. જે પ્રાણપ્રકૃતિ અત્યાર સુધી સ્ત્રીને પ્રાધાન્ય આપતી આવી હતી તેની જ જવાબદારીના બંધનમાં બંધાઈ રહીને સ્ત્રી જ્યારે પોતાના કામમાં ગૂંચવાઈ રહી, ત્યારે પુરુષ મનઃપ્રકૃતિની ઉત્તેજનાને લીધે માનસસૃષ્ટિના અનેકવિધ કાર્યોમાં પ્રવૃત્ત થઈ શક્યો. પુરુષે પ્રબળભાવે પોતાની આવશ્યકતા ઊભી કરવા માંડી.

શરૂઆતમાં આ સૃષ્ટિ જ્યારે અત્યંત વધારે પ્રાધાન્ય પામી હતી ત્યારે સંસ્કૃતિના પ્રારંભમાં સ્ત્રી પ્રમાણમાં અનાવશ્યક જ મનાતી હતી. એટલું જ નહિ, સ્ત્રી એ સૃષ્ટિમાં ઘણે અંશે બાધારૂપ પણ

ગણાતી હતી. કારણ સ્ત્રીનો સંસાર પુરુષના અન્વેષણશીલ મનને બાંધી રાખવા માગે છે. સંસ્કૃતિના સર્જનમાં સ્ત્રીની આ ઓછી ઉપયોગિતાનું અગૌરવ આજે પણ તેને માથે ચોંટેલું જ છે. એ જ કારણે આજે વિદ્રોહી સ્ત્રીઓ પ્રાણશક્તિની જવાબદારીને ગૌણ ગણીને સમાજરચનાના કાર્યમાં પુરુષની સમાનતાનો દાવો કરે છે.

પરંતુ બહારથી કૃત્રિમ પ્રયત્નો દ્વારા અવકાશ ઊભો કરીએ એટલે કંઈ અવકાશ મળી ન જાય. સ્ત્રીની પ્રકૃતિમાં જે હૃદયવૃત્તિઓનું પ્રાબલ્ય છે તેને બહારથી હાંકી કાઢી નહિ મુકાય. તે હૃદયવૃત્તિઓ સ્વાભાવિક રીતે જ ચાલવાની અભિમુખતાવાળી નથી, પણ વળગી રહેવાની ઇચ્છાવાળી છે. એટલા માટે સ્થિતિમાં જે સંપત્તિ રહેલી છે, તેની સાધના કરવામાં જ સ્ત્રી સાર્થકતા પ્રાપ્ત કરી શકે છે. ગતિવાન કાર્યોમાં જો તે બેળે બેળે જાય, તો પોતાની પ્રકૃતિની સાથે તેને લડાઈ થશે અને તે નિરંતર યુદ્ધનો વિક્ષેપ સહન કરીને પુરુષોની સાથે હરીફાઈમાં તે કદી પ્રધાન સ્થાન પામવાની નથી.

પણ પુરુષ જેમ પ્રાણપ્રકૃતિના પ્રદેશમાં લાંબા વખત સુધી નીચલે સ્થાને રહીને આખરે મનઃપ્રકૃતિના પ્રદેશમાં પ્રાધાન્ય પામ્યો, પોતાની પ્રમાણમાં ઓછી આવશ્યકતાના કલંકને ધોઈ નાખી શક્યો, તે જ પ્રમાણે સંસ્કૃતિનો પણ એવો એક ઊંચો થર છે, જ્યાં સ્ત્રી પોતાનું કલંક દૂર કરી શકે. તે થરને શું નામ આપવું એ નક્કી કરવું મુશ્કેલ છે;—આધ્યાત્મિક શબ્દના અર્થ વિશે અનેક ચર્ચા ચાલ્યા કરે છે, પરંતુ નાછૂટકે હાલ તુરત તો હું એ જ નામ સ્વીકારું છું.

હૃદયવૃત્તિની એક પેટાપેદાશ હોય છે, તેને આપણે માધુર્ય કહી શકીએ. એ માધુર્ય પ્રકાશના જેવું છે, એ એક પ્રકારની શક્તિ છે. એને આપણે સ્પષ્ટ રીતે અડીપકડી કે માપીજોખી શકતા નથી—પરંતુ એનું અમૃત પામ્યા વિના મનઃપ્રકૃતિનું કાર્ય પૂર્ણ સફળતાને

પામતું નથી. છોડનાં મૂળિયાં માટીને આધારે ઊભાં રહે છે, માટીમાંથી ખાદ્ય અને રસ મેળવે છે, એ બધી વસ્તુઓનો જાડો હિસાબ કરી શકાય. પરંતુ સૂર્યના પ્રકાશને એ પ્રમાણે ચોક્કસ હિસાબના આંકડામાં રજૂ નહિ કરી શકાય, પણ છતાં તે પ્રકાશ જો શક્તિનો સંચાર ન કરે તો છોડની બધી પ્રવૃત્તિ જ થંભી જાય.

પુરુષના સર્જનકાર્યમાં નારી–સ્વભાવના આ અનિર્વચનીય માધુર્યે સદા સાથ આપ્યો છે. એ નજરે ચઢે એવો નથી હોતો પણ અપરિહાર્ય હોય છે. પુરુષના ચિત્તને નારીનું આ પ્રાણવાન માધુર્ય અંદરખાનેથી સક્રિય ન બનાવે તો તે પોતાનું પૂર્ણ ફળ નહિ ફળાવી શકે. વીરનું વીરત્વ, કર્મવીરનો કર્મોદ્યોગ, કલાકારનું કલાસર્જન વગેરે સંસ્કૃતિના બધા મોટા મોટા પ્રયત્નોની પાછળ નારી–પ્રકૃતિની ગૂઢ પ્રેરણા રહેલી હોય છે.

નારીનાં બે સ્વરૂપ છે; એક માતૃરૂપ અને બીજું પ્રેયસીરૂપ. માતારૂપે નારીની જે સાધના છે તેની વાત હું પહેલાં કરી ગયો છું. એ સાધનામાં સંતાનનું નહિ પણ સુસંતાનનું સર્જન કરવાનું હોય છે; એ સુસંતાન વસ્તીમાં વધારો કરવા માટે નથી હોતાં, પણ માનવસંસારમાંનાં પાપોને, ત્રુટિઓને, અપૂર્ણતાઓને જીતવા માટે હોય છે. પ્રેયસીરૂપે તેની સાધના પુરુષના બધા પ્રકારની ઉન્નતિ માટેના પ્રયત્નોને પ્રાણવાન બનાવવાની હોય છે. જે ગુણદ્વારા એ કાર્ય સાધી શકાય છે તેને મેં પહેલાં કહ્યું છે તે પ્રમાણે માધુર્ય કહે છે. એ વાત પણ હું કહી ગયો છું કે ભારતવર્ષમાં એ માધુર્યને શક્તિ કહે છે.

‘આનંદલહરી’ નામે એક કાવ્ય શંકરાચાર્યને નામે ચડેલું છે. તેમાં જેમની સ્તુતિ કરવામાં આવી છે તે વિશ્વના મર્મમાં રહેલી નારીશક્તિ છે, તે શક્તિ આનંદ આપે છે. એક બાજુ વિશ્વને જેમ આપણે જાણીએ છીએ, તેનો ઉપયોગ કરીએ છીએ; તેમ બીજી

બાજુ આપણો વિશ્વની સાથે અહૈતુક તૃપ્તિનો સંબંધ છે. વિશ્વને આપણે જાણીએ છીએ તેનું કારણ એ છે કે વિશ્વમાં સત્યનો આવિર્ભાવ છે. વિશ્વમાં આપણને તૃપ્તિ મળે છે, તેનું કારણ એ છે કે વિશ્વમાં આનંદ પ્રગટ થયો છે. ઋષિઓએ કહ્યું છે કે આ વિશ્વવ્યાપી આનંદનો જ વત્તાઓછા પ્રમાણમાં બધા જીવો ભિન્ન ભિન્ન નિમિત્તે ઉપભોગ કરે છે: " कोह्येवान्यात् क प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्।" જો આકાશને ભરી દઈને આ આનંદ ન વ્યાપેલો હોત તો કોઈને પણ જીવવાનો ઉત્સાહ ન હોત. અંગ્રેજી કવિ શેલિએ 'ઇન્ટલેક્ચુયલ બ્યૂટી' નામે પોતાની કવિતામાં જેની સ્તુતિ કરેલી છે, તેની સાથે આ સર્વવ્યાપી આનંદનું મને ઐક્ય દેખાય છે. વિશ્વગત આનંદને આનંદલહરીના કવિએ નારીભાવે જોયો છે. એનો અર્થ એ થયો કે તેમના મત પ્રમાણે માનવ સમાજમાં આ આનંદ-શક્તિનો વિશેષ આવિર્ભાવ નારી–પ્રકૃતિમાં થયેલો છે. એ આવિર્ભાવને આપણે માધુર્ય કહીએ છીએ. માધુર્યનો અર્થ કોઈ લાલિત્ય ન સમજે. એની સાથે ધૈર્ય–ત્યાગ–સંયમયુક્ત ચારિત્રબળ, સહજ બુદ્ધિ, સહજ નૈપુણ્ય, વિચાર, વ્યવહાર, ભાવ અને ભંગીમાં શ્રી, વગેરે અનેક ગુણો ભળેલા છે, પરંતુ એના ગૂઢ કેન્દ્રસ્થલમાં આનંદ રહેલો છે, જે પ્રકાશની પેઠે સ્વાભાવિક રીતે જ પોતાને સદા વેરતો રહે છે, દાન કરતો રહે છે.

પ્રેયસીરૂપિણી નારીની આ આનંદશક્તિને પુરુષે લોભને વશ થઈને પોતાના વ્યક્તિગત ભોગને માર્ગે જ આજ સુધી મોટે ભાગે વેડફી નાખી છે, વિકૃત કરી નાખી છે, અને તેને વિષયસંપત્તિની પેઠે પોતાના ઈર્ષ્યાવેષ્ટિત સંકુચિત ઉપયોગમાં રૂંધી રાખી છે. આને લીધે સ્ત્રી પણ પોતાના અંતરમાં યથાર્થ શક્તિનું પૂર્ણ ગૌરવ અનુભવી શકતી નથી. સામાન્ય મર્યાદામાં મનોરંજનની રમત કરવી પડતી હોવાને કારણે ડગલે ને પગલે તેના વ્યક્તિત્વનું ગૌરવ ઘવાય છે. એ જ કારણે માનવસમાજના વિશાળક્ષેત્રમાં નારી પોતાનું સાચું

સ્થાન પામી શકી નથી એટલે જ આજે તે સ્વમાન સાચવવાના પ્રયાસમાં પૌરુષ પ્રાપ્ત કરવાની દુરાકાંક્ષા પાછળ પડે છે. અંતઃપુરની દીવાલોમાંથી બહાર આવી રહેવામાં સ્ત્રીની મુક્તિ રહેલી નથી. તેની મુક્તિ એવા એક સમાજમાં રહેલી છે જેમાં તેની સ્ત્રીશક્તિ, તેની આનંદશક્તિ પોતાનો ઉચ્ચતમ પ્રશસ્તતમ અધિકાર સર્વત્ર પામી શકે. પુરુષને જેમ પોતાના વ્યક્તિગત ધંધાને અતિક્રમીને પણ વિશ્વ-ક્ષેત્રમાં પોતાને વ્યક્ત કરવાનો અવકાશ મળ્યો છે, તેમ જ્યારે ઘરની બહાર પણ સમાજરચનાના કાર્યમાં સ્ત્રીને પોતાની વિશેષ શક્તિનો ઉપયોગ કરવામાં કશી અડચણ રહેશે નહિ, ત્યારે માનવસંસારમાં સ્ત્રીપુરુષનું સાચું મિલન થઈ શકશે. પ્રાચીન કાળથી આજસુધી જે લગ્નપ્રથાઓ ચાલતી આવેલી છે, તેમાં સ્ત્રીપુરુષના એવા પૂર્ણ મિલનના માર્ગમાં અનેક બાધાઓ રહેલી છે; અને એટલા માટે જ પુરુષ સમાજમાં સ્ત્રીશક્તિનો આટઆટલો અપવ્યય અને આટઆટલી વિકૃતિ થઈ રહ્યાં છે. અને એટલા માટે જ પુરુષે સ્ત્રીને બાંધવા જતાં સ્ત્રીને જ પોતાનું દૃઢતમ બંધન બનાવી મૂક્યું છે. લગ્ન આજે પણ બધા જ દેશોમાં ઓછાવત્તા પ્રમાણમાં સ્ત્રીને કેદમાં રાખવાના પાંજરા સમાન જ છે. તેના પહેરેગીરોની છાતીએ પુરુષ–પ્રભુત્વની ચપરાશ બાંધેલી છે. આથી બધા જ સમાજમાં સ્ત્રી પોતાની પ્રકૃતિની પરિપૂર્ણ-તાદ્વારા સમાજને જે ઐશ્વર્ય આપી શકત તે આપી શકતી નથી; અને એ ઊણપના દૈન્યનો બોજો બધા સમાજને જ વહેવો પડે છે.

[ આ માધુર્યની શક્તિ સંસ્કૃતિની પ્રાથમિક અવસ્થામાં ઝાઝી નજરે ચડતી નથી, અને ગૌણભાવે પોતાનું કાર્ય કરે છે. તે વખતે યુદ્ધવિગ્રહ વગેરે ધમસાણના કાળમાં એ શક્તિની ક્રિયા સ્પષ્ટ અનુભવી શકાતી નથી. પરંતુ માનવસભ્યતા જ્યારે આધ્યાત્મિ અવસ્થાએ પહોંચે છે, એટલે કે જ્યારે માણસ માણસ વચ્ચેના વિચ્છેદ કરતાં માણસ માણસ વચ્ચેનું મિલન જ મહત્ત્વનું ગણાવાનો વખત આવે છે, ત્યારે સ્ત્રીની માધુર્યશક્તિ ગૌણભાવે નહિ પણ મુખ્યભાવે પોતાનું

કાર્ય કરવાનો અવકાશ પામે છે. ત્યારે પુરુષના બુદ્ધિજ્ઞાનની સાથે નારીના હૃદય–ભાવનું સમાન મિલન થાય તો જ સંસાર ટકી શકે છે. ત્યારે બંને વચ્ચે જે પાર્થક્ય છે તે પાર્થક્ય દ્વારા જ બંને જણ સંસ્કૃતિસર્જનના એક મહાન ગૌરવનાં સરખાં ભાગીદાર બની શકે છે. ત્યારે તે પાર્થક્ય પરસ્પરની વચ્ચે ઉચ્ચનીચનો ભેદ ઊભો કરતું નથી.] ×

આજે પણ માનવ સંસ્કૃતિમાં એ આધ્યાત્મિક પ્રયોજનનો બરાબર સ્વીકાર થયો નથી. એટલા માટે, લગ્નમાં આજે પણ સ્ત્રી પુરુષનો સંબંધ સાચો થયો નથી. આજે પણ એ દ્વન્દ્વમાં કંઈને કંઈ વિરોધ અને કોઈને કોઈ પક્ષનું અપમાન રહેલું છે. એથી આજે પણ લગ્નમાં શરીરબળ પોતાનું સ્થાન છોડવા તૈયાર નથી, સ્ત્રીપુરુષની વચ્ચે ઈર્ષ્યા અને વહેમના તરંગો સદા ઊછળ્યા જ કરે છે, એટલા માટે જ માણસની સૌથી મોટી દુઃખ દુર્ગતિ, મોટું અપમાન અને ગ્લાનિ સ્ત્રીપુરુષનાં આ લગ્નમાંથી પેદા થાય છે. પરંતુ જેઓ માનવ સમાજમાં આધ્યાત્મિકતાનો સ્વીકાર કરે છે, તેઓ લગ્ન સંબંધને સામાજિક પાશવબળના અત્યાચારમાંથી મુક્ત કરી સમાજમાં પ્રેમની શક્તિને સાચી રીતે ફેલાવવાનો ઉપાય શોધી કાઢશે, એમાં શંકા નથી. [લગ્નના અનુષ્ઠાનમાં હજીયે બધી પ્રથામાં, રિવાજોમાં, અને કાયદાઓમાં આપણે જંગલી યુગમાં જ છીએ, એટલે લગ્ન આજે પણ સ્ત્રીપુરુષના મિલનને પૂર્ણ કલ્યાણરૂપે પ્રગટ કરવાને બદલે તેને ઢાંકી રાખે છે, એટલા માટે જ આપણા દેશમાં કામિનીકાંચનને દ્વન્દ્વ સમાસના સૂત્રમાં ગૂંથીને સ્ત્રીનું હલકી ભાષામાં અપમાન કરતાં પુરુષને શરમ આવતી નથી, કારણ પુરુષ અહીં હજી પણ એમ માને છે કે તે જ માણસ છે, તેની જ મુક્તિ માનવનું એક માત્ર ધ્યેય છે, સ્ત્રીને તે કાંચનની માફક પોતાની ઇચ્છા અને જરૂરિયાત પ્રમાણે સ્વીકારી પણ શકે, ત્યાગી પણ શકે. પણ ત્યાગ કરવાથી પોતે આત્મહત્યા કરે છે, એ તે જાણતો સુદ્ધાં નથી.

તે ઉપરાંત સ્ત્રીનું માધુર્ય એ વિલાસની સામગ્રી નથી, તે તો માનવની બધી સાધનામાં જ પરમ સંપદરૂપ છે, એ વાત સમજવાની ફુરસદ તેને આજ સુધી મળી નથી, આપણી સર્વવ્યાપી શકિત-હીનતાનું એ એક પ્રધાન કારણ છે. ]+

૧૩૩૨ (૧૯૩૫)

**નોંધ** : લેખમાં જે ફકરા ઉપર * ચિહ્ન કર્યું છે, તે અંગ્રેજીમાં નથી, + ચિહ્ન કર્યું છે, તે બંગાળીમાં નથી, § ચિહ્ન કર્યું છે, તે અંગ્રેજીમાં ટૂંકાવેલા છે, અને × ચિહ્ન કર્યું છે તે ફકરો અંગ્રેજીમાં, પૃ. ૨૫૪ મે 'નારી પ્રકૃતિની ગૂઢ પ્રેરણા રહેલી હોય છે.' એમ પૂરા થતા ફકરા પછી આવે છે.

# સંસ્કૃતિનું સંકટ

આજે મને એંસી વરસ પૂરાં થયાં. મારું વિશાળ જીવનક્ષેત્ર આજે મારી સામે વિસ્તરેલું છે. છેક પૂર્વ દિગંતમાં જે જીવનનો પ્રારંભ થયો હતો તેને આજે છેક બીજે છેડેથી અનાસક્ત દૃષ્ટિએ હું જોઈ શકું છું, અને અનુભવું છું કે મારી અને સમસ્ત દેશની મનોવૃત્તિમાં મોટું પરિવર્તન થઈ ગયું છે, એ પરિવર્તનમાં ગંભીર દુ:ખનું કારણ રહેલું છે.

બૃહત્ માનવ–જગત સાથે આપણા પ્રત્યક્ષ પરિચયનો આરંભ તે વખતના અંગ્રેજ જાતિના ઇતિહાસથી થયો છે. ભારતમાં આ નવાગતોના ચારિત્રનો પરિચય આપણને એક મહાન સાહિત્યના ઉચ્ચ શિખરદ્વારા થયો. તે વખતે આપણા શિક્ષણમાં જે પથ્ય પીરસાતું તેમાં પ્રાચુર્ય કે વૈચિત્ર્ય નહોતું. આજનું જે શિક્ષણ જ્ઞાનના જુદા જુદા કેન્દ્રમાંથી વિશ્વપ્રકૃતિનો જે પરિચય કરાવે છે, અને તેની શક્તિનું રહસ્ય નવી નવી રીતે બતાવે છે, તેનો મોટો ભાગ તે વખતે નેપથ્યમાં અગોચર હતો. પ્રકૃતિવિજ્ઞાનના નિષ્ણાતોની સંખ્યા ઓછી જ હતી. તે વખતે અંગ્રેજી ભાષા મારફતે અંગ્રેજી સાહિત્યને જાણવું અને તેનો ઉપભોગ કરવો એ સંસ્કારી

પાંડિત્યનું લક્ષણ ગણાતું હતું. રાત અને દિવસ બર્કના વક્તૃત્વથી અને મૅકોલેના ભાષાપ્રવાહના તરંગભંગથી ગાજી રહેતાં હતાં, આખો વખત શેક્સપિયરનાં નાટકો, બાયરનાં કાવ્યો અને તે વખતના પોલિટિક્સમાં થયેલા સર્વ માનવના વિજયની ઘોષણાની જ ચર્ચા ચાલતી હતી. તે વખતે આપણે સ્વદેશની સ્વાધીનતાની સાધનાનો આરંભ કર્યો હતો. પરંતુ અંતરમાં ઊંડે ઊંડે અંગ્રેજ જાતિની ઉદારતા ઉપર વિશ્વાસ એટલો ઊંડો હતો કે, તે વખતે આપણા સાધકોએ નક્કી કર્યું હતું કે, વિજયી પ્રજાનું દાક્ષિણ્ય જ આ વિજિત પ્રજાના સ્વાતંત્ર્યનો માર્ગ મોકળો કરી આપશે. એનું કારણ એ હતું કે તે વખતે અત્યાચાર–પ્રપીડિત પ્રજાનું આશ્રયસ્થાન ઇંગ્લંડ હતું. જેઓ પોતાની પ્રજાનું સ્વમાન જાળવવા પ્રાણ હોડમાં મૂકતા હતા, તેમને ઈંગ્લંડ નિઃસંકોચપણે પોતાને ત્યાં સ્થાન આપતું હતું. આમ વિશુદ્ધ માનવ–મૈત્રીનાં લક્ષણ, અંગ્રેજોના ચારિત્રમાં જોવાને લીધે આપણે આંતરિક શ્રદ્ધાપૂર્વક અંગ્રેજોને હૃદયના ઉચ્ચ આસન ઉપર બેસાડ્યા હતા. તે વખતે હજી સામ્રાજ્યમદના કેફથી તેમના સ્વ-ભાવનું દાક્ષિણ્ય કલુષિત થયું નહોતું.

હું નાનો હતો ત્યારે ઈંગ્લંડ ગયો હતો; તે વખતે પાર્લામેન્ટમાં અને બહાર કોઈ કોઈ સભામાં જ્હૉન બ્રાઈટને મોઢે જે ભાષણો સાંભળ્યાં હતાં, તેમાં મેં સનાતન અંગ્રેજની વાણી સાંભળી હતી. તે ભાષણોમાં હૃદયની ઉદારતાએ જાતિગત સર્વે સંકુચિત સીમાઓને ઓળંગી જઈને જે પ્રભાવ ફેલાવ્યો હતો, તે મને આજે પણ યાદ છે, અને આજના આ શ્રીભ્રષ્ટ દિવસોમાં પણ મારી પૂર્વસ્મૃતિને સાચવી રાખે છે. અમારી આ પરાવલંબિતા, બેશક, વખાણવા લાયક વસ્તુ નહોતી. છતાં એમાં એટલું વખાણવા લાયક હતું કે અમારી તે વખતની બિનઅનુભવી સ્થિતિમાં પણ મનુષ્યત્વનું જે એક મહાન રૂપ વિદેશીમાં પ્રગટ થયું હતું છતાં તેને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવાની શક્તિ અમારામાં હતી, અને એમાં અમને સંકોચ નહોતો થયો.

કારણ, મનુષ્યની અંદર જે કંઈ શ્રેષ્ઠ હોય છે, તે સંકુચિત ભાવે કોઈ પણ એક પ્રજામાં પુરાઈ રહી શકતું નથી, તે કંઈ કૃપણના દાટેલા ભંડારની સંપત્તિ નથી. એ જ કારણે, અંગ્રેજોના જે સાહિત્યમાંથી અમારા મને પોષણ મેળવ્યું હતું, તેનો વિજયશંખ આજસુધી મારા મનમાં ગુંજતો રહ્યો છે.

'સિવિલિઝેશન', જેનો આપણે સંસ્કૃતિ શબ્દ વડે તરજુમો કર્યો છે, તેનો યથાર્થ પ્રતિશબ્દ આપણી ભાષામાં મળવો મુશ્કેલ છે. એ સંસ્કૃતિનું જે રૂપ આપણા દેશમાં પ્રચલિત હતું, તેને મનુએ 'સદાચાર' નામે ઓળખાવ્યું હતું. અર્થાત્ તે સંસ્કૃતિ કેટલાક સામાજિક નિયમોના બંધનરૂપે હતી. તે નિયમો સંબંધે પ્રાચીનકાળમાં જે ધારણા હતી તે પણ એક સંકુચિત ભૌગોલિક પ્રદેશમાં મર્યાદિત હતી. સરસ્વતી અને દશદ્વતી નદીની વચમાં આવેલો જે દેશ બ્રહ્માવર્ત નામે પ્રસિદ્ધ હતો, તે દેશમાં જે આચાર પરંપરાક્રમે ચાલતો આવ્યો હતો, તેને જ સદાચાર કહેતા. એટલે કે એ આચારનો પાયો પ્રથા ઉપર જ હતો, પછી ભલે એમાં ગમે એટલી નિષ્ઠુરતા કે અન્યાય હોય. એ કારણે પ્રચલિત સંસ્કારે આપણા આચાર–વ્યવહારને જ પ્રાધાન્ય આપી ચિત્તની સ્વાધીનતા વગર વિચાર્યે હરી લીધી હતી. સદાચારના જે આદર્શને એક સમયે મનુએ બ્રહ્માવર્તમાં પ્રતિષ્ઠિત થયેલો જોયો હતો, તે જ આદર્શે ક્રમશઃ લોકાચારનું રૂપ લીધું. મેં જ્યારે જીવનની શરૂઆત કરી હતી ત્યારે અંગ્રેજી શિક્ષણના પ્રભાવથી દેશના શિક્ષિત માણસોના મનમાં આ બાહ્ય આચારની વિરુદ્ધ બળવો વ્યાપી ગયો હતો. રાજનારાયણ બાબુએ કરેલું તે જમાનાના શિક્ષિત વર્ગના વ્યવહારનું વર્ણન વાંચી જોતાં આ વાત સ્પષ્ટ સમજાઈ જશે. એ સદાચારને બદલે સંસ્કૃતિના આદર્શને અમે અંગ્રેજ પ્રજાના ચારિત્રની સાથે મેળવી લઈ ગ્રહણ કર્યો હતો. અમારા કુટુંબમાં આ પરિવર્તન ધાર્મિક માન્યતામાં શું કે લોકવ્યવહારમાં શું, ન્યાયબુદ્ધિની આજ્ઞાને

વશવર્તીને સંપૂર્ણપણે સ્વીકારાયું હતું. મેં એ વાતાવરણમાં જન્મ લીધો હતો, અને તેની સાથે અમારા સ્વાભાવિક સાહિત્યાનુરાગે ભળીને અંગ્રેજોને ઉચ્ચ આસન ઉપર બેસાડ્યા હતા. આ મારા જીવનનો પહેલો ભાગ થયો. ત્યારપછીથી ભારે વેદનાપૂર્વક પરિવર્તન શરૂ થયું. રોજ રોજ હું જોતો કે જેઓએ સંસ્કૃતિને ચારિત્રમાંથી ઉદ્ભવેલી માની હતી, તેઓ ષડ્રિપુથી પ્રેરાઈને તેનું કેટલી સહેલાઈથી ઉલ્લંઘન કરતા હતા.

એકાંતમાં સાહિત્યરસના સંભોગની સામગ્રીના આવરણમાંથી એક દિવસ મારે બહાર આવવું પડ્યું હતું. તે દિવસે ભારતવર્ષની આમજનતાનું જે દારુણ દારિદ્ર્ય મારી સામે પ્રગટ થયું, તે હૃદયવિદારક હતું. અન્ન, વસ્ત્ર, પાણી, શિક્ષણ, આરોગ્ય વગેરે મનુષ્યના શરીરને અને મનને જે કંઈ અત્યંત આવશ્યક છે, તેનો આવો અત્યંત અભાવ મને લાગે છે કે પૃથ્વીના આધુનિક રાજ્યતંત્રવાળા કોઈ પણ દેશમાં નહિ હોય. અને આમ છતાં એ દેશ અંગ્રેજોને લાંબો સમયથી તેમનું ઐશ્વર્ય પૂરું પાડતો આવ્યો છે. જ્યારે હું સભ્ય જગતના મહિમાનું એક ચિત્તે ધ્યાન ધરતો હતો ત્યારે કોઈ દિવસ હું કલ્પી પણ નહોતો શક્યો કે સભ્ય નામધારી માનવ આદર્શ આવું નિષ્ઠુર અને વિકૃત રૂપ ધારણ કરી શકે છે, પરંતુ આખરે એક દિવસે એ વિકૃતિ મારફતે કરોડોની જનતા પ્રત્યે સભ્ય જાતિએ દાખવેલું અપરિસીમ અવજ્ઞાપૂર્ણ ઔદાસીન્ય હું જોઈ શક્યો.

જે યંત્રશક્તિની મદદથી અંગ્રેજો પોતાનું વિશ્વસામ્રાજ્ય સાચવતા આવ્યા છે, તેના યથોચિત ઉપયોગથી આ નિઃસહાય દેશ વંચિત છે, આમ છતાં મેં મારી આંખો સામે જોયું કે જાપાન યંત્રશક્તિ દ્વારા જોતજોતામાં સર્વ પ્રકારે કેવું સંપત્તિશાળી બની ગયું છે. એ જાપાનની સમૃદ્ધિ હું સગી આંખે જોઈ આવ્યો છું. ત્યાં પોતાની પ્રજામાં તેના સભ્ય રાજ્યતંત્રે કેવું સ્વરૂપ ધારણ કર્યું

છે તે મેં જોયું છે, અને રશિયાના મૉસ્કો શહેરમાં આમજનતામાં શિક્ષણનો અને આરોગ્યનો ફેલાવો કરવા માટે છૂટે હાથે કેવા અસાધારણ પ્રયત્નો કરવામાં આવે છે, તે પણ મેં જોયા છે. એ પ્રયત્નોના પ્રભાવથી તે વિશાળ સામ્રાજ્યમાંથી મૂર્ખતા, દીનતા, અને પોતાને વિશેનો હલકો અભિપ્રાય દૂર થતાં જાય છે. એ સંસ્કૃતિએ જાતિનો વિચાર કર્યો નથી, એણે વિશુદ્ધ માનવ સંબંધના પ્રભાવનોજ સર્વત્ર ફેલાવો કર્યો છે. તેનાં ઝડપી અને આશ્ચર્યજનક પરિણામ જોઈને મને એકી સાથે ઈર્ષ્યા અને આનંદનો અનુભવ થયો છે. મૉસ્કો શહેરમાં ગયો ત્યારે રશિયાના રાજ્યતંત્રની એક વિશેષતાએ મારા મન પર ખૂબ અસર કરી હતી. મેં જોયું હતું કે ત્યાંના મુસલમાનો સાથે રાજકીય અધિકારની વહેંચણી બાબત અમુસલમાનોનો કોઈપણ પ્રકારનો ઝઘડો થતો નથી, તેમના બંનેના ભેગા સ્વાર્થ-સંબંધમાંજ રાજ્યવ્યવસ્થાની સાચી સંસ્કારિતાનું મૂળ છે. મોટી વસ્તીવાળી પરપ્રજાઓ ઉપર આણ ચલાવતી હોય એવી રાજસત્તા આજે મુખ્યત્વે કરીને બે પ્રજાના હાથમાં છે—એક અંગ્રેજ અને બીજી સોવિયેટ રશિયા. અંગ્રેજોએ આ પરપ્રજાનું પૌરુષ કચડી નાખીને તેને સદાને માટે નિર્જીવ કરી મૂકી છે. સોવિયેટ રશિયાની સાથે મોટી વસ્તીવાળી મરુચર મુસલમાન પ્રજાઓને રાજકીય સંબંધ છે. હું જાતે સાક્ષી પૂરી શકું એમ છું કે એ પ્રજાને સર્વ રીતે શક્તિશાળી બનાવવાને માટે તેઓ નિરંતર પ્રયત્ન કર્યા કરે છે. બધી બાબતમાં તેમને સાથે રાખવાના સોવિયેટ ગવર્મેન્ટના પ્રયત્નનાં મેં પ્રમાણ જોયાં છે, અને તે વિશે થોડું વાંચ્યું પણ છે. આવી ગવર્મેન્ટનો પ્રભાવ કોઈ પણ રીતે સ્વમાન હણનારો નથી હોતો, અને તેનાથી મનુષ્યત્વની હાનિ નથી થતી. ત્યાંનું શાસન વિદેશી શક્તિની દારુણ ચક્કીનું શાસન નથી. હું ઈરાન દેશ પણ જોઈ આવ્યો છું. એક દિવસ તે દેશ બે યુરોપીય પ્રજાની ચક્કી વચ્ચે પીસાતો હતો. પરંતુ તે ક્રૂર આક્રમણના યુરોપીય જડબામાંથી પોતાનો છુટકારો કરીને

આજે તે નવજાગ્રત પ્રજા આત્મશક્તિની પૂર્ણતાની સાધનામાં પ્રવૃત્ત થઈ છે. મેં જોયું કે એક સમયે ત્યાં જરથોસ્તીઓની સાથે મુસલમાનોનો જે ભયંકર વિરોધ હતો તે આજની સભ્ય રાજ્યવ્યવસ્થામાં સંપૂર્ણપણે શમી ગયો છે. એ પ્રજાના સૌભાગ્યનું મુખ્ય કારણ એ છે કે, યુરોપિયન પ્રજાના કાવાદાવાની જાળમાંથી તે છૂટી શકી હતી. એ ઇરાન દેશનું આજે હું સમસ્ત અંતઃકરણપૂર્વક કલ્યાણ ઇચ્છું છું. આપણા પાડોશી અફઘાનિસ્તાનમાં જો કે હજી શિક્ષણમાં સામાજિક બાબતોમાં જોઈએ એવો સર્વવ્યાપી ઉત્કર્ષ થયો નથી, છતાં તેનો સંભવ પૂરેપૂરો કાયમ છે, તેનું એક માત્ર કારણ એ છે કે સંસ્કૃતિના ગર્વથી છકેલી કોઈ પણ યુરોપીય પ્રજા હજી સુધી તેને કબજે કરી શકી નથી. એ લોકો જોતજોતામાં ચોતરફ ઉન્નતિને માર્ગે, મુક્તિને માર્ગે આગળ ધપી રહ્યા છે.

પરંતુ હિંદુસ્તાન અંગ્રેજોના સુધરેલા રાજ્યતંત્રની જગત-દળતી શિલા છાતી ઉપર લઈને લાચાર નિશ્ચલ દશામાં તળિયે પડી રહ્યું છે. ચીનની પ્રજા જેવી મહાન પ્રાચીન સભ્ય પ્રજાને, અંગ્રેજોએ પોતાના સ્વાર્થને ખાતર બળાત્કારે અફીણના વિષથી જર્જરિત કરી નાખી અને તેના બદલામાં ચીનનો એક ભાગ તેઓ હોઈયાં કરી ગયા. આ ભૂતકાળની વાતો જ્યાં ધીમે ધીમે ભૂલવા લાગ્યા હતા, ત્યાં તો જોઈએ છીએ તો જાપાન ઉત્તર ચીનને ગળી જવા તૈયાર થયું હતું. ઇંગ્લંડના રાજનીતિજ્ઞોએ કેટલી અવજ્ઞાપૂર્ણ ઉદ્ધતાઈથી એ લૂંટારુ-વૃત્તિને તુચ્છ વસ્તુ ગણી કાઢી હતી! ત્યાર પછી એક સમયે સ્પેનના પ્રજાતંત્રવાદી સરકારના તળિયામાં ઇંગ્લંડે કેવી કુશળતાથી કાણું પાડ્યું, તે પણ આપણે દૂરથી જોયું. તે વખતે જ આપણે એ પણ જોયું કે એ વિપત્તિમાં આવી પડેલા સ્પેનને ખાતર કેટલાક અંગ્રેજોએ પોતાના પ્રાણ પણ અર્પણ કર્યા હતા. જો કે અંગ્રેજોની આ ઉદારતા પૂર્વનું ચીન સંકટમાં સપડાયું ત્યારે જોઈએ એવી જાગ્રત થઈ નહોતી, છતાં યુરોપિયન પ્રજાના સ્વાતંત્ર્યના રક્ષણને ખાતર જ્યારે તેઓ-

માંના કોઈ કોઈ વીરને પ્રાણાર્પણ કરતા જોયા ત્યારે ફરી એકવાર મને યાદ આવ્યું કે અંગ્રેજોને એક વખતે હું માનવજાતિના હિતૈષી તરીકે જોતો હતો અને કેટલા વિશ્વાસપૂર્વક તેમની ભક્તિ કરતો હતો ! યુરોપીય પ્રજાની સ્વભાવગત સંસ્કારિતા પ્રત્યેનો વિશ્વાસ હું શી રીતે ક્રમેક્રમે ખોઈ બેઠો તેનો આ શોચનીય ઇતિહાસ આજે મારે જણાવવો પડયો.

સભ્ય શાસનના પ્રતાપે ભારતવર્ષની સૌથી વધુ દુર્ગતિ જે થઈ છે તે એ નથી, કે અહીં કેવળ અન્ન, વસ્ત્ર, શિક્ષણ અને આરોગ્યનો શોકપ્રદ અભાવ છે; પણ તે દુર્ગતિ તો ભારતવાસીઓમાં પડાવેલો અતિ ક્રૂર વિચ્છેદ છે. ભારતવર્ષની બહાર સ્વતંત્ર રાજ્યસત્તા ભોગવતા કોઈ પણ મુસલમાન દેશમાં મેં એના જોટાની કોઈ વસ્તુ જોઈ નથી. આપણી મુશ્કેલી એ છે કે, આ દુર્ગતિને માટે આપણા સમાજને જ માત્ર જવાબદાર ગણવામાં આવશે. પરંતુ આ દુર્ગતિનું સ્વરૂપ રોજ રોજ ક્રમશઃ ઉત્કટ બનતું જાય છે, તેને હિંદના રાજ્યતંત્રના ઉપલા થરના કોઈ એક ગુપ્ત કેન્દ્રમાંથી મળતા ટેકાથી જો પોષણ ન મળતું હોત, તો ભારતવર્ષના ઇતિહાસનું આવું મોટું અપમાનજનક સંસ્કૃતિહીન પરિણામ કદી આવી શકત નહિ. ભારતવાસી બુદ્ધિશક્તિમાં જાપાનીઓ કરતાં કોઈ પણ અંશે કમ છે, એ વાત માનવા જેવી નથી. પૂર્વના એ બંને દેશોમાં મુખ્ય ભેદ એ છે કે, હિંદુસ્તાન અંગ્રેજી રાજ્યસત્તા દ્વારા સર્વ પ્રકારે જિતાયલું અને દબાયલું છે: અને જાપાન એ રીતે કોઈ પણ પાશ્ચાત્ય પ્રજાની પાંખની છાયાના આવરણથી મુક્ત છે. એ વિદેશી સંસ્કૃતિએ—જો એને સંસ્કૃતિ કહેતા હો તો—આપણું શું શું હરી લીધું છે, તે આપણે જાણીએ છીએ; તેના બદલામાં તેણે હાથમાં લાકડી લઈને જેને એ લૉ ઍંડ ઓર્ડર—કાયદો અને વ્યવસ્થા—કહે છે, તેની સ્થાપના કરી છે, જે સંપૂર્ણતયા બહારની વસ્તુ છે, જે કેવળ દરવાનનું જ કામ છે. પાશ્ચાત્ય પ્રજાના સંસ્કૃતિના અભિમાન પ્રત્યે શ્રદ્ધા કાયમ રાખવી અશકય બની ગઈ છે. તેણે પોતાનું શક્તિરૂપ આપણને

બતાવ્યું છે, પણ તે મુક્તિરૂપ બતાવી શકી નથી. એનો અર્થ એ થયો કે માણુસ માણુસ વચ્ચેનો જે સંબંધ સૌથી કીમતી છે, જેને સાચી સંસ્કૃતિ કહી શકીએ, તેની કૃપણુતા જ આ ભારતવાસીઓની ઉન્નતિનો માર્ગ સંપૂર્ણપણે રોકી રહી છે. અને છતાં મારા વ્યક્તિગત સૌભાગ્યને લીધે કોઈ કોઈ વાર હું મહદાશય અંગ્રેજોને મળવા પામ્યો છું. એવી મહત્તા મેં બીજી કોઈ પણ પ્રજાના કોઈ પણ વર્ગમાં જોઈ નથી. એ વ્યક્તિઓએ મારા વિશ્વાસને અંગ્રેજ પ્રજા પ્રત્યે આજે પણ દૃઢ રાખ્યો છે. દૃષ્ટાંત તરીકે હું ઍંડ્રૂઝનું નામ દઈ શકું; તેમનામાં સાચા અંગ્રેજને સાચા ખ્રિસ્તીને સાચા માનવને મિત્રભાવે અત્યન્ત નિકટથી જોવાનું મને સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. આજે મૃત્યુના દૂરત્વને કારણે સ્વાર્થના લેશ પણ વિનાની તેમની નિર્ભીક મહત્તા વધારે તેજસ્વી બનીને દેખા દે છે. તેમની પ્રત્યે કૃતજ્ઞતા સેવવાનાં મને અને આપણી આખી પ્રજાને અનેક કારણો છે, પરંતુ વ્યક્તિગત રીતે હું તેમનો એક કારણથી વિશેષભાવે કૃતજ્ઞ છું. તરુણ વયમાં અંગ્રેજી સાહિત્યના પરિશીલનદ્વારા જે અંગ્રેજ પ્રજાને મેં નિર્મલ શ્રદ્ધા એક સમયે સમગ્ર અંતઃકરણથી નિવેદિત કરી હતી, તેને જીર્ણ થતી અને કલુષિત બનતી અટકાવવામાં તેમણે મને મારી અંતિમ વયમાં મદદ કરી હતી. તેમની સ્મૃતિની સાથે એ પ્રજાના અંતરમાં રહેલી મહત્તા મારા મનમાં કાયમ રહેશે. મેં એમને નિકટતમ મિત્ર ગણ્યા છે, અને સમસ્ત માનવજાતિના મિત્ર માનું છું. એમનો પરિચય મારા જીવનમાં એક શ્રેષ્ઠ સંપત્તિરૂપે સચવાઈ રહેશે. મને લાગે છે કે એઓ અંગ્રેજી પ્રજાની મહત્તાની નૌકાને કોઈ પણ રીતે ડૂબી જતી બચાવશે. એમને જો મેં ન જોયા હોત, અને ન ઓળખ્યા હોત, તો પાશ્ચાત્ય પ્રજા સંબંધી મારી નિરાશાનો ક્યાંય આરો ન રહેત.

દરમિયાન આપણે જોઈએ છીએ કે સમસ્ત યુરોપમાં જંગલીપણું કેવું નખ અને દાંત બહાર કાઢીને ભય ફેલાવવા તત્પર થયું છે. આ માનવ–પીડનના રોગચાળાએ પાશ્ચાત્ય સંસ્કૃતિની મજ્જામાંથી

જાગ્રત થઈને આજે માનવ આત્માના અપમાન વડે એક છેડાથી બીજા છેડા સુધી વાતાવરણને કલુષિત કરી મૂક્યું છે. આપણી ભાગ્યહીણી, લાચાર, ગાઢ કંગાલિયતમાં આપણને તેનો લગારે આભાસ મળ્યો નથી શું !

ભાગ્યચક્રના પરિવર્તનદ્વારા એક દિવસ તો અંગ્રેજોને આ ભારત–સામ્રાજ્ય છોડીને જવું જ પડશે. પરંતુ તેઓ પોતાની પાછળ કેવા શ્રીહીન કંગાલિયતના ઉકરડા સમા ભારતવર્ષને મૂકી જશે ! એક શતાબ્દીથી યે વધુ કાળનો એ શાસનપ્રવાહ જ્યારે સુકાઈ જશે, ત્યારે પોતાની પાછળ અસહ્ય નિષ્ફળતાનો કેવો અફાટ કીચડ મૂકતો જશે ! જીવનના પ્રારંભ કાળમાં મેં યુરોપની સંપત્તિરૂપ અંતરની આ સંસ્કૃતિના દાન ઉપર સમગ્ર અંતરથી વિશ્વાસ રાખ્યો હતો. અને આજે મારી વિદાયને સમયે તે વિશ્વાસ બિલકુલ ઊડી ગયો છે. આજે તો હું એવી આશ રાખી રહ્યો છું કે આપણી આ દારિદ્રલાંછિત કુટિરમાં પરિત્રાણકર્તાનો જન્મ થવાનો દિવસ પાસે આવતો જાય છે, અને હું એવી અપેક્ષા રાખું છું કે તે સંસ્કૃતિનો દૈવી સંદેશ લઈને આવશે અને મનુષ્યના ચરમ આશ્વાસનની વાણી માણસને આ પૂર્વ દિશામાંથી જ સંભળાવશે. આજે હું સામા કિનારાનો મુસાફર છું—પાછળના ઘાટ ઉપર શું જોતો આવ્યો, શું મૂકતો આવ્યો ? એક અભિમાની સંસ્કૃતિનાં ચારે કોર વેરાયલાં ખંડિયેરો ! ઇતિહાસમાં એ કેટલું તુચ્છ ઉચ્છિષ્ટ લેખાશે ! પણ માણસ પ્રત્યે વિશ્વાસ ખોઈ બેસવો એ પાપ છે, એ વિશ્વાસ હું આખર સુધી જાળવી રાખીશ. હું એવી આશા રાખીશ કે પ્રલય પછી વૈરાગ્યના મેઘમુક્ત આકાશમાં ઈતિહાસ કદાચ એક નિર્મલ સ્વરૂપે પ્રગટ થવા માંડશે—અને તે આ પૂર્વાચલની સૂર્યોદયની દિશામાંથી. અને ફરી એકવાર અપરાજિત મનુષ્ય પોતાની વિજયયાત્રાના પ્રયાણમાં પોતાની મહત્તા ફરી પ્રાપ્ત કરવાને માર્ગે બધી મુશ્કેલીઓને વટાવીને આગળ વધશે. મનુષ્યત્વના પરાભવને અંતહીન અને ઉપાયહીન માની

લેવો એને હું અપરાધ સમજું છું.

આજે હું એટલું કહેતો જાઉં છું કે પ્રબળ પ્રતાપશાલીનાં પણ સામર્થ્ય, મદમત્તતા, આત્મંભરિતા સલામત નથી, એ પૂરવાર થવાનો દિવસ આજે સામે આવીને ઊભો છે, અને જરૂર એ સત્ય સાબિત થશે કે—

अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

(અધર્મથી માણસ સંપત્તિમાન થાય છે, સુખો પામે છે, હરીફો ઉપર વિજય મેળવે છે, પણ અંતે સમૂળગો નાશ પામે છે.)